શેઠ દેવચન્દ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધારે ગ્રન્થાંક ૬૬.

( જૈન ગુર્જર સાહિત્યોદ્ધારે ગ્રન્થાંક ૭. )

# શ્રી આનન્દ-કાવ્યમહોદધિ.

( પ્રાચીન-જૈન-કાવ્યસંગ્રહ. )

મૌક્તિક ૭ મું.



સંગ્રાહક અને સંશોધક:

મુનિરાજ શ્રીસંપતવિજય.



પ્રકાશક:

શેઠ દેવચન્દ લાલભાઇ જૈન પુ૦ ફં૦ માટે.

જીવણચંદ સાકરચંદ જવેરી, મુંબઇ.





વીર સં૦ ૨૪૫૨. વિક્રમ ૧૯૮૨. ક્રાઇસ્ટ ૧૯૨૬.

પ્રતિ ૧૦૦૦. વેતન રૂ. ૧-૮-૦.

Sheth Devchand Lalbhai Jain Pustakoddhar
Fund Series, No. 66.

# THE ÂNAND-KÂVYA-MAHODADHI.

*( A collection of Old Gujrati Poems. )*

## PART VII.



*Collected and Edited by*

**Muni Shree Sampatavijay.**



*Published by*

**Jivanchand Sakerchand Javeri.**

A TRUSTEE.



*Sold by*

The Librarian

**Sheth Devchand Lalbhai J. P. Fund.**

*C/o. Sheth Devchand Lalbhai Dharmshala.*

Badekha Chakla, Gopipura,

SURAT



**1926.**

Rs. 1-8-0.

આનંદ કાવ્ય મહોદધિનું પ્રકાશન જારી રહે, તો બહુ સારૂં. જૂની ગુજરાતીના અભ્યાસને માટે જૂનાં જૈન કાવ્યો બહુ જરૂરનાં છે. પંદરમા સોળમા સૈકા પછી તો જૈનેતર સાહિત્ય પણ મળી આવે છે. પરંતુ તે પહેલાંનાં સૈકા ઉપર તો જૈન સાહિત્યજ પ્રકાશ નાંખી શકે એમ છે. તે છપાવવાની પ્રવૃત્તિ જારી રાખી વાચક વર્ગને આભારી કરશો અને અભ્યાસક વર્ગને.

અમદાવાદ.
તા. ૨૬-૬-૨૫.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

મુખ્ય સ્થળ:—
૧૧૪/૧૧૬ જવેરી બજાર,
મુંબાઈ નંબર ૨.



કાર્યકારો—

શા. જીવણચંદ સાકરચંદ.
,, ગુલાબચંદ દેવચંદ.
,, ફુલચંદ કસ્તુરચંદ.
,, અમરચંદ કલ્યાણચંદ.
,, નેમચંદ અભેચંદ.
,, મંછુભાઇ સાકરચંદ.

દ્વિતીય શાખા:—
બડેખાં ચકલો,
ગોપીપુરા-સુરત.





જૈન પુસ્તકોના ભંડારોમાં હું અનેક વખત ગયો છું. એ ભંડારોનું સંભાળથી જતન કરવામાં આવે છે. જૈન ભંડારોમાં હજારો હસ્તલિખિત પ્રતો છે. અમે હિન્દુઓ એથી ઉલટી રીતે એવી પ્રતોનો નાશ થવા દઈએ છીએ. અથવા તો પ્રજા-કીય ઉલટ ન હોવાથી વેચી દઈએ છીએ

બનારસ.
તા. ૪-૪-૨૬.

પ્રોફેસર બી. સી. ભટ્ટાચાર્યના
ભાષણમાંથી.



કાવ્યસાગરમાં વિહરી, કલ્લોલોમાં પછડાઇ, સસ્નેહ અનેક મૌક્તિક એકત્ર કરી, માળા ગુંથી, સજ્જન કંઠ માટે તૈયાર કરી. પણ, માળાને પરિપૂર્ણ્રીતે કંઠમાં સજી તે પ્રત્યે અન્યોને આકર્ષવાં, એ કર્તવ્ય રસપ્રજ્ઞોનુંજ છે. જેમ કમલને-કાવ્યને વિકસિત-પ્રકાશમાં આણવાનું કાર્ય તો સૂર્યનું-સુજનોનુ-પંડિતોનુંજ છે. વારિ-કવિ કે સંગ્રાહક તો માત્ર કમલ-કવિતાનો પોષ-ઉત્પાદ કે સંગ્રહજ કરી શકે છે.

જીવન.



# ક્રમાંક.





# સ્મરણપત્રિકા.

જૈનસાહિત્યના પ્રખર અભ્યાસી, સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ વગેરે પ્રાચીનભાષાના અનન્ય ભક્ત, જેસલમેર, પાટણ અને છાણી વગેરે સ્થળોના પ્રસિદ્ધ જૈનજ્ઞાનભંડારોમાં વર્ષોના વર્ષો સુધી અવડ પડી રહેલા, દુષ્પ્રાપ્ય અને અપ્રસિદ્ધ જૈન અને સસ્કૃત સાહિત્ય ગ્રથોને, ગુર્જરેશ્વર શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના ઉદાર આશ્રયવડે, સતત ઉત્સાહ અને ખંતથી પોતાના આયુષ્યના ભોગે પ્રકાશમા લાવનાર ગુર્જર માતાના વિદ્વાન્ પુત્ર સદ્ગત રાજ્યરત્ન શ્રીયુત **ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ, એમ. એ.** જેઓએ અથાગ પરિશ્રમ લઇ ગાયકવાડ પૌર્વાત્ય ગ્રથમાળાનુ કાર્ય હાથ ધરી તેમાં કાવ્યમીમાંસા, નરનારાયણાનદ, પાર્થપરાક્રમ. હમ્મીરમદમર્દન, વસતવિલાસ મહાકાવ્ય, પ્રાચીનગુર્જર-કાવ્યસગ્રહ, ગણકારિકા લિગાનુશાસન, ભવિસયત્તકહા, જેસલમેર ભડારોના ગ્રથોની સૂચી, લેખપદ્ધતિ, ઉદયસુદરીકથા, રૂપકષટ્ક, આદિ અપ્રસિદ્ધ પ્રાચીન સસ્કૃત તથા પ્રાકૃત ભાષાના ગ્રથો શોધિત કર્યા અને જે કાર્યની ડૉ ગ્રિયરસન, થોમ્સ જેવા પ્રખર વિદ્વાનોએ મુક્તકઠે પ્રશંસા કરી છે, તેમના પ્રાચીનસાહિત્ય, ઇતિહાસ, તત્વજ્ઞાનના ઉડા અભ્યાસ તેમજ સશોધન અને પ્રકાશનના કાર્યથી મુગ્ધ બની તે સેવાની કિંચિત એંધાની તરીકે આ સાતમા મૌક્તિક સાથે તેઓનુ પ્રશસ્ત નામ જોડી, કૃતકૃત્ય થઇએ છીએ

અક્ષયતૃતીયા } સ. ૧૯૮૨. }

**જીવણચદ સાકરચંદ ઝવેરી,**
પ્રસિદ્ધકર્ત્તા.

હતી પણ એટલા ટુંક સમયમાં તેમણે પોતાના વિષયમાં એટલો કાબુ અને નિપુણતા મેળવ્યાં હતાં કે, તેમની સાથે કોઇપણ મહત્વના વિષયપર—ખાસ કરીને પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસપર—વાતચિત અને ચર્ચા કરવી એ તો ખરેખર આનંદદાયક થઇ પડતું અને તેમની વિદ્વત્તા અને જ્ઞાન માટે, બેશક માન ઉત્પન્ન થતું. વળી તે માટે તેમની તૈયારી એટલા ઉંચા પ્રકારની હતી અને તેમની માહિતી અને સાધન એટલા બ્હોળાં હતા કે તેમના આરંભના પ્રયાસો પણ વિદ્વાનોના આદરને પાત્ર થઇ ભારે પ્રશંસા પામ્યા હતા; તેમ તેમણે હાથ ધરેલો વિષય એટલો મહત્ત્વનો અને ઉપયોગી હતો કે, સાહિત્યના અભ્યાસકો તેના પરિણામ માટે આતુરતાથી રાહ જોતા હતા. તેમના કાર્ય માટે એવી સામાન્ય માન્યતા બંધાઇ હતી કે આગળ જતા તે પ્રાચિન ઇતિહાસ અને સાહિત્ય પર કંઇક નવીન અને વિશેષ પ્રકાશ પાડવા શકિતમાન થશે અને તેમનુ કાર્ય સારી રીતે દીપી ઉઠશે, તેમ તે સારી નામના અને યશ પ્રાપ્ત કરશે. પણ તે આશાઓ ફળીભૂત થાય તે પહેલાં પ્રભુએ તેમને પોતાની સમીપ બોલાવી લીધા છે.

જનસમાજ જેમનાં કાર્ય અને સેવાથી સતુષ્ટ અને પ્રસન્ન હતો અને જેમના ઉમદા ગુણો અને ઉચ્ચ બુદ્ધિમત્તા માટે નવીન ગુજરાત મગરૂર થઇ શકે એમ હતું એવા નવ યુવકો, ભાઇ રણજીતરામ ભાઇ ભોગીન્દ્રરાવ, ભાઇ ઠાકોરલાલ પંડ્યા, ભાઇ અબાલાલ—ચરોતર કેળવણી મંડળીવાળા અને ભાઇ શિવભાઇ, એ સઘળાને ટુંક મુદતમા એક પછી એક અકાળ મૃત્યુ પામેલા નિહાળી આપણે નિરાશાના શોકસાગરમા ડુબી ગયા હતા, અને તેમના ઘા અને વેદના હજી તાજાજ હતાં એટલામા તો ભાઇ દલાલે અન્ય સૃષ્ટિમા પ્રયાણ કર્યુ છે, તેથી આપણને અસંત નુકશાન પહોંચ્યું છે અને આપણી સ્થિતિ ખરેખર લાચાર થઇ પડી છે.

આવા દુ:ખના પ્રસંગે પ્રભુમાં અચળ શ્રદ્ધા રાખ્યા વિનાં
શાંતિ કે આશ્વાસન બીજી કોઇ રીતે લઇ શકીએ તેમ નથી
ની લીલા વિચિત્ર અને અકલિત છે છતાં એટલી ખાતરી
તે શરણાગતની વહારે ચઢે છે જ

ભાઇ ચીમનલાલનો જન્મ સન ૧૮૮૧ ના ચૈત્ર માસમ
માં થયો હતો તેમનું કુટુંબ વચલા વર્ગનું–સાધારણ (
પણ કુળવાન હતું તેમના પિતાશ્રી રા. ડાહ્યાભાઇ સાકળચ
વેપાર અર્થે અમદાવાદમાં ઝવેરીવાડામાં આવી વશ્યા હત
તે રૂની દલાલીનો ધંધો કરતા સામાન્ય રીતે વેપારી અને
વર્ગમાં ઉચી કેળવણી લેવા માટે ઝાઝો ઉત્સાહ કે લાગણી
નથી. વ્યવહારીક જ્ઞાન અને દુનિયાદારીનું ડહાપણ પ્રાપ્ત કર
તેરા અંતિમ લક્ષ્ય હોય છે, પણ રા ડાહ્યાભાઇપર જુદા
ના સંસ્કાર પડયા હતા. કાંઇક અગવડ વેઠીને પણ યુનિવર
ઉંચું પણ ખર્ચાળ શિક્ષણ પોતાના પુત્રોને આપવું એવી
મનમાં ભારે ઉમેદ હતી અને પ્રભુ કૃપાથી તે બર આવી
તેમના મોટા પુત્ર રા વાડીલાલે મેટ્રિકયુલેશનની પરીક્ષા પસા
સંતોષ માન્યો અને આગળ અભ્યાસ કર્યો નહિ પરંતુ બ
વચલા પુત્ર ભાઇ ચીમનલાલની મનોવૃત્તિ અને વલણ ન્હાન
જ અભ્યાસ પ્રતિ વિશેષ હતા અને જીંદગીભર તેમણે એક
વિદ્યાર્થી જીવન ગાળ્યું હતું. નિશાળનો તેમનો અભ્યાસ શરૂ
થીજ યશસ્વી હતો અને તેમની બુદ્ધિ અને હોશિયારીનાં વ
થતાં. પહેલે વર્ષે જ મેટ્રિકયુલેશનની પરીક્ષા તેમણે ટંકશા
ન્યુ ઇંગ્લિશ સ્કુલમાંથી સારે નંબરે પાસ કરી ને પછી ગુજ
કોલેજમાં દાખલ થયા. મૂળથી તેમનો સ્વભાવ તદ્દન શાંત
એકમાર્ગી હતો. એકલા રહેવું અને હરવું ફરવું તેમને વિશેષ
હતું વિદ્યાર્થીઓમાં તેઓ ઝાઝા ભેળાતા નહિ અને વા

પરંતુ એ ઇચ્છા ફલિભૂત થાય એ પૂર્વે જ તે સદ્ગતિ પામ્યા છે. જો તે થોડાંક વધારે વર્ષ જીવ્યા હોત તો જૈન ધર્મ, સાહિત્ય અને ઇતિહાસની બહુ સારી સેવા કરી શકત અને તેને દિપાવત પણ તે આશા નિષ્ફળ નીવડી છે. ખરે ભાવી બળવાન છે.

એમ. એ. ની પરીક્ષા પાસ કર્યા પછી પોતાને મન પસંદ અને અનુકુળ થઇ પડે એવી કોઇ સારી નોકરી મેળવવાની તે તજવીજ કરતા હતા. તે દરમિયાન વડોદરામા શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાનુસાર અમેરિકન વિદ્વાન મિ બોર્ડનની દેખરેખ નીચે એક લાઇબ્રેરી વર્ગ સ્થાપવામા આવનાર છે અને તેમાં ગ્રેજ્યુએટોને તાલીમ લેવા પસંદ કરવામાં આવનાર છે, એવી જાહેર ખબર તેમના જોવામા આવી. સરકારી ખાતામાં સારા પગારની અને ઉંચી નોકરી મળવાનો સંભવ હતો પણ તેમને એમ જણાયુ કે લાઇબ્રેરી ખાતામા દાખલ થવાથી તે વધારે ઉપયોગી અને સંગીનકાર્ય કરી શકશે. તેથી બીજા લાભોની દરકાર કર્યા વગર દેશી રાજ્યની ઓછા પગારની નોકરીમાં જોડાવાનુ તેમણે પસંદ કર્યું. પોતાના વિચાર અને આશય પાર પાડવાને આ ખરી રીતે તેમનો એક પ્રકારનો સ્વાર્થત્યાગ અને આત્મભોગ હતો.

લાઇબ્રેરી ક્લાસમા પ્રથમ તેમને જુદી જુદી લાઇબ્રેરી પદ્ધતિઓનુ અને પુસ્તકોનું વર્ગીકરણ કામ શીખવવામાં આવ્યું. આ પદ્ધતિનું જ્ઞાન ગુજરાતીમાં કેવી રીતે ઉતારવું અને દાખલ કરવુ તેની વ્યવસ્થા થવા તજવીજ ચાલી. એ બાબત સહેલાઇથી સમજી શકાય તે હેતુથી એક પ્રયોગ તરીકે તેમણે પ્રથમ ૧૦૦૦ ગુજરાતી પુસ્તકોનુ નવી પદ્ધતિએ વર્ગીકરણ તૈયાર કર્યું અને તે એક ચોપાનીયા રૂપે પ્રસિદ્ધ કર્યુ. વળી જ્યાં ત્યા આ નવી લાઇબ્રેરી પદ્ધતિનો પ્રચાર કરવા અને તેના જ્ઞાનનુ સાહિત્ય ઉત્પન્ન કરવા લાઇબ્રેરી ખાતા તરફથી એક લાઇબ્રેરી ત્રિમાસિક કાઢવાની

યોજના કરવામા આવી. આમાના ગુજરાતી વિભાગનુ બધુજ કામ અને તેનું તંત્રીપદ રા. દલાલને સોપાયુ. એ ઉપરાત સંસ્કૃત પુસ્તકોનુ શાસ્ત્રીય ધોરણપર વર્ગીકરણ કરવાનું કાર્ય તેમણે હાથ ધર્યું અને તે કાર્ય સંપૂર્ણ ફતેહમંદ થાય તે માટે દેશના જુદા જુદા વિદ્વાનોને પત્ર લખી તેમના અભિપ્રાય અને સૂચનાઓ મેળવ્યાં. આ રીતે લગભગ ત્રણેક વર્ષ આ નવા લાઇબ્રેરી વિષયનુ જ્ઞાન સંપાદન કરવામા અને તેનો પ્રચાર કરવામા અને તેનુ સાહિત્ય તૈયાર કરવામાં તેમણે ગાળ્યાં. ત્યારબાદ મિ. બોર્ડનની નોકરીની મુદ્દત પુરી થવા આવી અને તેમને પાછા અમેરિકા જવાનુ ઠર્યું. તે સાથે મિ. કુડાલકરે યુરોપ, અમેરિકા, જાપાન આદિ દેશોમાં પ્રવાસ કરી, ત્યાની લાઇબ્રેરી પદ્ધતિઓનો જાતિ અનુભવ લઇ આવવા હજુર આજ્ઞા થઇ. દરમિયાન લાઇબ્રેરીનુ કામ બીજી રીતે પ્રતિદિન વધતું અને ખીલતુ જ ચાલ્યુ.

એ ખાતાને પ્રથમ પ્રેસ રિપોર્ટરનુ કામ સોપાયુ. અને ધીરે ધીરે પ્રેસ કટિંગ, મુખ્ય અને જાણવા જેગા લેખોની નોધ અને સાર, બાળવાચન વિભાગ, સરકયુલેટિંગ અને ટ્રાવેલિંગ લાઇબ્રેરીઓ, સિનેમેટોગ્રાફ અને સચિત્ર કાર્ડ દ્વારા જ્ઞાનપ્રસાર વગેરે કાર્યો નવા ઉમેરાતા ગયાં. આ કાર્યોમાં રા. દલાલ રસપૂર્વક ભાગ લેતા. પરંતુ તેમનું મન ખરી રીતે તો પ્રાચીન સાહિત્યના સંશોધન અને સગ્રહના કાર્ય પ્રતિજ રોકાયેલુ રહેતુ. સેંટ્રલ લાઇબ્રેરીનો સંસ્કૃત વિભાગ તેમને સોપવામાં આવ્યો હતો અને તેમા સુધારાવધારા કરીને વધારે આકર્ષક–ઉપયોગી બનાવવાને તેઓ હમેશ ઉત્સુક રહેતા. બહાર ગામના વિદ્વાનો તે સગ્રહનો સારી રીતે લાભ લઇ શકે એવી વ્યવસ્થા તેમણે કરી તેથી તેનો બહોળો ઉપયોગ થવા માડ્યો અને તે કાર્યમા તેમની મદદ અને સલાહ બહુ કિમતી થઇ પડયાં. પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સગ્રહ

કરવાનું અને તે માટે નવાં નવાં પુસ્તકો મેળવવાનું કામ શરૂઆતથી થયા કરતું હતું અને તે વિભાગમાં મિ. દલાલના ખંત અને ચાલુ ઉદ્યોગના પરિણામે બહુ ઉપયોગી પ્રાચીન ગ્રંથોનો ઉમેરો થયો. અત્યારે એ સંગ્રહને જે મહત્તા ને કીમતીપણું પ્રાપ્ત થયાં છે, તે વાસ્તવિક રીતે તો મિ. દલાલના શ્રમ અને ખંતને જ આભારી છે. આમ માત્ર સંગ્રહ કરવાથી તેમ છતાં તેમને પુરતો સંતોષ થયો નહિ, તેથી વધુ શોધ અને તજવીજ થવા તેમણે એક ટિપ્પણ તૈયાર કર્યું. મે. દિવાન સાહેબ આગળ તે રજુ કરવામાં આવતાં તેમણે પાટણના જુના જૈન ભંડારોની તપાસ કરી, તે વિષે એક સવિસ્તર રિપોર્ટ કરવા મિ. દલાલને ખાસ હુકમ આપ્યો. મિ. દલાલના કાર્યે અહિંથી નવીન સ્વરૂપ ધારણ કર્યું, અને તે મૃત્યુપર્યંત તેમણે અવિચ્છિન્ન રીતે ચલાવ્યું તેમના ભગીરથ અને અવિશ્રાંત શ્રમનું પરિણામ બહુ સુંદર આવેલું સર્વ કોઇ સ્વીકારે છે.

ત્રણ માસ તે પાટણમાં રહ્યા. છતા એટલા ટુંકા સમયમાં તેમણે ૧૧ ભંડારોની તપાસ કરી. એ ભંડારોમાં આશરે ૧૩૦૦૦ કાગળપર અને ૬૫૮ તાડપત્ર ઉપર લખેલાં પુસ્તકો હતા. એ પુસ્તકો મિ. દલાલે ખૂબ ધ્યાનપૂર્વક અને બારીકાઇથી તપાસ્યા અને ખંભાતના ભંડારો તપાસી ડો. પિટરસને એક સવિસ્તર રીપોર્ટ કર્યો હતો તેમ અને તે પદ્ધતિ પર તમામ પુસ્તકોની વિગતવાર નોંધ કરી અને તેમાના ઉપયોગી અને કીંમતી પુસ્તકોની નકલ ઉતરાવી, મિ. દલાલે પોતાના કાર્યને પાર ઉતાર્યું. આગળ ડો. બ્યુલર, ડો. ભાંડારકર, ડો પિટરસન અને પ્રો. મણિલાલ નભુભાઇ વગેરે પ્રસિદ્ધ વિદ્વાનો પાટણના ભંડારોની મુલાકાત લઇ ગયા હતા. પરંતુ તેઓ આ ભંડારો પુરેપુરા તપાસી શક્યા ન હતા, તેમ તેમાના ઘણા પુસ્તકો—ખાસ કરીને તાડપત્ર ઉપર લખાયેલાં ગુપ્ત રાખવામાં આવ્યા હતાં, એટલે

એ ભંડારોની તપાસ અને નોંધ અપૂર્ણ અને ખામીવાળી રહેલી હતી. આનંદની વાત તો એ છે કે, એ દિશામાં મિ. દલાલે બજાવેલું કાર્ય અત્યંત સંતોષકારક અને ઉપયોગી જણાયું છે. તે જાતે જૈન હોવા ઉપરાંત તેમના આચારવિચાર અને રહેણી એટલાં ધાર્મિક અને સાદાઇવાળાં હતાં અને જૈન સાધુઓમાં તે આટલા જાણીતા હતા અને તેમનો લાગવગ અને માન એવાં હતાં કે જે તેમને પોતાનું કાર્ય કરવામાં અત્યંત સહાયક નીવડયાં હતાં. જે પ્રાચીન સાહિત્ય અત્યાર લગી ભંડારોમા અંધારામાં પડી રહ્યું હતુ અને કોઇની નજરે પડતુ નહિ, તે તેમને સહેલાઇથી ઉપલબ્ધ થયુ. અને આ પ્રમાણે મળી આવેલી તકનો તેમણે ખરેખરો સદુપયોગ કર્યો હતો. આ શોધખોળના પરિણામે અનેક જુનાં અને મહત્વનાં પુસ્તકો પ્રકાશમાં આવ્યાં છે, વળી એવું કેટલુક અપભ્રંશ સાહિત્ય મળ્યું છે કે જે હિંદી ગુજરાતી અને મરાઠી એ ત્રણે દેશી ભાષાઓની ઉત્પત્તિ અને ઇતિહાસ માટે જાણવા જેવી અને ઉપયોગી માહિતી પુરી પાડે છે. બારમા, તેરમા, અને ચૌદમા સૈકાની જુની ગુજરાતી ભાષાના ગ્રંથો હાથ આવ્યા છે, જે અપભ્રંશમાથી જુની ગુજરાતીનો કેવી રીતે વિકાસ થયો, તેનો બહુ સારો પુરાવો પૂરો પાડે છે અને ભાષાના સાહિત્યમાં તેમની પ્રાપ્તિ બેશક ઉપયોગી અને કિમતી ગણાય.

આ હિલચાલનું એક વ્યાવહારિક પરિણામ એ આવ્યું છે કે, તેમના રિપોર્ટથી ખુશ થઇ, પાટણ ભંડારોમાંનાં પ્રાચીન ઐતિહાસિક પુસ્તકો, એક જુદી ગ્રંથમાળા તરીકે પ્રસિદ્ધ કરવા શ્રીમંત મહારાજા સાહેબની ખાસ આજ્ઞા થઇ. 'ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાળા' ની પ્રસિદ્ધિ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમા એક અપૂર્વ બનાવ ગણાય અને વિદ્વાનવર્ગ તરફથી તેની યોગ્ય કદર થાય એ ખુશ થવા જેવું છે. પ્રસ્તુત ગ્રંથમાળામા આજ દિન સુધીમાં સાત પુસ્તકો [illegible] થયા છે અને બીજાં તૈયાર થાય છે. આમાંનાં ત્રણ પુસ્ત[illegible]

રચિત 'કાવ્યમીમાંસા', વસ્તુપાલ કૃત 'નરનારાયણાનંદ' કાવ્ય અને 'પાર્થપરાક્રમ' રા. દલાલે એડિટ કર્યાં છે અને બીજાં ચાર પુસ્તકો (૧) હમીરમદમર્દન, રચ્યા સાલ સં. ૧૨૩૦ (૨) વસંતવિલાસ ૧૩ મી સદી, (૩) પંચમીકહા, અપભ્રંશનું પુસ્તક ૧૨ મી સદી અને (૪) પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ, જેમાં ૧૨ મા, ૧૩ મા, ૧૪ મા શતકનાં કાવ્યો આપેલાં છે, જે પ્રેસ માટે નોટસ અને ઉપોદ્ઘાત સહિત તૈયાર કરતા હતા અને તે સિવાય ૪ થા સૈકાની ઉદયસુંદરીની કથા, વત્સરાજ રચિત કર્પૂર ચરિત, રૂક્મિણી પરિણય, હાસ્ય ચૂડામણિ, ત્રિપુરદાહ, કિરાતાર્જુનીય, અને સમુદ્રમંથન એ ગ્રંથોનું સંશોધન અને સારી નકલો કરવામાં આવતી હતી. આ પ્રમાણે વિવિધ પુસ્તકોની તૈયારી કરવામાં તે રોકાએલા હતા. ખરી રીતે ગ્રંથમાળાની તમામ વ્યવસ્થા અને યોજના તેજ કરતા હતા. વળી નોટસ અને ઉપોદ્ઘાત વગેરે લખવાં અને જુદા જુદા પાઠો તૈયાર કરવા, એ બધુ કામ તેમના હસ્તક થતું હતું, અને તે કાર્ય એટલુ વિદ્વત્તાપૂર્ણ અને ઉંચી પ્રતિનું થએલું છે કે, પાશ્ચાત્ય અને પૌર્વાત્ય વિદ્વાનોએ તે ગ્રંથોની મુક્ત કંઠે પ્રશંસા કરેલી છે. તેની પ્રસિદ્ધિથી સંસ્કૃત સાહિત્ય અને પ્રાચીન સાહિત્યના ઇતિહાસ પર કેટલોક નવીન પ્રકાશ પડ્યો છે. આવા ઉપયોગી અને કીમતી કાર્ય બદલ શ્રીમંતમહારાજા સાહેબ બેશક મગરૂર થઇ શકે અને સાહિત્યસમાજ તેમનો જેટલો ઉપકાર માને તેટલો ઓછોજ છે. પણ તે સાથે અહીં એટલું ઉમેરવું જોઇએ કે, તે ગ્રંથમાળાની યોજના અને પ્રસિદ્ધિ ખરી રીતે રા. દલાલના સ્તુત્ય પ્રયાસનું ઉમદા અને સુંદર ફળ છે, અને તેનું માન અને યશ એક રીતે તેમને જ ઘટે છે. તેમના આ કીમતી કાર્યની કદર બુજીને ત્રીજે વર્ષે શ્રીમંત મહારાજા સાહેબે તેમને 'રાજ્યરત્ન' નો ઇલ્કાબ બક્ષ્યો હતો, તે યોગ્ય જ થયુ હતુ.

પાટણના ભંડારોની તપાસ આટલી બધી ફળદાયી અને મહત્વની માલમ પડ્યાથી, જેસલમીરના ભંડાર–જેમાંનાં પુસ્તકો

અતિ પ્રાચીન હોવાની વિદ્વાનોમાં સામાન્ય માન્યતા છે અને જે પુસ્તકોની અત્યાર સુધી ખાતરીપૂર્વક તપાસ અને યાદી થઇ ન હતી, તે પાટણ ભંડારમાના કેટલાક પુસ્તક એડિટ કરતાં એમ માલૂમ પડ્યુ કે, તેની બીજી પ્રતો જેસલમીરના ભંડારમાં કદાચ હોવી જોઇએ તેથી એ ભંડારોની બરોબર તપાસ થવી જોઇએ એમ નક્કી થયું. ડો. બ્યુલરે સન ૧૮૭૨ માં તે ભંડાર પ્રથમ તપાસ્યો હતો. પણ તેમને માત્ર ૪૦ પોથીઓ બતાવવામા આવી હતી. તે તપાસમાંથી ડો. બ્યુલરે 'વિક્રમાકદેવચરિત' નું ઐતિહાસિક કાવ્ય લીધુ અને પાછળથી મુંબાઇ સંસ્કૃત ગ્રંથમાળા માટે એડિટ કર્યુ. તેમના પછી કેટલેક વર્ષે મુંબાઇ સરકારે તે ભંડારની ફરી તપાસ અને નોધ કરવા પ્રો. એસ. આર. ભંડારકરને મોકલ્યા હતા. પણ તે તેમાં ફતેહમંદ થયા નહિ. તેમજ તે ગ્રંથોની જોઇએ તેવી અને પુરતી માહિતી બહાર નહિ પડેલી હોવાથી, તે ભંડારની ચોકસાઇથી અને ખાતરીપૂર્વક તપાસ અને નોધ થવા સૌ કોઇ જરૂર બતાવતા હતા. રા દલાલને પાટણના ભંડારો તપાસવામા અસાધારણ ફતેહ મળી હતી, તેથી તે કામ માટે ફરી તેમની જ નિમણુંક થઇ. જેસલમીરની મુસાફરીએ જવું એ કાંઇ સહેલ કાર્ય નથી. પ્રથમ તો ત્યા જવાનો માર્ગજ વિકટ છે અને રેતીના રણમાં લાંબી મુસાફરી કરવી પડે છે. વળી તે ભંડાર ગઢના કિલ્લામા એટલો સુરક્ષિત અને સખત જાપતા હેઠળ રાખેલો છે કે તે જોવાની તક બહુ થોડાનેજ મળે છે. આવી મુશ્કેલીઓ અને અડચણો હોવા છતાં માત્ર કુનેહ, ખંત, પ્રયત્ન અને યુક્તિવડે અન્યને અસાધ્ય થઇ પડેલું કાર્ય રા. દલાલે ભારે પરિશ્રમ ઉઠાવી ફતેહમંદ રીતે પાર પાડ્યું અને તે બદલ તેમને અત્યંત ધન્યવાદ મળ્યો. તાડપત્રના જુનામાં જુના ગ્રંથો આખા હિંદુસ્થાનમાં માત્ર આ ભંડારમાં સચવાઇ રહેલા છે અને તેમાંના કેટલાક પુ-

૧૦ મી સદી જેટલાં પ્રાચીન છે. બીજાં એવાં કેટલાંક અગત્યનાં પુસ્તકો છે કે જેની પ્રતો અન્ય કોઇ સ્થળે ઉપલબ્ધ નથી. અગાઉ આ બધાં પુસ્તકો પાટણના ભંડારોમાં હતાં, પણ આફતના સમયે તે નાશ પામવાની ભીતિથી સં. ૧૪૭૪ માં જૈન સાધુ જિનભદ્રસૂરિએ તે ભંડારને જેસલમીર આણ્યો, જ્યાં અદ્યાપિ તેની પ્રાણની પેઠે રક્ષા થાય છે. પાટણમાં તો માત્ર નકલો રાખવામાં આવી હતી અને તેના પ્રમાણ તરીકે એટલું જણાવવું બસ થશે કે, પાટણમાંથી પ્રાપ્ત થયેલા 'કાવ્યમીમાંસા' અને 'હમીર મદમર્દન' ગ્રંથોની મૂળ પ્રતો રા. દલાલને અહિંથીજ પ્રાપ્ત થઇ હતી. તેમણે એ ભંડારની તપાસ એવી ખુબી અને કુશળતાથી કરી કે તેમના વર્તનથી ભંડારના રક્ષકો પ્રસન્ન થયા. એટલે સુધી કે, બધાં પુસ્તકો તેમને બતાવ્યાં, એટલુંજ નહિ પરંતુ તેની બરોબર નોંધ કરવા અને કેટલાક પુસ્તકોની નકલ ઉતારી લેવા ખાસ પરવાનગી આપી, જે બીજાને જવલ્લેજ મળે છે.

આ રીતે પાટણના ભંડારમાંથી નહિ મળેલાં એવાં કેટલાંક મૂળ પુસ્તકોની નકલો કરાવી લીધી અને બીજાં કેટલાંક સંસ્કૃત અને અપભ્રંશના નવાં પુસ્તકો પ્રાપ્ત કર્યાં. જેની ટુંકી યાદી વાચકને સહેજ ખ્યાલ આવવા નીચે આપી છેઃ—દ્રુકે રચિત વિલાસ વાખા–સંવત ૧૧૩૯, નેમનાથ ચરિત–૧૩ મી સદી, કુલવયમાળા ( ઉદ્યોતનસૂરિ ) કૃત–સં. ૮૩૫, જયદેવ રચિત–છંદશાસ્ત્ર, (કિસ્સાહ) વક્રોક્તિ જીવિત અથવા કુત્તકનું કાવ્યાલંકાર, ઇષ્ટસિદ્ધિ અને લીલાવતી કહા વગેરે.

આ તપાસ દરમિયાન તેમણે ૩૪૪ તાડપત્રનાં અને ૬૦૦૦ કાગળનાં હસ્તલિખિત પુસ્તકોની નોંધ લીધી. તે સાથે સીરોહી, બિકાનેર, જોધપુર વગેરે શહેરોમાં ફરી આવી પુષ્કળ માહિતી એકઠી કરી. તે સિવાય પ્રાચીન સાહિત્યની શોધખોળ માટે તે

આમોદ, જુનાગઢ, તારાપુર, ખંભાત, ખેડા, માતર, વળી, પાંચગામ, અને અમદાવાદ વગેરે સ્થળોએ જઇ આવ્યા હતા. આ પ્રમાણે સતત પ્રયત્ન કરી લગભગ ૩૦૦ કીમતી હસ્તલિખિત પુસ્તકો સેંટ્રલ લાયબ્રેરીના સંગ્રહ માટે તેમણે પ્રાપ્ત કર્યાં હતાં. એ સંગ્રહની સમૃદ્ધિ અને ઉપયોગિતા મોટા અંશે તેમના પ્રયાસને અને ખંતને આભારી છે.

ચાલુ ઓફિસ કામ કરવા ઉપરાંત બાકીનો સમય તે સાહિત્ય સેવા કરવામાં ગાળતા. જુનાં જુનાં માસિકો અને પત્રોમા વખતો વખત મહત્વના લેખો, તેમજ પ્રાચીન ગુજરાતી કાવ્યો અને સુભાષિતો વગેરે પ્રસિદ્ધ થવા માટે મોકલી આપતા. વળી સાહિત્યના પ્રશ્નોના ચર્ચામાં રસપૂર્વક ભાગ લેતા. સુરતમાં ભરાયેલી પાચમી ગુજરાતી સાહિત્ય પરિષદ માટે તેમણે પાટણના ભંડારોમાંનાં જુની ગુજરાતી અને અપભ્રંશનાં પુસ્તકો વિષે એક વિદ્વત્તાભર્યો નિબંધ લખી મોકલ્યો હતો, જે પ્રતિ વિદ્વાનોનું સારૂં ધ્યાન ખેંચાયું હતું, ને યોગ્ય પ્રશંસા થઇ હતી. જનાર્દન રચિત ઉષાહરણ અને બિલ્હણ કૃત ચોરપંચાસિકા વગેરે પ્રાચીન ગુજરાતી કાવ્યો એડિટ કરી ચંદ્રહાસને મળતી અન્ય કથાઓ, સદયવત્સ સાવલિગા અને (માધવકામ કુંડળા) ની કથા વગેરે જુની વાર્તાઓનો ઐતિહાસિક અને તુલનાત્મક રીતે અભ્યાસ કરી, ગુજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય તથા પ્રાચીન ગુજરાતીનો વિભક્તિ વિભાગ તથા વાકયપ્રકાશ ઔક્તિક વગેરે વિચારપૂર્ણ લેખો લખી અને કાશ્મીર મુખમંડનની અને ખભાત શબ્દોની વ્યુત્પત્તિની ચર્ચામાં ઉંડા ઉતરી તેમણે સાહિત્યમાં ઉપયોગી ફાળો આપ્યો છે અને તેમની સાહિત્યસેવા બહુ ઉંચા પ્રકારની હતી, એટલું ગુજરાતના સાહિત્યના અભ્યાસીઓ સ્વીકાર્યા વગર રહેશે નહિ.

ટુંકામાં તેમનું સમગ્ર જીવન પ્રાચીન સાહિત્યના અભ્યાસ અને સેવનમાં નિર્ગમન થયું છે. તેમણે આદરેલું કાર્ય અત્યંત કીંમતી અને મહત્વનું હતું અને તેમાં જે કાંઇક થોડું કરવાને તે શકિતમાન થયા હોય તો તે તેમને માન અને કીર્તિ આપે એવું ઉંચા પ્રકારનું અને વિદ્વત્તાભર્યું હતું. આપણે આશા રાખીશું કે, લાઇબ્રેરી ડિપાર્ટમેન્ટ તરફથી ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાળામાં તેમના પાટણ અને જેસલમીરના ભંડારોની તપાસના બે મોટા રિપોર્ટ સત્વર પ્રસિદ્ધ થવા વ્યવસ્થા થશે. કેમકે તેની પ્રસિદ્ધિ થયેથી તેમનું કાર્ય કેટલું બધું ઉપયોગી અને અગત્યનું હતું તેનો વાચકવર્ગને પુરતો ખ્યાલ આવશે. સ્વભાવે તે તદન શાંત અને નિરભિમાની હતા. તેમની પ્રકૃતિ આગ્રહી અને નિશ્ચયાત્મક હતી. તપસી જેવી તેમની મનોવૃત્તિ અને ભાવના હતાં અને તેને અનુકૂળજ તેમણે પોતાનો જીવનક્રમ અને વ્યવહાર રાખ્યાં હતાં. દુનિયાદારીની ચીજોની તેમને ઝાઝી સ્પૃહા ન હતી. વળી તેમને માન કે મોટાઇની ઇચ્છા કે પરવા પણ ન હતી. સાદું, એકાંતિક, અને સંસ્કારી સાક્ષર જીવન, એક જૈન સાધુની માફક ગાળવાને તેઓ સદા તત્પર અને ઉત્સુક રહેતા એજ તેમની જીવન ભાવના અને અભિલાષ હતાં બહુધા તે પુસ્તકોનાં વાંચન અને અભ્યાસમાં ગુંથાયેલા માલમ પડતા અને કવિ ચોસરના શબ્દોમાં કહીએ તો

> "of studie took he most care and most hede
> Nought a word spoke he more than was nede."

( કામ પુરતુંજ તે બોલતા, બાકીનો સમય અભ્યાસ ને અધ્યયનની દરકાર કરવામાં ગાળતા. )

તેમ તેમણે ઉપાડેલું કામ તેમના સ્વભાવને અનુકૂળ અને યોગ્ય દિશામાં હતું. તે માટે યોગ્ય કાર્ય કરનારનીજ રાહ જોવાની હતી. લાયકને લાયક કામ મળી આવ્યું અને સંતોષની વાત છે કે, તેમાં

તેમને સારી ફ્નેહ પણ મળી. તે એટલું સરસ કામ કરી રહ્યા હતા કે, થોડા સમયમાં તેમના પ્રયાસથી સુંદર પરિણામો આવવાની આપણે આશા રાખતા હતા પણ એટલામાં કિનારે આવેલુ વહાણુ ડાધી ગયું. ખરેખર આપણે નિર્ધન થઇ ગયા છીએ, આપણી સ્થિતિ શોચનીય છે. આપણે અહીં કામ કરનારાઓની ખોટ છે. આવી પરિસ્થિતિમાં જેમણે પોતાના કાર્યથી તેમની યોગ્યતા અને મહત્તા સિદ્ધ કર્યા હતાં તે એકાએક દૂર થવાથી કયા ગુજરાતી બંધુનું હૃદય નહિ દ્રવે ! પરમાત્મા તેમના આત્માને પરમ શાંતિ અને સુખ બક્ષો, એજ પ્રાર્થના+

હીરાલાલ ત્રીસોવનદાસ પારેખ.

તા. ક-ગાયકવાડ પૌર્વાત્ય ગ્રથમાળામા નં. ૧, ૨, ૪, ૫ તરીકે કાવ્ય મીમાંસા, નરનારાયણાનંદ, પાર્થ પરાક્રમ અને રાષ્ટ્રૌઢ વંશ-તે પોતે સંશોધિત કરેલાં તે પોતાની હયાતીમાંજ પ્રકટ થયાં, હયાતી બાદ તેમના સંશોધિત કરેલ વામન કૃત લિંગાનુશાસન નં. ૬, બાલચંદ્રસૂરિ કૃત વસંતવિલાસ ન. ૭, વત્સરાજ કૃત રૂપકષટ્કં-છ નાટક, નં. ૮ તરીકે સને ૧૯૧૮ માં પ્રકટ થયાં અને તદુપરાંત સદ્દગત દલાલ કૃત પ્રસ્તાવના અને પરિશિષ્ટોવાળું યશઃપાલકૃત મોહપરાજય નાટક નં. ૯ તરીકે બહાર પડ્યું; ૧૯૨૦ મા તેમનાથી સંશોધિત થયેલ જયસિંહ સૂરિકૃત હમ્મીરમદમર્દન કાવ્ય નં. ૧૦, સોડ્ઢલ કૃત ઉદયસુંદરી કથા નં. ૧૧, પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ (પ્રસ્તાવના વગરનુ) ન. ૧૩; ૧૯૨૧ માં ભાસર્વજ્ઞ મુનિ કૃત પશુપતિ દર્શનનો ગણકારિકા નામનો ગ્રથ ન. ૧૫, ૧૯૨૩ મા ધનપાલ કૃત ભવિસયત્ત કહા-પંચમી કહા (સદ્દગત પ્રો૦ ગુણેની

---

+ વડોદરા લાઈબ્રેરી મિસેલની માટે તૈયાર કરેલો બુદ્ધિપ્રકાશમાં સન ૧૯૧૮-૧૯૧૯ માં છપાયો હતો તે અત્ર મૂકવામાં આવ્યો છે.

પ્રસ્તાવના અને ટિપ્પણી સહિત ) નં. ૨૦: ૧૯૨૪ માં જેસલમેર ભંડારની ગ્રંથ સૂચિ ( પંડિત લાલચંદની ટિપ્પણીઓ અને વૃદ્ધિ પત્રિકા સહિત ) નં. ૨૧ અને ૧૯૨૫ માં લેખપદ્ધતિ (૮ માંથી ૧૫ મા સૈકા સુધીના દસ્તાવેજોનો સંગ્રહ) નં. ૧૯ તરીકે બહાર પડયા. હવે પાટણ જૈન ભંડારના ગ્રથોની સૂચિ (પંડિત લાલચંદની ટિપ્પણીઓ સહિત) તૈયાર થઇ ગઇ છે ને પ્રેસમાં ગઈ છે.

આ ઉપરાંત સદ્‌ગત દલાલે જયવિજયકૃત સમેતશિખર રાસ પોતાના પિતાના સ્મરણાર્થે પ્રગટ કર્યો હતો. અરિસિંહના સુકૃતના-સંકીર્તનની અંગ્રેજી પ્રસ્તાવના તેમણે લખી હતી કે જે ગ્રથ ભાવનગરની આત્માનંદ સભા તરફથી સં. ૧૯૭૯ માં પ્રકટ થઇ ગયેલ છે. વિશેષમાં તેમના જૂના જૂના લેખો વસંત આદિ પ્રસિદ્ધ માસિકોમાં પ્રકટ થયા છે તે સર્વ સંગ્રહ કરી પ્રકટ કરવા યોગ્ય છે તો તે સર્વનો, તેમજ તેમણે અંગ્રેજીમાં લખેલી પ્રસ્તાવનાઓનો ગૂજરાતી અનુવાદનો સંગ્રહ એક પુસ્તકાકારે પ્રજા સમક્ષ મૂકી તે સદ્‌ગતનું ખરૂં સ્મરણ રાખવા કોઇ જૈન કે જૈન સંસ્થા બહાર આવે એ ઇષ્ટ છે.

વિશેષમાં તેમણે અનેક પ્રાચીન અને દુષ્પ્રાપ્ય ગ્રંથોનો સંગ્રહ કર્યો હતો અને અનેક ગ્રથોમાં પોતાનાં ટિપ્પણો ઉમેર્યાં હતાં, તેમજ બીજી અનેક ઉપયોગી નોંધો કરી હતી. આ તેમની 'ખાનગી લાયબ્રેરી' ખરીદ કરી તેમાંથી શોધખોળની વિગતવાળું, જાણવા જેવું બહાર પાડવા માટે પણ કોઇ શ્રીમંત કે સંસ્થા બહાર પડશે તોજ તે સદ્‌ગતનું સાચું સ્મરણ અને અભિવાદન કરી શકાશે.

**મોહનલાલ દલીચંદ દેશાઇ.**



# The Late Mr. C. D. Dalal.

(BY J. S KUDALKAR M A. L L. B.)

"Oh why has worth so short a date?
While villains ripen grey with time;
Must thou, the noble generous, great,
Fall in early manhood's gentle prime?

*Robert Burns.*

It is a very great misfortune for the "Library Miscellany" to note the untimely death of its asscoiate editor, Mr. Chimanlal Dahyabhai Dalal M. A. From the very first issue of the "Miscellany" Mr. Dalal was associated with its editorial side and was responsible for the Gujarati side till last October when he fell a prey to the epidemic of Influenza. How by his able and Scholarly articles he made the "Library Miscellany" popular in the Gujarati reading public and was instrumental in spreading far and wide the gospel of the Public Library in Gujarat is known to all the Gujaratis But it is not only as the Gujarati editor of the ' Library Miscellany" that we have to appreciate his valuable work. As a member of the staff of the Baroda Centr Library and as an excellent scholar of G

and Sanskrit (he has placed the) literary world under a heavy debt of gratitude. During the short span of his life Mr. Dalal put forth such an amount of admirable work as would put to shame many a Modern Indian Scholar of long standing. His little star shone with a dazzling lustre of its own, that by its sudden disappearing has left such a deep gloom behind as cannot be redeemed for a long time to come.

Born in Kaira in 1881 in a middle-class family whose two generations were engaged in "Cotton broker's business" young Dalal was not expected to turn out an erudite Scholar in Sanskrit and Jain literature. But from his early boyhood he loved seclusion, kept company only of books, and possessed a fervent devotion for his religion. After matriculating from Tanksal New English School he joined the Gujarat College at Ahmedabad. Even in these early College days by his constant readings and discussions with learned Jain Yatis, he had acquired such mastery over Sanskrit and Prakrit languages, but while in the Previous class he composed a Sanskrit panegyric in honour of a college Professor, who was leaving, that won him high praise from all his Professors. He passed with honours his B. A. examination in English and Sanskrit languages in 1908 and having topped the college list

of successful graduates was awarded the Dakshina fellowship. Two years after, he got his M. A. Degree by taking Sanskrit grammer as his optional subject. That even in his college days Mr. Dalal was engaged in research work is evidenced by the fact that in 1910 he contributed to the "Jain Sasana" of Benares a paper on "Hirvijaya Suri or the Jains of the court of Akbar." This paper threw new light on the history of Akbar and made the basis of the of the paper "Jain Teachers of Akbar" by famous historian Vincent A. Smith in the "Bhandarkar Memorial Volume."

Just at this time H. H. The Maharaja Gaekwad was organising the Central Library Department at Baroda under advice of Mr. Borden an American expert and was looking out for bright University graduates to take up training in Modern Librarianship. Devoted to study and seclusion by nature as he was, Mr. Dalal found that here was an opening for his future career, just in accordance with his heart's desire as if held temptingly before him by a specially kind Providence. He at once went in for the library training in spite of the poor scholarship of Rs. 25 a month for one year's probationery period and was after the year's training appointed to the higher grade of liabrarians. Since then he had been doing very successfully the varied duties of a librarian, som

times as a Reference Librarian, at other times as an expert Gujarati Librarian and finally as the Sanskrit Librarian. When in August 1912 the "Liabrary Miscellany" was started as trilingnial quarterly Magazine with the sole purpose of disseminating the new gospel of library-religion Mr. Dalal took charge of the editorship of the Gujarati Section without any remuneration. In the very first issue of the "Library Miscellany" he published a scheme of classification for Sanskrit books and followed it up by another more elaborate scheme for Gujarati books. His Gujarati classification scheme has long been adopted in the Baroda Central Library and is introduced by means of printed catalogue-cards in the Moffusil libraries of the Baroda State. After preparing a classified list of the 'Hundred Rupees Standard Gujarati Books, that is presented by the Central Library department to each new village library in the state for Rs. 25, he brought out one more elaborate classified list of 1000 popular Gujarati books for town and village libraries in Gujarat. This list also has an Author and a Title Index at the end. This classified list is prepared on the plan of such English books as Nelson's Standard Book and Sonneschein's Best Books. Mr. Dalal also conducted the Library classes opened for short periods for training librarians of the district

libraries in the State especially in Gujarat. While doing his duties as a librarian Mr. Dalal also worked for some years as assistant press reporter until that branch was removed from the Library Department. Later on Mr. Dalal was placed in full charge of the Sanskrit Section of the Central Library and it was then that his life's main work began and took a permanent shape.

At that time the Sanskrit Section of the Library was being organised on a large scale with the idea of making it a unique collection of Sanskrit Literature in Gujarat. What the the Deccan College Sanskrit Collection of printed books and manuscripts is to the Deccan, this Central Library Collection was intended to be for the whole of Gujarat. With this view all the available printed Sanskrit books were being purchased and Sanskrit manuscripts were being searched for all over India and collected in the Central Library. For the search of manuscripts an expert Manuscript-Collector of 20 year's experience Mr. R. Anant Krishna Shastry was engaged in the service and with his aid within two years the Sanskrit section began to grow into a decent collection. While working as a Sanskrit Librarian it occured to Mr. Dalal a true Jain and a student

of ancient literature as he was, that the valueable collections of Sanskrit and Gujarati MSS. that were lying neglected in the famous Jain Bhandars at Pattan and other places required to be very thoroughly inspected and the most valuable contents thereof brought to the notice of the public. On his submitting a report to this effect to the Govt. he was deputed for doing this work for three months to Pattan. By this time owing to his long acquaintance with Jain Sadhus and his Scholarly work among them he had gained their full trust, and being a devout Jain himself had removed all difficulties in the way of his gaining free access to these Jain Bhandars. There by working 14 hours a day in the dark dingy cellars sitting continuously in a painful bending position of the body he inspected very carefully the heaps of Mss. in all the eleven Bhandars consisting of nearly 13,000 Mss and finished his work in the appointed period. This work of Mr. Dalal at Pattan was quite unique in asmuch as not only much more than one full year's work was finished in three moths but a most thorough inspection was made of all the Mss. in all the Bhandars, a work which even scholars like Dr. Buhlar Bhandarker, Peterson and Mr. M. N. Dvivedi of this State-Mr. Dalal's predecessors in this work

-were not, owing to several difficulties, able to put down to their credit. Mr. Dalal had won so much confidence and regard of the keepers of these Bhandars that he was allowed to take transcripts of several Mss to purchase a few for the Central Library and what was more important to obtain a loan of original Mss. in case they were required for editing purposes. This careful search of Pattan Mss. brought to light not only many new and important Sanskrit and Prakrit works-both Jain and Brahmanical-hitherto either unknown or known to have been lost, but also a quite new Apabhransa literature, which when published would help us in writing a grammar of this language, as it is the immediate source of not only Gujarati but of Marathi, Hindi and many other Indian Vernaculars

It was a result of this search of Mss. at Pattan that his highness the Maharaja sanctioned in 1916 the starting of the publication of important Mss. in a series called the "Gaikwar's Oriental Series" and it was to this work that Mr. Dalal devoted all his energies day and night till the last hour of his sudden death. During a period of 2 years and 9 months *i e.* from January 1916 to 3rd October 1918 when he died, Mr Dalal edited fully or

14 works and wrote Introductions of two more works in the series. At the time of his death 7 works were out of the press, two had their texts printed but were waiting for introductions and notes, three had only a few forms printed and two catalogues of Mss. at Pattan and Jesalmere were ready for the press.

This was indeed an unusually brilliant feat of achievement but unfortunately the heavy work it involved told excessively upon his already frail body and probably hastened death.

Besides the tour to Pattan for Mss. search Mr. Dalal made several other search-trials in parts of Gujarat, Kathiawad and Rajputana, He visited Amod, Tarapur, Cambay, Kaira, Ahmedadad, Matar, Vala, Junagad in Gujarat and Kathiawad, so also Sirohi, Jodhpur, Bikaner and Jesalmere in Rajputana. But none of these tours was so fruitful of results as his trip to Jesalmere. The famous Jain Bhandar at Jesalmere is well-known among oriental scholars as the repository of some of the oldest and rarest palm-leaf Mss. in India. Copies of some of the Mss. in this Bhandar are not available elsewhere. Ajayapal, the successor of the famous minister, (? King) Kumarpal, who with his brother Vastupal, ( ? ) was famous for

collecting at Pattan rich collections of Mss. was a great hater of Jains and Jainism and tried his best to destroy the Jain literature. Ministers Udayana and others removed the Mss. from Pattan to Jesalmere and other unknown places. The palm-leaf Mss. at Jesalmere are therefore mainly the originals from Pattan, which now possesses only their copies. This Jesalmere Bhandar is therefore kept well protected on a hill fort amidst a sandy country not easily accessible to ordinary people. Dr. Buhler was the first scholar to inspect this Bhandar in 1872 but succeeded in getting access to only 40 "Pothies." After him went Prof. S R. Bhandarkar but he too could not see all the Mss. But as at Pattan so at Jesalmere too, Mr Dalal was fortunate to be able to inspect the whole collection of Mss. consisting of nearly 3,000 of paper and 344 of palm-leaf and to prepare a descriptive catalogue of all the palm-leaf Mss. The necessity of preparing such a a catalogue was urgently pointed out both by Dr. Buhler and Prof. Bhandarkar in their reports. Thus by his thorough searches at Pattan and Jesalmere Mr. Dalal has brought, once for all, to the notice of the learned world the ac contents of these famous collections, an made accessible o the Central Library D

ment a very rich store of materials which it can draw upon for future publications in the "Gaekwad's Oriental Series."

These valuable services of Mr Dalal were not unnoticed by His Highness the Maharaja. Soon after Mr. Dalal has finished his search at Jesalmere in December 1916. His Highness in his Birth-day Durbar of March 1917 publicly appreciated Mr. Dalal's excellent work by awarding a silver Medal of "Raja-Ratna" (court-gem) and presenting him with a purse of Rs. 500. His Highness further encouraged Mr Dalal in his work by promoting him to a higher grade of service, which unfortunately Mr Dalal did not live long to enjoy. After Mr. Dalal's death the real worth of his admirable work being brought to the notice of His Highness, His Highness was gracious enough to grant a bonu for Mr. Dalal's children's education.

By Mr. Dalal's death therefore not only the Library Department and the "Library Miscellany" have suffered an irreparable loss, but the learned world also has lost a very promising and valuable worker.

*Library Miscellany,*
*Vol. VI, No. 1 & 2 Jan April 1919.*

---

# अरहापास-अरिहनेमि·



अवतरणिका —

આવા સાહિત્યને અંગે ઘણુંયે લખવાનું હોય, લખવાની ઈચ્છા પણ હતી. સામગ્રી પણ યથાશક્તિ છૂટક છૂટક ઠીક પ્રમાણમા એકત્ર થઇ હતી, તેને ગોઠવીને લખવા માટે લગભગ સવા વર્ષ વ્યતિત પણ કર્યું. ન્યાયાધીશ **શ્રીયુત કૃષ્ણલાલભાઈ ઝવેરીની** વકીલ શ્રી **મોહનલાલ દલીચંદ દેશાઈ** દ્વારા સૂચનાઓ અને ટપકાઓ પણ સાંભળ્યા, પણ તે સર્વને કુદરતે ગણકાર્યું જ નહિ ! અને આખરે "કાંઇ પણ લખ્યા વિના જ પ્રજા પાસે મૂકવું" એવી જ જાણે કુદરતની પ્રેરણા ન હોય? તેમ લગભગ પંદર માસ વ્યતિત થવા છતાએ, ફળ સમર્પ્યા વિના જ પ્રસિદ્ધીમા આણવુ પડયુ છે, જે માટે વાચકવર્ગની ક્ષમા વિના બીજું શુ યાચવાનુ હોય ?

સાહિત્યના કાર્યને અગે, સઘવી **ઋષભદાસ** કવિયે શ્રી-હીરવિજયસૂરિ રાસમા કહ્યુ છે તેમ,

"કાજલ[1] કાગળ[2] કાળળીઉ[3] મળી, કોડો[4] કાંબી[5] કાતગ[6] વળી;
"કોટિ[7] કહેદિ[8] કર[9] કણનુ[10] કામ, કોટ[11] ધરી કહ્યુ ગુરૂનુ નામ
"કરણ[12] કેરાનુ[13] કાયવશ[14] કરી, કવિતા[15] કાવ્ય[16] કવિત[17] મનધરી
"ઓણીપરે શાસ્ત્ર તે કષ્ટે થાત, વાંઝિ ન લહે વીયાની વાત"

[ આનદ કા. મ. મૌ. ૫ મુ પૃષ્ઠ ૩૧૨

જ્યારે સત્તર કક્કા એકત્ર થાય, અને તે વડે એક તાન એક ધ્યાન લાગી રહે તોજ સાહિત્ય કાર્ય કરી શકાય. તેમાંયે વળી ગૃહસ્થીયોને શારીરિક, સાંસારિક અનેક ઉપાધિયો લાગેલી હોયજ કે જેમાંથી વખત ચોરી કાર્ય કરવા બેસવુ એ મહાન્ ઉદય હોય તોજ બની શકે. માત્ર **ઋષભકવીશ્વર** જેવા કોઇક ગૃહસ્થજ ભાગ્યશાળી હોય કે જે અનેક ઉપાધિયો હોવા છતાં સર્વોત્તમરીત્યા સાહિત્યની સેવા બજાવી શકે છે. **ઋષભકવીશ્વર** જેવી સાહિત્ય સેવા બજાવવા ગૃહસ્થીઓમાંથી હજુ સુધી બીજા કોઇ ઋષભદાસ ઉત્પન્ન થયાજ નથી એ પણ નિર્વિવાદ છે. એજ હીરસૂરીશ્વરરાસમા કવિ ઋષભદાસે પોતાની નિત્ય ચર્યા લખતાં લખ્યું છે કેઃ—

" સ્તવન અઠાવન ચોત્રીસ રાસો,<br>
" પુણ્ય પસર્યો દીયે બહુ સુખવાસો. ૩૨<br>
" ગીત થુઇ નમસ્કાર બહુ કીધા,<br>
" પુણ્ય માટે લિખી સાધને દીધા." ૩૩

[ આ. કા. મ. મૌ. ૫ મુ પૃષ્ટ ૩૨૨ ]

આ મુજબ ૫૮ સ્તવનો, ગહન વિષયના એક એકથી ચઢિયાતા ૩૪ રાસાઓ અને કેટલાયે સ્તુતિ નમસ્કારાદિ રચવા, એ, ભગવતી શારદમાતની પરમ દયા મેળવેલા ઋષભદાસ વિના અન્ય ગૃહસ્થી કોણ કરી શકે ?

આદિમા જણાવ્યા મુજબ છૂટક છૂટક એકત્ર કરેલી સામગ્રીને ગોઠવી પ્રજા પાસે મૂકવા હુ ભાગ્યશાળી થઇ શકયો નથી તે માટે જેટલો મને ખેદ છે, તેથી વિશેષ હર્ષ પણ થાય છે. રાસાઓના પ્રખર અભ્યાસી **શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઇએ** જેટલી વિશેષ હકીકત બહાર મૂકી છે તેટલી, વિશેષ પ્રયત્ને પણ, હુ

બહાર મૂકી શકું કે નહિ તે માટે મને પોતાને પણ હજુ શકાજ છે. અને તેટલાં માટેજ **શ્રીયુત મોહનલાલભાઈની** અતિ પ્રયાસે બહાર પડેલી હકીકતો જોઈ મને ખેદ કરતાં હર્ષ વધુ થાય છે. **શ્રીયુત મોહનલાલ દ. દેશાઇનો** અંતઃકરણથી જેટલો આભાર માનું અને માનીએ તેટલો ઓછોજ છે.

ન્યાયનિપુણ ન્યાયાધીશ સાક્ષરરત્ન **શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો** ઉપોદ્ઘાત લખી આપવા બદલ ઉપકાર માનુંછું. **શ્રીયુત કૃષ્ણલાલભાઈ** ન્યાયવિષયે નિપુણ ન્યાયાધીશ છે, તેટલા જ ગુજરાતી ફારસી ભાષા સબંધમાયે દક્ષ, વિચારશીલ, તેમ જ મનનીય અભ્યાસી છે અને તે કારણવડે જ જેમ ન્યાય દેતી વખતે "પક્ષાપક્ષનું અવલોકન કરી શુદ્ધ ન્યાય દેવો પડે" તે પ્રમાણે અત્રે પણ તેઓશ્રીયે જૈન-જૈનેતર એઉના ગુજરાતી સાહિત્યનો વિચાર કરીને બહુ જ સમભાવિ તુલનાત્મક દૃષ્ટિયે ઉપોદ્ઘાત યોજ્યો છે, તે માટે એઓશ્રીનો હુ અને જૈન તેમજ અજૈન ગુજરાતી સાહિત્યરસિકો જેટલો ઉપકાર સ્વીકારિયે તેટલો ઓછો જ છે.

ઉપોદ્ઘાતદ્વારા, સમભાવપણુ ગુમાવી બેસનારા અને ધર્માંધે જૈનોપરત્વે દ્વેષબુદ્ધિયે યા તો અન્ય કારણે પક્ષાપક્ષે અકળાતા સાહિત્યસેવકોને, ન્યાયપન્થે વિહરવાનો ઉત્તમ માર્ગ **શ્રીયુત કૃષ્ણલાલભાઇયે** બતાવ્યો છે. તે પ્રમાણે જો જૈન, વૈષ્ણવ યા શૈવ વગેરે સંપ્રદાયવાળા સાહિત્યયુવકો વિચરવાનો પ્રયત્ન સેવે તો અવશ્ય ગુર્જરીભાષાનો અતિવેગે સત્ય ઉત્કર્ષ થાય એ નિઃસન્દેહ છે.

**શ્રીયુત કૃષ્ણલાલભાઇયે સામાન્યતઃ** કેટલાક દોષો બતાવ્યા છે તે બહુ વિચારણીય છે, તોપણ તે સબંધે થોડોક ખુલાસો કરવો ઉચિત ધારૂંછું.

(૧) "શુકનશાસ્ત્ર ચોપાઇ એ કાવ્યને પણ જૈનમત સાથે
"કશો સબંધ નથી."

(૨) "આ [માધુ ટોક્ષા] કાવ્ય ["જેતી જેસલમેર મઝાર,"
"( કડી ર૩૫ ) ] જેસલમેરમા રચાયુ છે, અને તેથી
"એની ભાષા ગુજરાત કરતાં મારવાડની ભાષાને વધારે
"મળતી આવે છે લગભગ મારવાડી છે એમ કહીએ
"તો ચાલે, તો પછી ગુજરાતી ભાષાના કાવ્યમાં
"એને સ્થાન આપવુ એને ગુજરાતી કાવ્ય કહેવુ એ
"એક જાતનો આપણી ભાષાના ઇતિહાસ ઉપર આ-
"ઘાત કરવા જેવું છે."

(૩) "ખરી રીતે તો આ (માધવાનળની કથા) કાવ્ય તેમજ
"બીજા કાવ્ય માટે માત્ર પાઠાંતર બતાવીજ પ્રસિદ્ધ
"કર્તાઓએ સંતોષ માનવાનો નથી, પરંતુ તેને સટીક
"બનાવવા જોઇએ. [ critically edit, કરવાં
"જોઇએ ] શબ્દાર્થ આપવો જોઇએ. જો એ બધી
"ક્રિયાઓ તેને સંબધે કરવામાં આવે તોજ એ
"" મૌક્તિકોની " ઉપયોગીતા, એની કીમત, એનું
""પાણી" વધે. બાકી કેવળ text છાપવાથી તે
"કાવ્યો લોકપ્રિય તો નહિજ થાય."

(૪) "ચાર પ્રત્યેક બુદ્ધ ચોપઇમા કાઇ ખાસ કાવ્યમય
"લક્ષણ જોવામા આવતું નથી. ધર્મને અંગે........
"ઇત્યાદિ."

(૧) કર્મ ભવિતવ્યતા અને સ્વભાવને માનવા છતા સાક્ષાત્-
પણે શકુન શાસ્ત્ર ચોપાઇ કાવ્યને જૈનધર્મ–મત સાથે સંબધ
ભલે ન હોય પરન્તુ જૈનધર્માવલમ્બિઓ એથી અજ્ઞાત રહી
અશુભ શુકનોથી અશુભ પરિણામ પ્રાપ્ત ન કરે અને સારાસારને

પડે છે અને તેટલા સમયમાં માત્ર બે ચાર ગ્રન્થ વા કાવ્ય બહાર પાડી શકીયે જ્યારે મૂળ માત્ર છપાવવાથી વિશેષ બહાર પાડી શકાય એવો અમારો અનુભવ છે. તેમજ નોટ ટીપ કર્ત્તાના અભિપ્રાયને અનુસરતાં બનાવવા એ ઘણી વખતે કઠિન છે અને કર્ત્તાના અભિપ્રાયને અનુસરતા નોટ ટીપ કરાયા પણ હોય તોયે બધા સાક્ષરોને, અનુસરતાં છે એમ મનાવવું એ તેથીયે વિશેષ કઠિન કામ છે.

(૪) ચાર પ્રત્યેક બુદ્ધ ચોપાઇ અને કવિવર સમયસુન્દરજી માટે કાંઇ પણ કહેવા કરતાં " કવિવર સમયસુન્દર " નામનો **શ્રી મો. દ. દેશાઇનો** લેખનો હવાલોજ વાંચકને અર્પુ છું.

**શ્રીયુત મો. દ. દેશાઇએ** કર્ત્તા ભાષા, સમય આદિ વિષયો પરત્વે અતિ મહેનતે અતિ સુન્દર લખ્યુ હોવાથી મારે તે સબંધે કાંઇ લખવાનું રહેતુ નથી. પણ તેઓનો ઉપકાર માનવો તો અવશ્ય બાકી રહે છે જ અને તેથી તેઓશ્રીનો જેટલો ઉપકાર માનીયે તેટલો ઓછોજ છે.

શ્રીયુત મોહનભાઇવાળા લેખોમા, તે લેખ છપાયા પછી શોધ કરતાં ઉપલબ્ધ થયેલી માહિતીના આધારે, નીચે મુજબની યત્કિંચિત્ શુદ્ધિ-વૃદ્ધિ અત્ર દર્શાવવી યોગ્ય લાગતા અત્ર દર્શાવું છું અને તે પર વાચકવૃન્દનું લક્ષ ખેચુ છું:—

(૧) **પંડિત જયવિજયવાળા** લેખમાં ૧૧૪ મે પાને:—

" વૃત્તિ રચી છે ( કે જે સ્તુતિપર સિદ્ધિચંદ્રગણિએ પણ ૨૨૦૦
" શ્લોકમા તે સમયમાંજ–યુગમાંજ વૃત્તિ રચી છે અને જે સ્તુતિ
" તે વૃત્તિ તથા બીજી અવચૂરિ સહિત કાવ્યમાળાના સાતમા
" ગુચ્છકમાં મુદ્રિત થયેલી છે ) "

(૧) કાવ્યમાળાના સપ્તમ ગુચ્છકમા માત્ર અવચૂરિજ છપાયેલી જોવામાં આવે છે. ઉપર લખેલી વૃત્તિ અંદર છપાયેલી નથી.

સિદ્ધિચંદ્રજીએ તથા શ્રીદેવચંદ્રજીએ બંનેએ શોભન સ્તુતિ ઉપર ટીકા રચેલી હોવાથી દેવચંદ્રજીની ટીકા યાતો સિદ્ધિચંદ્રજીની ટીકાને બદલે **શ્રીભાનુચંદ્રજી**નું નામ નોંધાઇ ગયું હોય. શ્રીભાનુચંદ્ર શિષ્ય શ્રીસિદ્ધિચંદ્રજીવાળી તથા શ્રીદેવચંદ્રજીવાળી બંનેયે શિષ્યોની બંનેયે ટીકા શ્રીઆગમોદય સમિતિ તરફથી છપાવવી શરૂ થએલી છે.

આટલો ઉહાપોહ કર્યો છતાએ કદાચને જો શ્રીભાનુચંદ્રજીવાળી ટીકા કોઇ સ્થળેથી ઉપલબ્ધ થશે તો આ ફંડ તરફથી યા તો શ્રી સમિતિ તરફથી છપાવવા પ્રયત્ન સેવીશું.

(૩) એજ ૧૩૬ પાને "તેઓ-સિદ્ધિચંદ્રજી-શતાવધાની હતા" "તેથી તેમને......... ."

(૩) સિદ્ધિચંદ્ર ગણિને, ભક્તામર સ્તોત્રની વૃત્તિમાં "×कर्त्ता शतावधानानां विजेतोन्मत्तवादिनां" લખવામા આવ્યા છે પરંતુ [1]શોભનસ્તુતિની તેમણે રચેલી ટીકામાં તેમજ [2]કાદમ્બરીની ટીકા વગેરેમા "अष्टोत्तर शतावधानक" લખવામા આવ્યા છે. જે ઉપરથી તેઓ એક સો આઠ અવધાની હતા તેવુ જણાય છે. જુઓ શોભન સ્તુતિની પંક્તિઓ:—

"इति पादसाहश्रीअकब्बरसूर्यसहस्रनामाध्यापकश्रीशत्रुंजयतीर्थ-
"करमोचनाऽद्यानेकसुकृतविधायकमहामहोपाध्यायश्रीभानुचन्द्रगणि-
"शिष्याऽष्टोत्तरशतावधानप्रमुदितपादसाहश्रीअकब्बरप्रदत्तपुस्पुहमा-
"पराभिधानमहोपाध्यायश्रीसिद्धिचन्द्रगणिविरचितायां शोभनस्तुति-
"वृत्तौ श्रीऋषभदेवस्तुतिवृत्ति. ॥ १ ॥"

---

×આખા શ્લોક માટે જુઓ જયવિજયવાળો લેખ પાનું ૧૩૬.
૧ આ ટીકા શ્રીઆગમોદય સમિતિ તરફથી બહાર પડશે.
૨ આ ગ્રન્થ નિર્ણય સાગરે છપાવેલા છે.

ખુશ+ફ્હમ્=ખુસ્ફહમ્-ઉમદાબુદ્ધિ, ઉત્તમ સમજ શક્તિ, સુમતિ.
ખુશ્ફ્હમ્ શબ્દ જૂદા જૂદા ગ્રન્થોમાં નીચે પ્રમાણે લખાયો છે.
પુષ્ફ્હમ્=ભક્તામર સ્તોત્રની વૃત્તિમા.[1]

પુસ્પુહમા, પુસ્યુહદમા-શોભન સ્તુતિ કાદમ્બરી વગેરેમાં.

વિશેષમા કવિવર **સમયસુન્દરજીના** લેખમાં પાને ૩૦થી ૩૪ સુધીમા તથા પાને ૧૦૬/૭મા પૂરવણીમાં શ્રીસમયસુન્દરની સસ્કૃત ભાષાની કૃતિયો આપવામા આવેલી છે, તેની અંદર એજ કવીશ્વરે રચેલી ઋષભ-ભક્તામરની કૃતિનો વધારો દેખાડતાં આનદ થાય છે. કેમકે કવિવર સમયસુન્દરકૃત ઋષભ-ભક્તામર કાવ્ય અમોને પ્રાપ્ત થયુ છે અને તે શ્રીઆગમોદય સમિતિ તરફથી છપાઇ બહાર પડનાર છે.

સર્વ કાવ્યોની પ્રતો, શ્રીમદ્ સૂરીશ્વર **શ્રી વિજયસિદ્ધિસૂરિના** શિષ્યરત્ન મુનિરાજ **શ્રીઋદ્ધિવિજય**, તચ્છિષ્ય **મુનિરાજ શ્રી-સંપતવિજયજીએ** મેળવી હતી અને તેઓશ્રીએ આ મૌક્તિકનુ સંશોધન કાર્ય કર્યું હતુ જે બદલ તેઓશ્રીનો પણ અંત:કરણથી ઉપકાર માનીએ છીએ.

આ પુસ્તક જોડે શ્રીયુત ચિ. ડા. દલાલનુ નામ જોડવામાં આવ્યુ છે. તેઓનું અંગ્રેજી ગુજરાતી ચરિત્ર છાપવાની પરવાનગી આપવા માટે તથા વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીમાંથી બ્લોક આપવા માટે લાગતા વળગતાઓનો અતઃકરણથી આભાર માનીએ છીએ.

આ પુસ્તકમા કવિવર સમયસુંદરજીના સ્વહસ્તે લખાયેલા '**શત્રુંજય મંડન-શ્રી આદિનાથસ્તવનનાં** બે બ્લોક આપ્યા

---

1 दधान पुष्फहमिति विरुद शाहिनार्पितं ॥
આખા શ્લોક માટે જુઓ જયવિજયવાળા લેખનુ પાનું ૧૩૬ મુ.

છે. સદર્હુ મૂલ પ્રત આપવા માટે પંડિતવર્ય **લાલચંદ ભગવાનદાસ** ગાંધીના ઋણી છીએ.

શત્રુંજય મંડન–શ્રી આદિનાથસ્તવન અર્થાત્ આલોચના–સ્તવનના બે બ્લોક આપવામા આવ્યા છે તે કવિવર સમયસુન્દર-ગણિના પોતાના હસ્તાક્ષરોમા છે, અને બે બ્લોકમા પૂર્ણ થાય છે. એ સ્તવન બહુધા કોઇ સ્થલે પ્રસિદ્ધ થયેલુ જોવામા આવ્યુ નથી જેથી આખુ સ્તવન મૂલભાષામાંજ અત્રે આપવું ઉચિત ધારૂ છુ—

**ग्रर्हे० ॥ श्रीगुरुभ्योनमः ॥**

બે કર જોડી વીનવુજી, સુણિ સામી સુવિદીત;
કુડ કપટ મૂંકી કરીજી, વાત કહુ ‿આપ વીન— ૧
  કૃપાનાથ ! મુઝ વીનતી અવધારિ !
તુ સમરથ ત્રિભુવન ધણીજી, મુઝનઇ દુતર તારી,
  કૃપાનાથ ! મુઝ વીનતી અવધારિ. ૧

ભવસાયર ભમતા થકાજી, દીઠા દુખ અનંત,
ભાગસયોગ[1] તુ ભેટીયઉ[2]જી, ભયભંજણ ભગવત. કૃ૦ ૨
જે દુખ ભાજઇ ‿આપણુજી, તેહનઇ કહિયઇ દુખ,
પરદુખ ભાજણ તુ સુણ્યઉ[3]જી, સેવકનઇ દ્યઇ સુખ. કૃ૦ ૩
આલોયણ લીધા પખી[4]જી, જીવ રૂલઇ સંસારિ,
રુપી લખ(મ)ણા[5] માસતીજી, એહ સુણ્યઉ અધિકાર. કૃ૦ ૪

---

૧ ભાગ્યસંયોગે ૨ ભેટીયો. ૩ સુણ્યો. ૪ પખીજી–વિના આલોયન લીધા વિના. ૫. લક્ષ્મણા બાળથી રાંડેલી બ્રહ્મચારિણી સાધ્વી અતિ તપ કરવા છતા પણ અતિચારની આલોયણ ન કરવાથી અનંત ચોવીશી ભમી.

‿ આપ આપણુ. પ્રતિમાં દરેક સ્થળે આપ, આપણુ, આપણામાં 'આં' છે. આ ઉપર અનુસ્વાર કરેલો છે.

કુસમ કાલિઇં[1] દોહિલઉજી,[2] સૂધઉ[3] ગુરૂ સંજોગ;
પરમારથ પ્રીછઇ નહીજી,[4] ગડરી[5] પ્રવાહઇ લોગ.[6] કે૦ ૫

તિણ તુઝ આગલિ આપણાજી, પાપ આલોઉં આજ!
માબાપ આગલિ બોલતાંજી, બાલક કેહી લાજ! કે૦ ૬

જિનધર્મ જિનધર્મ સહુ કહઇજી, થાપઇ આપણી વાત;
સામાચારી[7] જૂજુઇજી,[8] સાસઇ પડ્યુંય મિથ્યાત! કે૦ ૭

જાણુઅજાણ પણઇ[9] કરીજી, બોલ્યા ઉત્સૂત્ર[10] બોલ;
રતને[11] કાગ ઉડાવતાંજી, હારયઉ,[12] જનમ નિટોલ. કે૦ ૮

ભગવંત ભાખ્યઉં[13] તે કિહાંજી, કિહાં મુઝ કરણી એહ!
ગજપાખર[14] ખર[15] કિમ સહઇજી, સબલ વિમાસણ તેહ. કે૦ ૯

આંપ પરૂપું ડા[16] કરૂં, જાણઇ લોગ મહાન[17];
પણિ ન કરૂં પરમાદીઉજી, માસાહસ[18] દૃષ્ટાંત. કે૦ ૧૦

કાલ અનંતઇ મઇ લહ્યાજી, તીન રતન શ્રીકાર;
પણિ પરમાદિં પાડીયાંજી, કિહાં જઇ કરૂંય પોકાર. કે૦ ૧૧

જાણું ઉત્કૃષ્ટી કરૂંજી, ઉદ્યત કરૂંય વિહાર;
ધીરજ જીવ ધરઇ નહીજી, પોતઇ બહુ સંસાર! કે૦ ૧૨

---

૧ દુઃખમ કાલમા. ૨ દોહિલો. ૩ સુધો. ૪ જાણે નહિ. ૫ મેટા. જેમકે ગાડરીયો પ્રવાહ. ૬ લોકો. ૭ ક્રીયા વિધિ. ૮ જુદા જુદા પ્રકારની. મિથ્યાત્વનો સંશય થયો કે કઇ સામાચારી સમ્યક્ત્વની અને કઇ મિથ્યાત્વની. ૯ પણે. ૧૦ ઉત્સૂત્ર સિદ્ધાંત વિરૂદ્ધ ૧૧ રત્નોવડે. ૧૨ હાર્યો. ૧૩ ભાખ્યું-ભાખ્યું ભગવતે કહ્યું તે. ૧૪ હાથીની પાખર. ૧૫ ખર-ગધેડો. ૧૬ ડા આ પ્રમાણે અવગ્રહ ચિહ્ન મૂળ પ્રતિમા કરેલું છે. એ ચિહ્ન આ શબ્દને માટે છે. એટલે આદરૂં જોઇએ. અર્થાત્ હે ભગવંત આપે ઉત્સર્ગનો આકરો માર્ગ પ્રરૂપેલો છે. ૧૭. મહંત-વૈરાગી. ૧૮ ઉપદેશમાળામાં માસાહસ પંખીનું દૃષ્ટાંત છે. પોતે સિંહની દાઢમાંથી માંસ ખાય અને વૃક્ષ ઉપર બેસી ઉપદેશ દે કે સાહસ મ કરો.

સહજ પડ્યઉ મુઝ આપણુંજી, ન ગમઇ ભુંડી વાત;
પરનિંદા કરતાં થકાંજી, જાયઇ દિન નઇ રાતિ. કૃ૦ ૧૩
કિરિયા કરતા દોહિલીજી, આલશ આણઇ જીવ;
ધરમપખી ધંધઇ પડ્યઉજી, નરગઇ કરિસ્યઇ રીવ. કૃ૦ ૧૪
[૧]અણહુતાં ગુણ કો કહઇજી, તઉ [૨]હરપૂ નિસદીસ;
કો [૩]હિતસીખ ભલી કહઇજી, તઉ મનિ આણુ રીસ. કૃ૦ ૧૫
[૪]વાદભણી વિદ્યા ભણીજી, પરરંજણ ઉપદેસ!
મન સંવેગ [૫]ધરયઉ નહીજી, કિમ સસાર તરેસિ! કૃ૦ ૧૬
સૂત્ર સિદ્ધાંત વપાણતાંજી, સુણતાં કરમ [૬]વિવાગ;
[૭]પિણ ઇક મનમાંહિ ઉપજઇજી, મુઝ મરકટ વઇરાગ. કૃ૦ ૧૭
ત્રિવિધ (૨) કરી ઉચરુંજી, ભગવત! તુમ્હ હજૂરિ,
વારવાર ભાંજુ વલીજી, [૮]છૂટક બારઉ દુરિ. કૃ૦ ૧૮
આપ કાજિ સુપ રાચતઇજી, કીધી આરંભ કોડિ;
જયણા ન કરી જીવનીજી, દેવદયા પર છોડિ. કૃ૦ ૧૯
વચન દોપ વ્યાપક કહ્યાજી [૯]દાખ્યા અનરથ દંડ;
કુડ કહ્યઉં બહુ કેલવીજી, વ્રત કીધઉ સત[૧૦]પંડ. કૃ૦ ૨૦
[૧૧]અણ દીધુ લીજઇ [૧૨]ત્રિણજી, [૧૩]તઉહિ અદત્તાદાન;
તે દુપણ લાગાં ઘણાંજી, ગિણતા નાવઇ ગાન. કૃ૦ ૨૧

---

૧ ન હોય એવા મારા ગુણો. ૨ તો. ૩ હિતશિખ. ૪ વાદ માટે. ૫ ધર્યો. ૬ કર્મ વિપાક. ૭ ક્ષિણ એક. ૮ છૂટકબારો. ૯ દાખ્યા, દાખવ્યા, બતાવ્યા. ૧૦ ખડ. ૧૧ આપ્યા વિના. ૧૨ તણખલું. ૧૩ તોયે. તણખલું પણ આપ્યા વિના લેવામા આવે તો તે અદત્તદાન ગણાય છે.

ચંચલ જીવ રહઇ નહીજી, રાચઇ રમણી રૂપ;
કામવિટંબણ સી કહુંજી, તું જાણઇ તે સરૂપ. કૃ૦ ૨૨

માયા મમતામઇં પડયઉજી, કીધઉ અધિકઉ લોભ;
[1]પરિગહ મેલ્યઉ કારિમઉજી, ન ચડી સંયમ સોભ. કૃ૦ ૨૩

લાગા મુઝનઇ લાલચઇજી, રાત્રી ભોજન દોષ;
મઇં મન મૂંક્યઉ મોકલઉજી, ન ધર્યો ધરમ સંતોષ. કૃ૦ ૨૪

[2]ઇણ ભવિ પરભવિ દુહવ્યાજી, જીવ ચઉરાસી [3]લાખ;
તે મુઝ મિચ્છામિ દુક્કડંજી, ભગવત ! તોરી [4]સાખિ. કૃ૦ ૨૫

કરમાદાન પનર કહ્યાજી, પ્રગટ અઢારહ પાપ;
જે [5]મઇં સેવ્યા તે હવઇજી, [6]બગસિ (૨) માયબાપ. કૃ૦ ૨૬

મુઝ આધાર [7]છઇ એતલઉજી, સરદહણા છઇ સૂધ;
જિનધર્મ મીઠઉ મનિ ગમઇજી, જિમ સાકરસું દુધ. કૃ૦ ૨૭

રિષભદેવ તું રાજીયઉજી, સેત્રુંજે ગિરિ સિંણગાર;
પાપ આલોયાં આપણાજી, કરિ પ્રભુ ! મોરી સાર. કૃ૦ ૨૮

મર્મ એહ જિનધર્મનઉજી, પાપ આલોયાં જાઇ;
મનસું મિચ્છામિ દુક્કડંજી, દેતા દુરિ પુલાઇ. કૃ૦ ૨૯

---

૧ પરિગ્રહ મેલ્યો કારમોજી. ૨ ઇહ. આ ભવે. ૩ ચોરાશી લાખ જીવાયોનિ. ૪ સાખે. તારી સાક્ષીયે. ૫ મેં, મેં. ૬ બહુ બહુ ? માફ કર માફ કર. ૭ છે એટલોજી.

તું ગતિ તુ મતિ તું ધણીજી, તું સાહિબ તુ દેવ !
આણ ધરુ સિરિ તાહરીજી, ભવિ (૨) તોરી સેવ. કે૦ ૩૦

કલસ.

ઇમ ચડિય સેત્રુંજ ચરણ ભેટ્યા નાભિનંદન જિણતણા,
કર જોડિ આદિ જિણંદ આગઈ પાપ આલોયા આપણા;
**જિણચંદસૂર** સૂરીસ સદગુરુ પ્રથમ સિષ્ય સુજસ ઘણંઉ,
ગણિ **સકલચંદ** સુસીસ વાચક **સમયસુંદર** ગુણ ભણઇ. ૩૧

ઇતિ શ્રી સેત્રુંજય મંડણ શ્રીઆદિનાથસ્તવનં સમાપ્ત.

સંવત્ સોલ ૯૯[૧] વર્ષે ભાદ્રવા સુદિ ૧૩ દિને
લિષિતં સ્વયમેવ.



અમારા તરફથી અત્યાર સૂધીમાં સસ્કૃત, માગધી, અગ્રેજી અને આવા કાવ્યોના ગૂજરાતી ગ્રન્થો પ્રસિદ્ધ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, કે જે પ્રયાસવડે આ ગ્રન્થને અમો તરફથી બહાર પડતા ગ્રન્થોમાં **"ગ્રન્થાંક ૬૬"** (જૈન ગૂર્જર-સાહિત્યોદ્ધારે ગ્રન્થાક ૭ મા) તરીકે પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થયા છીએ.

અત્રે ફંડનો ટુંક ઇતિહાસ આપવો એ અયોગ્ય લેખાશે નહિ. મર્હૂમ **શેઠ દેવચંદ લાલભાઈ ઝવેરીએ**, કે જેમની સ્મૃતિને અર્થે ફંડ સ્થાપવામાં આવ્યું છે, તેમણે પોતાના વીલમા

૧-૧૬૯૯. વિશેષ માટે જુઓ આમાજ કવિવર સમયસુન્દરનો વિસ્તૃત લેખ પાનું ૪૬-૪૭ અને ૯૩.

રૂ. ૪૫૦૦૦) ની રકમ, બીજી રૂ. ૫૫૦૦૦) ની અન્ય શુભમાર્ગે ખરચવા કાઢેલી રકમો સાથે કાઢી હતી. આ રકમમાં તેમના સુપુત્ર **શા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી** તરફથી મર્હૂમની યાદગિરી માટે શુભકાર્યમાં ખરચવા કાઢેલ રૂ. ૨૫૦૦૦) ની રકમ ઉમેરાઇ. ૧૦૦૮ **શ્રી આનંદસાગર સૂરીશ્વરની** સલાહ અને ઉપદેશથી તથા **શા. ગુલાબચંદ દેવચંદ ઝવેરીની** સમ્મતિથી, આ રકમોને એકઠી કરી મર્હુમની યાદગિરી માટે આ ટ્રસ્ટ સને ૧૯૦૯ મા સ્થાપ્યું. તેમજ યોગ્ય વ્યવસ્થા જળવાઇ રહેવા માટે ટ્રસ્ટીઓ નીમી ટ્રસ્ટડીડ કરાવવામાં પણ આવ્યું. મર્હુમ શેઠની દીકરી તે મર્હુમ **શા. મૂળચંદ નગીનદાસની** વિધવા મર્હૂમ **બાઇ વીજકોરની** આશરે રૂ. ૨૫૦૦૦) ની રકમ તેમના ટ્રસ્ટીઓ તરફથી મળવાથી, તથા મર્હૂમ શેઠના ભત્રીજા અને આ ફંડના એક મુખ્ય ટ્રસ્ટી મર્હૂમ **શેઠ નગીનભાઈ ઘેલાભાઇ** ઝવેરીના વીલની રૂએ રૂ. ૨૦૦૦) ની રકમ વધવાથી ફંડ રૂ. ૧૦૦૦૦૦) ના આશરાનું થવા ગયું છે. ફંડનો આનરિય ભાવ " જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક ધાર્મિક સાહિત્યની " જેવું કે પ્રાકૃત, સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી વગેરે ભાષામાં " લખાયેલાં વંચાયેલા પ્રાચીન પુસ્તકો, કાવ્યો, નિબંધો, લેખો " વગેરેની જાળવણી, ખીલવણી અને અભિવૃદ્ધિ કરવાનો છે. "

આગમોદ્ધારક, આગમવાચનાદાતા, સાક્ષરશિરોમણિ આચાર્ય મહારાજ **શ્રી આનંદસાગર-સૂરીશ્વરના** ઉપદેશથી આ ફંડની સ્થાપના થએલી હોવાથી તેમનું નામ ચિરંજીવ રહે એવા ઇરાદાસહ આવા કાવ્યોના સંગ્રહનું નામ "**શ્રી આનન્દ કાવ્ય મહોદધિ**" રાખવામા આવ્યું છે.

મર્હૂમ શેઠ નગીનભાઈના સં. ૧૯૭૮ ના કારતક વદ ૫ ને રવિવાર તારીખ ૨૦ નવેંબર સને ૧૯૨૧ ના દિનના ઉ. વર્ષ

૪૫ ના થયેલા અકાળ મૃત્યુથી આ ફંડના સર્વ કાર્યનો ભાર અમારા શિરે પડવાથી જોઇયે એટલા પ્રમાણમા કાર્ય થઇ શકતુ નથી. શેઠ નગીનભાઇ ફંડની ૧૦/૧૧ વર્ષની કારકીર્દીમા ૫૬ અંકો બહાર પાડવાને ભાગ્યશાળી નિવડયા હતા. જ્યારે અમો તે પછીના છેલ્લા ૫ વર્ષમા માત્ર ૧૦ અંકોજ બહાર પાડી શકયા છીયે. શેઠ નગીનભાઈના આત્માને પરમાત્મા પરમ શાંતિ બક્ષે એવું ઇચ્છીએ છીએ.

શેઠ **કેશરીચંદ રૂપચંદ** જેઓ સને ૧૯૧૬ માં ટ્રસ્ટીપણાથી મુક્ત થયા હતા તેથી અને શેઠ **નગીનભાઇ ઘેલાભાઇના** અવસાનથી ખાલી પડેલી બે જગ્યાઓએ આ વર્ષમા શેઠ **અમરચંદ કલ્યાણચંદ** જવેરી અને શેઠ **નેમચંદ અભેચંદ** જવેરીની નિમણુક કરવામાં આવી છે.

અંતમા એટલું ઇચ્છી અવતરણિકાથી વિરમીશુ કે આ અમારો પ્રયાસ સર્વ સાહિત્યપ્રેમી જનોને પ્રિયકર થઇ સુન્દર સુરસ ફળ આપનારો થઇ પડો. આવા પ્રયાસને જો પ્રજા તરફથી સારૂં સન્માન મળશે તો આશા છે કે ભવિષ્યમા ઘણા મૌક્તિકો પ્રજા પાસે મુકવા અમો અમારાથી બનતુ કરી શકીશું.

| | |
|---|---|
| ૧૧૪/૧૧૬ જવેરી બજાર,<br>મુબાઈ. તા. ૩–૧૧–૧૯૨૬.<br>ધનતેરસ સં૦ ૧૯૮૨. | **જીવણચંદ સાકરચંદ જવેરી**<br>હું અને બીજા ટ્રસ્ટીઓ. |



સમયસુન્દરે પ્રશ્નોત્તર સાર સંગ્રહ નામનો ગદ્યમાં એક મોટો ગ્રંથ રચ્યો છે તેની પ્રત પણ ઉક્ત ભંડારમાં નં. ૧૫૬૭ જોઇ. અંગાદિમાંથી પ્રશ્નો કાઢી તેના ઉત્તરો કર્તાએ આપ્યા છે. તેમાં રચ્યા સાલ કંઇ નથી, તેમજ કોઇ જાતનો પોતાનો પરિચય નથી. ઉત્તરો આપવામાં ગૂજરાતી ભાષા પણ વપરાઇ છે.

તેના મુખ્ય શિષ્ય હર્ષનન્દને* (કે જેનો ઉલ્લેખ અગાઉ થઇ ગયો છે.) મધ્યાહ્ન વ્યાખ્યાન પદ્ધતિ નામનું પુસ્તક સં. ૧૬૭૩માં પાટણમાં રચી પૂર્ણ કર્યું છે તેમાં તેણે પોતાના ગુરૂ સમયસુન્દર માટે જે જણાવ્યું છે તે જાણવા જેવું છે. તે પુસ્તક તેજ ભંડારમાં ૧૬૧૦ મા નંબરનું છે.

**जिनचंद्रसूरि युगवर राजानां शिष्य मुख्य गणनायां**
**गणि सकलचन्द्र विबुधाः सद्गुरुभक्ताः सदा आसन् ॥११॥**
**तेषां शिष्या मुख्याः वचनकलाकविकलासुनिष्णाताः ।**
**तर्कव्याकृतिसाहित्यज्योतिःसमयतत्त्वविदः ॥१२॥**

---

દિન સુધી અનશન કરી સ્વપટ્ટે જિનધર્મસૂરિને સ્થાપી સ્વર્ગે ગયા, આ આઠમો બૃહત્ખરતર નામનો મૂલગચ્છ. (શ્રી જિનવિજયજીની સંપાદિત ખ૦ પટ્ટાવલીમાંથી.)

જિનરાજસૂરિ માટે પટ્ટાવલીમા જે છે તેમા એમ લખ્યું છે કે સમયસુંદર ઉપાધ્યાયના શિષ્ય હર્ષનંદનના કદાગ્રહથી સં. ૧૬૮૬ મા આચાર્ય જિનસાગરસૂરિથી લઘુ આચાર્યીય ખરતર શાખા અલગ થઈ તે આઠમો ગચ્છભેદ થયો. મેડતામા સં. ૧૬૭૪ માં પોષ વદિ ૧૩ દિને જિનસિંહસૂરિ સ્વર્ગસ્થ થયા પછી જિનરાજસૂરિ અને જિનસાગરસૂરિ એ બંનેને સૂરિ પદ તેજ વર્ષમાં ફાગણ સુદ ૭ ને દિને મેડતામા મળ્યા. ૧૬૮૬ સુધી જિનસાગરસૂરિ જિનરાજસૂરિની આજ્ઞામા રહ્યા ને પછી પોતાની શાખા કાઢી. સમયસુંદરે ત્યારથી જિનસાગરસૂરિને જ માનેલ છે એમ ગણાય છે,

* (આ હર્ષનંદને તથા સુમતિકલ્લોલે સં ૧૭૦૫ માં સ્થાનાંગ સૂત્રની વૃત્તિગત ગાથા પર વૃત્તિ રચી છે. તેની સં. ૧૭૨૪મા અમદાવાદમા સુરાદશાહના રાજ્યમાં લખેલી પ્રત પત્ર ૩૯૭ ગ્રંથમાન ૧૩૯૦૪ દાબડો ૧૧ લીંબડીના ભંડારમા વિદ્યમાન છે)

प्रज्ञाप्रकर्षः प्राग्वाटे इति सत्यं व्यधायि यः
येषां हस्तात् सिद्धिः संताने शिष्यशिष्यादौ ॥१३॥
अष्टलक्षानर्थानेकपदे प्राप्य ये तु निर्ग्रन्थाः
संसार सकल सुभगाः विशेपतः सर्वराजानां ॥१४॥
तेषां शिष्यो मुख्यो वादी इह हर्षनंदनो नाम्ना ।....

આ પરથી જણાય છે કે સમયસુન્દર મૂળ પ્રાગ્વાટ–પોરવાડ વણિક હતા, અને તેને આપેલાં વિશેષણો–વચનકલા નિષ્ણાત (વક્તા–વ્યાખ્યાતા) કવિ કલાનિષ્ણાત ( કવિ ), તર્ક, વ્યાકૃતિ–વ્યાકરણ, સાહિત્ય, જ્યોતિષ-શાસ્ત્રોના જ્ઞાતા તથા સમયતત્વવિદ્–ફિલસુફ તેના સર્વ ગ્રંથો પરથી કહી શકાય કે સાર્થકજ છે.

સ. ૧૬૭૭ના જ્યેષ્ઠ વદિ ૫ ગુરો–જિનરાજસૂરિએ મેડતામાં પ્રતિષ્ઠા કરી તે વખતે સમયરાજઉ૦, વા૦ હંસપ્રમોદ, વા૦ સમયસુન્દર, વા૦ પુણ્યપ્રધાનાદિ સાધુઓ હાજર હતા જુઓ તેનો શિલાલેખ-લેખાંક ૪૪૩. પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ ૨ જો મુનિજિનવિજય-જી સંપાદિત.

સમયસુંદર કવિનો જન્મ સાચોરમાં થયો હતો એ વાત તેમણે પોતેજ સીતારામ ચોપાઇના છઠા ખંડની ઢાલ ત્રીજીમાં જણાવી છેઃ–

"મુજ જનમશ્રી સાચોરમાંહિ, તિહાં ચ્યાર માસ રહ્યા ઉચ્છાંહિ,
તિહાં ઢાલ એ કીધી એકેજ, કહે સમયસુંદર ધરી હેજ."

આ પરથી જણાય છે કે તે ચોપાઇનો અમુક ભાગ સાચોરમાં ચાતુર્માસ રહી કર્યો છે ને તેનો છેવટનો ભાગ મેડતામાં રહી કર્યો છે.

સોનારથી મુનિશ્રી ચતુરવિજયજીએ પોતાના સં. ૧૯૮૧ ના ભા૦ સુ૦ ૮ ના પત્રથી ઉપરની કડીપર મારૂં ધ્યાન ખેંચી એક અગત્યની હકીકત પૂરી પાડી છે તે માટે તેમનો હું ઉપકાર માનું છું.

તા. ૩૦–૮–૧૯૨૫ મો. દ. દેશાઇ



# પંડિત જયવિજય.

૧

વિક્રમની સત્તરમી સદીના પૂર્વાર્ધમાં જૈનોમા તપગચ્છના આચાર્ય હીરવિજયસૂરિ એક પ્રભાવક પુરૂપ થઇ ગયા, અને તેમનાં અનેક સુકૃત્યો-શાસનપ્રભાવનાં કાર્યો, તેમના અતિ સખ્યક વિદ્વાન્ શિષ્યોનુ મડળી અને મોગલ સમ્રાટ્ અકબર બાદશાહ પર પાડેલી ઉત્તમ છાપ વગેરે હકીકત અનેક ગ્રથોમાથી (જુઓ મુખ્યપણે સસ્કૃતમાં સટીક હીરસૌભાગ્ય મહાકાવ્ય, ઋપભદાસકૃત હીરવિજયસૂરિ રાસ, અને મુનિશ્રી વિદ્યાવિજયકૃત સૂરિશ્વર અને સમ્રાટ્) મળી આવે છે તે પરથી યથા-યોગ્યપણે જૈન પ્રભાવની દૃષ્ટિએ આ સદીનો પૂર્વાર્ધ 'હૈરક યુગ' કહી શકાય તેમ છે વિક્રમની સત્તરમી સદી સબધે કેટલુક 'કવિવર સમયસુદર' એ નિબધમાં લખાઇ ગયુ છે

શકુનશાસ્ત્ર ચોપાઇ-શુકન ચોપાઇ સ. ૧૬૬૦ માં જયવિજયે રચી અને તેમાં તે કર્તાએ અતપ્રશસ્તિમા પોતે 'વિબુધમુખ્યદક્ષ' પડિત દેવવિજયના શિષ્ય હતા એટલો જ પોતાનો પરિચય આપ્યો છે. પહેલી નજરે જોતાં આટલા ઉપરથી એટલુજ અનુમાન થઇ શકે કે પોતાના અને સ્વગુરૂના નામને અતે 'વિજય' એ હોવાથી, તેમજ રચનાકાલ તપગચ્છના ઉપરોક્ત પ્રભાવક ધુરધર આચાર્ય હીરવિજય સૂરિના-હૈરકયુગ-ની આસપાસ હોવાથી-તે 'વિજય' પદ તપગચ્છના સાધુઓને જ તે કાલથી પ્રાય લગાડાતું હોવાથી કર્ત્તા તપગચ્છના હોવા ઘટે

વિશેપ શોધખોળ કરતાં જયવિજય અને તેમના ગુરૂ દેવવિજય સબધે ઘણુ મળી આવે છે દેવવિજય શિષ્ય જયવિજયે આ કૃતિ ઉપરાંત સસ્કૃતમાં શોભન સ્તુતિ પર શ્લોક ૨૩૫૦ માં સ ૧૬૬૪ મા વિજયસેન સૂરિના યુગપ્રધાન સમયે ને વિજયદેવ સૂરિના યૌવરાજ્યે

વૃત્તિ રચી છે (કે જે સ્તુતિપર સિદ્ધિચંદ્રગણિએ પણ ૨૨૦ શ્લોકમાં તે સમયમાં જ-યુગમાંજ વૃત્તિ રચી છે અને જે સ્તુતિ વૃત્તિ તથા બીજી અવચુરિ સહિત કાવ્યમાલાના સાતમગુચ્છકમાં મુદ્રિ થયેલી છે). એક પંડિત જયવિજયે સંવત્ ૧૬૭૭ માં ૬૫૩૨ શ્લોક કલ્પસૂત્રપર કલ્પદીપિકા નામની ટીકા રચી છે કે જે ટીકા [1]ભાવ વિજયજીએ શોધી છે આ બંને તેમજ એક ત્રીજા જયવિજય એ છે કે ભિન્ન તે હવે પછી ચર્ચીશું.

## ૨.

### ગુરૂ પરંપરા.

જયવિજયના ગુરૂ દેવવિજય કોણ હતા અને તેમની ગુરૂ પરંપર શું હતી તેમાં ઉતરતાં નીચલો ઇતિહાસ મળી આવે છે:-

---

૧ **ભાવવિજયજી**—તે વિમલહર્ષ ઉપાધ્યાયના શિષ્ય મુનિવિમલના શિષ્ય હતા. તેમણે સં. ૧૬૮૯ મા ઉત્તરાધ્યયન સૂત્ર પર વૃત્તિ રોહિણી નામન નગરમાં રચી પૂર્ણ કરી. (કે જેમાં તેના સતીર્થ્ય વિજયહર્ષે સહાય કરી હતી આ શ્રી વલ્લભવિજય સૂરિના પ્રયાસથી પ્રકાશિત થઇ ગઇ છે.) ભાષામ તેમણે સં. ૧૬૯૬ માં ધ્યાનનિરૂપણ ચોપઇ રચી છે ને બીજાં સ્તવનાદિ કર્યા છે. જુઓ જૈન ગૂર્જર કવિઓ નં. ૫૫૩ તેઓ સમર્થ વિદ્વાન્ હોવાથી બીજા વિદ્વાનો પોતાની કૃતિઓ તેમની પાસે શોધાવતા. તેમણે જયવિજયની કલ્પદીપિકાનું સંશોધન કરવા ઉપરાંત વિનયવિજય ઉપાધ્યાયે સં. ૧૬૯૬ માં રચેલ કલ્પસૂત્ર પરનીજ ટીકા નામે સુબોધિકા શોધી હતી અને તેજ વિનયવિજયને સ. ૧૭૦૮ મા જૂનાગઢમા પુરો કરેલો મહાગ્રંથ નામે લોકપ્રકાશ પણ શોધી આપ્યો હતો કે જેમાં છેવટે તે વાત આ રીતે આપી છે કે.—

'ઉત્તરાધ્યયન વૃત્તિકારકૈ: સુગુરુ ભાવવિજયાખ્યવાચકૈ
સર્વશાસ્ત્ર નિપુણૈ ર્યથાગમં, ગ્રંથ એષ સમશોધિ સોદ્યમૈ: ॥૩૭॥

આ ભાવવિજયે વિજયાણંદ સૂરિનેજ ગચ્છપતિ સ્વીકારેલ છે. જુઓ તેની ઉ૦વૃત્તિની પ્રશસ્તિ

તેમણે સ. ૧૭૦૮ મા વિજયાદશમીને દિને વિદ્યાપુર-વીજાપુરમા રહી ચંપકમાલા કથા સંસ્કૃતમા રચી છે (પ્ર૦ આત્માનંદ સભા)

દક્ષિણમાં આવેલા દેવગિરિમાં ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરવા અર્થે હીરવિજયસૂરિ (તે વખતના હીરહર્ષ), ધર્મસાગરજી અને રાજવિમલજી એ ત્રણ સાથેજ ગયા હતા, અને સાથેજ ભણીને ગુરૂવર્ય–ગચ્છાધિરાજ વિજયદાનસૂરિ પાસે આવ્યા હતા. વિજયસૂરિએ આ ત્રણ પૈકી હીરહર્ષને આચાર્ય પદવી આપીને હીરવિજયસૂરિ નામ આપ્યુ કે જેમા ધર્મ-સાગરજીએ પોતાની અનુમતિ આપી હતી આ ધર્મસાગરજીને સં. ૧૬૧૭ મા જિનશાસનમાંથી બહિષ્કૃત કર્યા.

ધર્મસાગરજી સબધમાં થોડુ ઘણુ 'કવિવર સમયસુદર' પરના નિબધમા કહેવાઇ ગયું છે, થોડુંક અહી પ્રસ્તુત લઇએ તો "ધર્મસાગર ઉપાધ્યાયે કુમતિકુદ્દાલ નામનો એક નવો ગ્રથ બનાવી નવો પથ સાડવા પ્રયત્ન કર્યો તેઓ પોતાનાં વખાણ અને બીજા પક્ષની નિન્દા કરવા લાગ્યા. તેમના ગ્રથમાં ધર્મથી ઘણુ વિપરિતપણુ જોવામાં આવ્યુ અને તેવી પરૂપણા પણ કરવા લાગ્યા. આ વાતની જ્યારે વિજયદાનસૂરિને ખબર પડી, ત્યારે તેમણે વીસલનગર આવીને, નગરના ઘણા લોકોની સાક્ષીએ તે ગ્રથને પાણીમાં બોળાવી દીધો ગુરૂ આ-જ્ઞાથી આ ગ્રથ સૂરચદ પન્યાસે પાણીમાં બોળ્યો હતો." આમ સામા પક્ષના દર્શનવિજય પોતાના વિજયતિલકસૂરિ રાસમાં જણાવે છે. જ્યારે સાક્ષરશ્રી મુનિ જિનવિજયજીએ એક સ્થળે જણાવ્યું છે કે.—

'મહાન્ મુગલ સમ્રાટ્ અકબર બાદશાહના દરબારમા ઉત્તમ આદર પ્રાપ્ત કરનાર જગદ્દગુરૂ શ્રી હીરવિજયસૂરિના શાસનકાલમાં તપા ગચ્છમાં જે અનેકાનેક પ્રૌઢ પડિતો થઈ ગયા છે તેમા ધર્મસાગર ઉપાધ્યાય સૌથી પ્રથમ નામ લેવા યોગ્ય છે. તેઓ પોતાના સમયના ઉત્તમ વિદ્વાન્ અને લેખક, અપ્રતિમ લાગણી અને જુસ્સાવાલા, સ્વસપ્રદાયના અસાધારણ અભિમાની અને અન્યમતાસહિષ્ણુ હતા. તેમનો શિષ્ય-સમુદાય પણ મોટી સખ્યાનો હતો અને પ્રમાણમા વિદ્વત્તા પણ તેમાં યથેષ્ટ હતી ઉપાધ્યાયજીનો સ્વભાવ ઉગ્ર અતએવ નીડર અને તેથીજ

બીજા મતો-સંપ્રદાયો સાથે વાદ વિવાદ કરવામાં અત્યંત રસવાળા હતો. તેમના આવા સ્વભાવને લીધે તેઓ જેમ પોતાના અનેક પ્રશંસકોની પ્રીતિ મેળવી શક્યા હતા તેમ અનેકોની અપ્રીતિના પણ ભાજન થયા હતા બીજા મતો અને સંપ્રદાયો તો તેમના પ્રતિ વિરોધભાવવાળા હોય તેમાં શું આશ્ચર્ય, પણ સ્વસંપ્રદાયનો પણ કેટલોક વિશિષ્ટ ભાગ તેમનો સખ્ત વિરોધી હતો ખુદ ગચ્છાધિપતિ પણ કેટલીકવાર તેમની પ્રકૃતિ અને કૃતિથી ખેદ પામતા હતા અનેકવાર તેમને ઉપાલંભો અપાણા અને ફરીવાર તેમ ન બને તેટલા માટે હિતવચનો કહેવાણા. જેમ તેમના રચેલા કેટલાક ગ્રંથોની સ્વયં ગચ્છાધિપતિએ બહુ પ્રશંસા કરી છે તેમ કેટલાક ગ્રંથોને જલશરણ પણ કરવા પડ્યાં છે! [તેમની સાથે સંબંધ ધરાવનારો ઇતિહાસ ઘણા વિસ્તૃત પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે તેમની અનુકૂલ અને પ્રતિકૂલ બંને બાજુએ લખાયલા ઘણાક ઉલ્લેખો ગ્રંથો અને છુટક નિબંધો -પ્રબંધોમાં મળી આવે છે તેમના જેવા, એકંદર રીતે સમર્થ સાધુ-પુરૂષના જીવનની સમગ્ર સામગ્રી એકત્ર કરી જનસમાજની સન્મુખ મૂકવાની ખાસ આવશ્યકતા છે]'

પણ આટલું તો જણાય છે કે ધર્મસાગર કે જેઓ ઘણા વિદ્વાન્ પણ ઉગ્ર સ્વભાવી હતા તેમણે તપગચ્છ સિવાય અન્ય ગચ્છોના ઉપર અનેક હુમલાવાળા ગ્રંથો ને વિરોધી પ્રરૂપણાઓ કર્યાજ કરી, તેથી આખા શ્વેતામ્બર તપગચ્છીય સંપ્રદાયમાં બહુ ઝગડા થયા-કુસંપને અંગે તડ પડ્યા તપગચ્છાચાર્ય હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિએ બીજા ગચ્છો સાથેના મહા વિગ્રહ ઉત્પન્ન થવાના સંપૂર્ણ સંભવનો વિચાર કરી ધર્મસાગર સામે વિરોધ દાખવ્યો. ત્યારપછીના વિજયદેવસૂરિ અમુક વખતે ધર્મસાગરમાં ભળ્યા એટલે તપગચ્છની અંદરજ ઝગડાએ તીવ્ર સ્વરૂપ પકડ્યું આ સર્વ વાત ઝીણવટથી મુનિશ્રી વિદ્યાવિજયજીએ ઐતિહાસિક રાસ સંગ્રહ ભાગ ૪ થામાં આપેલા

વિજયતિલકસૂરિ રાસની પ્રસ્તાવનામાં ચર્ચી છે તે જોઇ લેવા વાચકને ભલામણ છે.[2]

---

૨ મુનિશ્રી જિનવિજયજી પ્રાસંગિક હૃદયોદ્‌ગાર કાઢે છે કે—'આજના સભ્યંમન્ય જમાનામાં ઘણાખરા વિદ્વાનોનો ધર્મની બાબતમા આવી ઉગ્ર પ્રકૃતિવાલા પુરૂષોપ્રતિ આદરભાવ અલ્પ દેખાય છે તેમજ મત-મતાંતરો તરફ ખંડન-મંડનની દૃષ્ટિએ લખાયલા વિચારોની કીમત પણ ઓછી અંકાય છે. સ્વયં આ પંક્તિઓ લખનાર પણ કેટલેક અંશે આવીજ કોટિમા ગણાય તેવો છે. પરન્તુ તાત્વિક દૃષ્ટિએ વિચારતા તેમજ દેશકાલની પરિસ્થિતિનું અવલોકન કરતાં જણાય છે કે કેટલીક વખતે તેવી પ્રકૃતિવાલા મનુષ્યો અને તેવા વિચારો પણ પોતપોતાના જનસમુદાયો અને ધર્મવિચારોને ઘણા અનુકૂલ થઇ પડે છે પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગ અને શિક્ષણના પ્રતાપે આજે ભારતીય જનતામાંથી આત્માભિમાન અને ધર્માભિમાન ઘણાજ શિથિલ થઇ ગયાં છે અને તેના લીધે સ્વાભાવિક રીતેજ અમારામાથી લાગણીઓનો અભાવ થઇ ગયો છે; પરન્તુ જ્યાં સુધી અમારી ઉક્ત સ્થિતિ ન હતી ત્યાસુધી અમારામાં તેવી લાગણીઓ પણ સતત જાગ્રત હતી એ લાગણીઓના પ્રતાપેજ અમે અમારૂં વ્યક્તિત્વ (આર્યત્વ) અત્યાર સુધી ટકાવી રાખ્યું છે. જેમ રાષ્ટ્રની બાબતમાં એ પરિસ્થિતિ છે તેમ ધર્મની બાબતમા પણ એ નિયમ લાગુ પડે છે. આગળના જમાનામા એટલે પશ્ચિમીય ભાવ અને ભાષાના સમાગમમા આવ્યા પહેલાના વખતમાં આર્યપ્રજામા ધર્માભિમાન ઘણી સારી રીતે પ્રજ્વલિત હતુ. એક ધર્મવાલા બીજા ધર્મ પ્રતિ પોતાની શ્રેષ્ટતા અને મહત્તા દેખાડવા હમેશા પ્રયત્ન કરતા; જેમાં રાજા મહારાજાઓ પણ ઘણી વખતે અગ્રભાગ લેતા સ્વયં નૃપતિઓ પોતાના દરબારમાં અનેક દાર્શનિક અને વાચાલ વિદ્વાનોને ઉત્તમ આશ્રય આપતા અને વિદેશી દાર્શનિકો અને વિદ્વાનો આવતા ત્યારે તેમની સાથે રસપૂર્વક વાદવિવાદ કરાવતા અને તેમાં જયપામનારનો અધિક સત્કાર કરી તેને પોતાની પ્રવૃત્તિમા ઉત્તેજિત કરતા. મતલબ કે પૂર્વકાળમાં ધાર્મિક ખંડનમંડન અને દાર્શનિક વાદવિવાદ એ એક મહત્વનુ કાર્ય ગણાતું હતું આજ પદ્ધતિના બળે અનેક ધર્મો ઉત્કર્ષ અને અપકર્ષ પામી ચૂક્યા છે. આવી પરિસ્થિતિના લીધે આજે અમારી બુદ્ધિમા જો એ પદ્ધતિ ઉપયોગી નહિ જણાય અને તેમ

આ ધર્મસાગરના ખંડનાત્મક–આક્ષેપાત્મક ગ્રંથોને લીધે થયેલા ઝઘડાનો સ્પર્શ આખા તપગચ્છના તે વખતના સમુદાયને થયો અમુક તેના અને અમુક સામેના એમ બે પક્ષો પડ્યા બંને પક્ષથી તટસ્થ કોઈ વિરલજ હશે

ઉપરોક્ત રાજવિમલ ધર્મસાગરના એક વખતના સહાધ્યાયી હોવા છતાં તે તેમની સાથે ભળ્યા નહિ અને પોતે ગચ્છપતિ વિજય-દાન સૂરિના કહેવા–આજ્ઞા પ્રમાણે પોતાની માન્યતા રાખી આ રાજવિમલ ઉપાધ્યાયના મુનિવિજય નામે એક વિદ્વાન્ શિષ્ય હતા તે મૂળ વીસનગરના રહીશ વણિક કેશવશા ને તેની ભાર્યા સોમાઈના પુત્ર સંસાર પક્ષે થતા હતા. તેઓ કવિ હતા હીરવિજય સૂરિએ, શત્રુંજયની પ્રસિદ્ધ યાત્રા અનેક સંઘો–લાખો માણસના સમુદાય સાથે સં. ૧૬૪૯ માં કર્યા પછી ત્યાંથી ઉના જઈ ચોમાસું કર્યું અને ત્યાં સાહ લખરાજે ઘણા દ્રવ્યનો વ્યય કરી સૂરિજીના હાથે મંદિરમાં પ્રતિષ્ઠાઓ કરાવી અને એ મુહૂર્ત્ત ઉપર કવિ મુનિવિજયને ગુણવાન્ જાણી પોતાની પાસે બોલાવી સૂરિએ વાચક–ઉપાધ્યાય પદ આપ્યું હતું આ મહોપાધ્યાય મુનિવિજયે વિજયસેનસૂરિને પ્રશ્નો પૂછ્યા હતા તે તેના તે સૂરિએ આપેલા ઉત્તર સહિત 'સેન પ્રશ્ન'માં મૂકેલા છે ( જુઓ પ્રશ્નો ૭ થી ૧૨ પૃ ૧–૨ )

આ મુનિવિજય ઉપાધ્યાયને બે શિષ્યો નામે દેવવિજય અને દર્શનવિજય હતા આ પૈકી દર્શનવિજયે ગૂજરાતી ભાષામાં બે કૃતિઓ નામે પ્રેમલાલચ્છી રાસ અથવા ચંદ ચરિત સં ૧૬૮૯ કાર્તિક શુ ૧૦ બુર્હાનપુરમાં ( પ્રકાશિત આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક

---

થવામાં કદાચ આધુનિક પરિસ્થિતિજ મુખ્ય નિમિત્ત હોય–તોપણ તેથી એની પ્રતિષ્ઠા તો ન્યૂન થતી જ નથી માટે તેવી વ્યક્તિઓ અને તેવો ઇતિહાસ જો ઉપલબ્ધ થાય તો તેમનો પરિચય કરવા કરાવવાની ખાસ આવશ્યકતા છે.–આત્માનંદ પ્રકાશ વીરાત્ ૨૪૪૮ કાર્તિકનો અંક પૃ. ૧૫

૧ લું અને જેનુ સુદર અવલોકન રા હરગોવિનદાસ કાંટાવાળાએ સાહિત્યના સને ૧૯૧૪ ના મેના અકમાં કર્યું છે ) અને વિજ-યતિલક સૂરિરાસ સં. ૧૬૯૭ પોસ સુદિ રવિવારે બુર્હાનપુરમાં ( ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૪ માં મુદ્રિત અને જેની કવિની પોતાની હસ્તલિખિત પ્રતિ લીંબડીના ભડારમાં મોજૂદ છે ) રચી પૂર્ણ કર્યો છે અને દેવવિજય તે આપણા જયવિજયના ગુરૂ-દીક્ષા ગુરૂ

3.

## ગુરૂપરિચય

દેવવિજય એક સારા કવિ અને સસ્કૃતજ્ઞ વિદ્વાન્ સાધુ હતા તેમણે સં. ૧૬૫૨ માં સંસ્કૃતમા રામચરિત્ર-રામાયણ ગદ્ય શ્લોક ૫૦૦૦ માં, પદ્મ ચરિત્ર શ્લો ૨૨૦૦ માં, સ. ૧૬૬૦ માં ગદ્ય પાંડવ ચરિત્ર શ્લોક ૯૫૦૦ ( મુદ્રિત ), સં. ૧૬૬૬ માં દાનતપાદિ કુલક પર ધર્મરત્નમજૂષા નામની વૃત્તિ શ્લોક ૧૨૦૧૬ મા, સ. ૧૬૭૦ મા મહા સુદ ૩ તરણિવાસરે સપ્તતિ શતસ્થાનક વૃત્તિ, અને અર્હન્જિન સહસ્રનામ રચ્યાં છે આ દેવવિજય ગણીએ પોતાની વિજયસેનસૂરિ રાજ્યે અને વિજયદેવસૂરિ યૌવરાજ્યે રચેલી ઉક્ત સપ્તતિશત સ્થાનક વૃત્તિના કાર્યમાં શિષ્ય જયવિજયજીની સશોધક તરીકે સાહાય્ય લીધી હતી આ વૃત્તિ આત્માનંદ સભા- ભાવનગરે છપાવી છે આત્માનદ ગ્રથમાલા રત્ન ૬૮ આ રીતે ગુરૂ અને શિષ્ય બને નિપુણ સસ્કૃત ભાષાજ્ઞ હતા દેવવિજય નામના સાધુએ કેટલાક પ્રશ્નો હીરવિજયસૂરિને અને વિજયસેનસૂરિને પૂછ્યા હતા તે તેના ઉત્તર સહિત હીરપ્રશ્નોત્તર અને સેન પ્રશ્નમા વિદ્યમાન છે આ બને દેવવિજય એક યા વિભિન્ન હોય

સ. ૧૬૭૬ માં આચાર્ય વિજયતિલકસૂરિ જ્યારે શિરોહી આવ્યા ત્યારે ત્યા આ દેવવિજય બાવન મુનિઓ સાથે આવ્યા હતા અને

તેમનામાં ભળ્યા હતા. આ પ્રમાણે તે સૂરિને અનેક ગીતાર્થ મુનિઓ ધર્મસાગરના–સાગરમતનો ત્યાગ કરી આવી મળ્યા–વિજયતિલકસૂરિ રાસ જુઓ. ( આ પરથી અનુમાન થાય છે કે દેવવિજય પહેલાં સાગરમતમાં હશે. ) પછી શુભ મુહૂર્તે વિજયતિલકસૂરિએ ઘણાઓને જુદી જુદી પદવી આપી તેમાં આ દેવવિજયને વાચક પદ આપ્યું તેજ વર્ષમાં વિજયતિલકસૂરિએ સોમવિજય વાચકના શિષ્ય કમલવિજયજીને આચાર્યપદ આપી તેનુ વિજયાનંદસૂરિ એ નામ રાખી તેમને ગચ્છનો ભાર સોંપી બીજે દિવસે સ્વર્ગવાસ કર્યો. ( સં ૧૬૭૬ પોશ શુદિ ૧૪). વિજયાનંદસૂરિ અને વિજયદેવસૂરિને મેળ થયો સં ૧૬૮૧ ના પ્રથમ ચૈત્ર શુદ ૯; ત્યારપછી પાછો બને વચ્ચે સ. ૧૬૮૫ માં વિભેદ પડયો વિજયદેવસૂરિ ગચ્છભેદ કરી ધર્મસાગરને ગચ્છમાં લઈ દેવસૂરિ જુદા થયા. એક બાજુ વિજયદેવસૂરિ અને બીજી બાજુ વિજયાનંદસૂરિ—એમ બે પક્ષો પડયા. એક 'દેવસૂર' પક્ષ અને બીજો 'આણંદસૂર' પક્ષ ગણાયો.

દેવવિજયવાચક વિજયાનંદસૂરિની આજ્ઞામાં રહેવા લાગ્યા એટલે તેમણે વિજયદેવસૂરિએ સાગરનો પક્ષ લીધો તેથી તેમની સાથેનો સંબંધ છોડી વિજયાનંદસૂરિને ગચ્છપતિ માન્યા. (આ પરથી ચોક્કસ જણાય છે કે દેવવિજય વાચક પહેલાં વિજયદેવસૂરિની આજ્ઞા નીચે ને પછી સં. ૧૬૭૬ માં વિજયાનંદસૂરિની નીચે આવ્યા આચાર્ય સબંધી સાગરના મતવ્યોને લીધે ખળભળાટ હતો તેથી જયવિજયે પોતાની આ ચોપઇમાં પોતે દેવવિજયના શિષ્ય છે એટલુંજ કહી દેવવિજયની ગુરૂ પરંપરા આપ્યા વગરજ સંતોષ માન્યો હોય એ બનવા જોગ છે )

૪.

ઉપર જણાવેલી સાધુ વ્યક્તિઓ તથા હવે પછી આવતા ભાનુચંદ્રાદિ માટેનુ નીચેનુ વંશવૃક્ષ ઉપયોગી થઈ પડશે.




## ૫.

જયવિજયે પ્રસિદ્ધ વાચક કલ્યાણવિજય[૩] ના શિષ્ય ધર્મવિજય

---

૩ કલ્યાણવિજય—લાલપુરમા સંઘપતિ હરખાશાનો તેની ભાર્યા પૂંજીનો પુત્ર નામ ઠાકરશી જન્મ સં. ૧૬૦૧ આસો વદ ૫ સોમ. દીક્ષા હીરવિજય સૂરિ પાસે મહેસાણામા સં. ૧૬૧૬ વૈશાખ વદ બીજ—નામ કલ્યાણવિજય; પાટણમા ઉપાધ્યાય પદ સ. ૧૬૨૮ ના ફાગણ વદિ ૭-ખંભાત, અમદાવાદ જઇ પછી પાટણમાં બિંબ પ્રતિષ્ઠા કીધી પછી વાગડ માલવમાં ફર્યા, વાગડમાં અંતરીના પાર્શ્વ (આંતરીઆ પ્રભુ) ને વદી કીકાભટ પાસે બિંબ પ્રતિષ્ઠા. ત્યાંથી ઉજેણી-મક્ષીજીપાર્શ્વ. પછી મંડપાચલ (માડવગઢ), વડવાણ તીર્થ, બરહાનપુર, દેવગિરિ ચોમાસું, પેઠણ, ત્યાથી હીરવિજયસૂરિને સાદડી મળ્યા હીરવિજયસૂરિ

વાચક પાસે અભ્યાસ કર્યો હતો. (જુઓ પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધીના અપ્રસિદ્ધ ગ્રંથકારોનો પરિચય-જેસલમેર ભંડાર સૂચિ પૃ. ૬૭) આ વાત પોતે પોતાની શોભનસ્તુતિ વૃત્તિમાં જણાવે છે. જુઓ તે વૃત્તિનો ઉલ્લેખ સ્વ. ડૉ. રામકૃષ્ણ ભાંડારકરના ૧૮૮૩-૮૪ નો રિપોર્ટ પૃ ૧૫૬ નં. ૨૮૪ કે જેની પ્રત સં. ૧૬૯૯ ની લખેલી ભાંડારકર ઇન્સ્ટીટયુટમાં છે. આ હકીકત જયવિજયના[૮] શિષ્ય શુભવિજયના શિષ્ય સુમતિવિજયના શિષ્ય [૪]રામવિજયે પોતાના અમદાવાદમાં સં. ૧૭૮૫ વૈશાખ શુદ ૭ ગુરૂને દિને રચેલા ગૂજરાતી ભાષામાંના મહારાસ નામે શાંતિજિનરાસમાં પોતાની અંત પ્રશસ્તિ આપી છે તે પરથી જણાય છે કે.-

શ્રી ગુરૂ હીરસૂરિસર શિષ્ય કલ્યાણ વિજય ઉવજ્ઝાય પુરંદર
દિન દિન ચઢતિ જગીસા-

શા રૂપાનંદન સોભાગી, સાચો વડ વૈરાગી
સંમતિ અરથ વિચાર સદગુરૂ, સાચો શુભમતિ રાગી-
માત પૂછ્યાઇ કુખે જાયો, નામે નવનિધિ થાએ,
વાચક ધર્મવિજય વર તેહના, દીપે અધિક સવાઈ-
તસ અંતેવાસી ગુણ એ ભરિયા, બોલ ન બોલે વિરૂઆ,
શ્રી **જયવિજય** વિબુધ શ્રુત દરિયા, પાલે સુધી કિરિયા-

---

અકબર પાસે ગયા. કલ્યાણવિજયે વૈરાટના મોટી પ્રતિષ્ઠા કરી. પછી ગૂજરાતમાં વિહાર કર્યો. અહીંસુધી વાત સં. ૧૬૫૫ ના આસો માસ ૫ ને દિને તેના શિષ્ય જયવિજયે રચેલા કલ્યાણવિજય રાસમાં આવી છે. જુઓ મારી જૈન ઐતિહાસિક રાસમાળા ભા. ૧ લો.

૪ રામવિજય—તેમણે શાંતિજિનરાસ ઉપરાંત સં. ૧૭૮૮ ના સ્વર્ગસ્થ થયેલા સાગરપક્ષના આચાર્ય લક્ષ્મીસાગરસૂરિનો રાસ રચ્યો છે (જુઓ મારી જૈન ઐ રા ભાગ ૧ લો) ને તે ઉપરાંત ચોવીશી રચી છે. સંસ્કૃતમાં ઉપદેશમાળા પર વિસ્તૃત ટીકા લખી છે કે જેનું ભાષાંતર જૈ. ધ. પ્રસારક સભા ભાવનગરે છપાવેલ છે.

તસ પદ પંકજ ભમર સરિસા, શ્રી શુભવિજય કવીશા,
ગુણ ગંભીરમ મેરૂ ગિરીશા, શ્રુત જલસિંધુ મુનીશા—
તસ ચરણાંબુજ સેવક સુંદર, શુભ કિરિયા ગુણગરા,
સાધે યોગ અભ્યાસ અખંડિત. નહિ ગુણરયણે અવરા—
મહિમાવંત મહંત મુનીસર, ચરણ નમે અવનીશા,
શ્રી ગુરૂ **સુમતિવિજય** ઉપગારી, વ્રતપો કોડિ વરીશા—
તે શ્રી ગુરૂ મહિમાનિધિ સાનિધિ, રાસ રસિક મે નિપાયા,
**શાંતિ** પ્રભુ ગુણરાશિ ભણતાં, નવનિધિ આણંદ પાયા.

આ રીતે ધર્મવિજયના અંતેવાસી જયવિજય અને જયવિજયના વિદ્યાગુરૂ ધર્મવિજય. એ વાત પૂરવાર થાય છે

સંવત્ ૧૬૩૯ ના જ્યેષ્ઠ વદિ ૧૨ ને દિને અકબર બાદશાહના આમંત્રણથી હીરવિજય સૂરિએ બાદશાહને મળવા માટે ફત્તેહપુર સીક્રીમાં પ્રવેશ કર્યો તે સંસ્મરણીય દિવસે સૂરિ સાથે ૬૭ સાધુઓનો સમુદાય હતો તે પૈકી જયવિજય (કલ્પદીપિકાના કર્તા) અને મુનિવિજય (આપણા ચરિત્રનાયકના પ્રગુરૂ) પણ સાથે હતા જુઓ ઋષભદાસકૃત હીરવિજયસૂરિ રાસ પૃ ૧૦૮ પરની નીચેની કડીઓ —

"જસવિજય **જયવિજય** પંન્યાસ, કલ્પદીપિકા કીધી ખાસ,
લાભવિજય ગણી ને **મુનિવિજે**, ધનવિજય ચેલો અતિ ભજે"

આમાના જયવિજયને પંન્યાસ અને કલ્પદીપિકાના કર્તા તરીકે ઓળખાવેલ છે તે ઓળખાવવા અર્થેજ, કારણ કે પંન્યાસ પદવી સં. ૧૬૪૭ મા (નીચે જુઓ) મળી હતી અને કલ્પદીપિકાની રચના સં. ૧૬૭૭ માં કરી હતી એટલે સીક્રી પ્રવેશની પછી જ. આ સંબંધમા પંડિત લાલચંદ જણાવે છે કે કલ્પદીપિકા (કર્તાના હાથની લખેલી પ્રત વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીના સંગ્રહમાં છે) ના રચનાર જયવિજય વાચક વિમલહર્ષ (વિજયસેનસૂરિ—વિજયતિલકસૂરિ—વિજ્યાનંદસૂરિના શિષ્ય) ના શિષ્ય હતા એટલે આપણા ચરિત્રનાયક

ઉપરના જયવિજયથી તે જૂદા જણાય છે." આમાં વિમલહર્ષને વિજયાનંદસૂરિના શિષ્ય જણાવેલ છે તે તેમાં કદાચ ભૂલ હોય. તે સૂરિના રાજ્યમાં દીપિકા રચાઇ વધારે યોગ્ય લાગે છે ને વિમલહર્ષ તે ઉપર આપેલ વંશવૃક્ષમાં જણાવેલ ભાવવિજયજીના ગુરૂ મુનિવિમલના ગુરૂ હોવાનો વિશેષ સંભવ મને લાગે છે.

સં. ૧૬૪૭ મા હીરવિજયસૂરિ ખંભાતમાં હતા ત્યારે ત્યાંના શ્રીમંત શ્રાવક રાજશાહ શ્રીમલ્લના કરેલા ઉત્સવપૂર્વક ને આચાર્યશ્રીએ અનેક સાધુઓને પંન્યાસ ( પંડિત ) પદવી આપી હતી તે પૈકી જયવિજયને પણ આપી હતી

" **હીર** આવ્યા સાહા **શ્રીમલ્લ** ઘેર, તિહા ધન ખરચીયા બહુ પેર,
સાધતણી પોહોચાડે આસ, **જયવિજય** કીધા પંન્યાસ. ૧
ધનવિજય એ પદવી હોય, ફરમાન તણો તે મહિમા જોય,
**રામ ભાણ** કીધા પન્યાસ, **કીર્ત્તિ લબ્ધિવિજય** પ. ખાસ
સબલ લાભ ઇહાંકણિ થયા, લખ્યા સોય ન જાયે કહ્યા,
**સડતાલે** સંવચ્છરિ રહી, **હીરવિજય** પછે ચાલ્યા સહી.
—હીરવિજયસૂરિ રાસ પૃ-૧૭૦.

સં. ૧૬૫૦ ના પ્રથમ ચૈત્ર માસની પૂર્ણિમાના દિવસે અકબરે શત્રુંજયની યાત્રાએ જનાર પર મસ્તક કર ( માથાવેરો—મુંડકો ) લેવાનો બંધ કર્યો—તેજ દિવસે વિમલહર્ષ ઉપાધ્યાયે શત્રુંજયની યાત્રા કરીને તે વખતે પંડિત જયવિજય ગણિ બીજા ૨૦૦ મુનિઓના પરિવારમાં સાથે હતા.[૫] આ જયવિજય ગણિ કલ્પદીપિકાના કર્ત્તા હોવાનો સંપૂર્ણ સંભવ છે.

---

૫ આ સંબંધનો ખાસ શિલાલેખ શત્રુંજય પરની મોટી ટુંકના આદીશ્વર ભગવાનના મુખ્ય મંદિરની દક્ષિણ તરફની દિવાલ ઉપર નાની નાની ૨૨ લીટીઓમાં કોતરેલો છે. તે લેખમાં જણાવેલું છે કે—

સં. ૧૬૫૦ ના પ્રથમ ચૈત્ર માસની પૂર્ણિમાના દિવસે, ચારિત્રપાત્ર અને

આપણે ઉપર જણાવી ગયા કે આપણા ચરિત્રનાયક જયવિજયે કલ્યાણવિજય ઉપાધ્યાયના શિષ્ય ધર્મવિજય પાસે અભ્યાસ કર્યો હતો–તેજ કલ્યાણવિજય ઉપાધ્યાયના શિષ્ય તરીકે પોતાને જણાવી એક જયવિજયે તેજ કલ્યાણવિજયગણિનો રાસ સ. ૧૬૫૫ ના આસો સુદ ૫ ને દિને ગૂજરાતીમાં રચ્યો છે. ( જુઓ મારી જૈન ઐતિહાસિક રાસ માળા ભા. ૧) ને તે ઉપરાંત સમેતશિખરતીર્થમાલા સ્તવન–રાસ સ ૧૬૬૪ માં ( વિજયસેનસૂરિના પટ્ટધર વિજયદેવસૂરિના રાજ્યમા ) અને તે ઉપરાંત હીરવિજયસૂરિ પુણ્યખાણિ સઝાય સં. ૧૬૫૨ પછી બનાવી છે. આ ત્રણે કૃતિમાં પ. દેવવિજયનુ ગુરૂ તરીકે નામ આવતુ નથી પણ કલ્યાણવિજયને ગુરૂ તરીકે સૂચવેલુ છે તેથી આ જયવિજય પણ જૂદા છે એમ સભાવના થાય છે. આમાંનું સમેતશિખરસ્તવન પ્રાચીન તીર્થમાલાસગ્રહમા પ્રકટ થયેલ છે. આ જયવિજય માટે જૂઓ મારો સગ્રહ નામે જૈન ગૂર્જર કવિઓ ન. ૧૯૨ પૃ–૩૧૭ થી ૩૨૦.

પડિત લાલચદ ભ ગાંધી જણાવે છે કે.–" પ્રાચીન તીર્થમાળા સગ્રહના સક્ષિપ્ત સારની પૃ. ૪ ની નોટમાં સમકાલીનતા અને નામ

---

સન્માર્ગગામી એવા સાધુ રૂપ સમુદ્રને ઉલ્લસિત કરવા માટે જેઓ ચંદ્ર જેવા છે, જેમનાં વચનોથી રંજિત થઇ અકબર બાદશાહે શત્રુજય પર્વત જૈનના સ્વાધીન કર્યો છે અને ભટ્ટારક વિજયસેનસૂરિ પ્રમુખ સુવિહિતજનો જેમની ભક્તિપૂર્વક ચરણસેવા કરે છે એવા આચાર્યશ્રી હીરવિજયસૂરિના મહિમાથી આનંદિત થઇ બાદશાહે શત્રુંજયની યાત્રાએ જનાર બધા મનુષ્યો પાસેથી જે દિવસે મસ્તક કર ( માથાવેરો–મુંડકો ) લેવાનો નિષેધ કર્યો છે તેજ દિવસે, ઉક્ત આચાર્યવર્યના શિષ્ય સકલ વાચક શિરોમણિ શ્રી વિમલહર્ષ ઉપાધ્યાયે પં. દેવહર્ષ, પં ધનવિજય, પં. જયવિજય, પં. જસવિજય, પં. હંસવિજય અને મુનિ લેસલ આદિ ૨૦૦ મુનિઓના પરિવાર સાથે નિર્વિઘ્ન રીતે શત્રુંજયની યાત્રા કરી છે.

—લેખાંક ૩૩ મુનિશ્રી જિનવિજયજી સંપાદિત પ્રાચીન જૈનલેખ સંગ્રહ ભાગ ૨

સામ્યને લીધે ઉપર્યુક્ત ત્રણે જયવિજયને એક માનવાની ભૂલ થયેલી જણાય છે. ત્યા શોભન સ્તુતિ ટીકા સ. ૧૬૪૧ માં રચી જણાવી છે, પરંતુ તે યુક્ત લાગતું નથી."

મારૂં અનુમાન એ છે કે ઉપરના ત્રણે જયવિજય અમુક અમુક કૃતિમાં પોતાના ગુરૂ તરીકે જુદા જુદા ગુરૂ જણાવે છે છતાં એ બધા સમકાલીન છે, બધાનો પોતાના પર ઉપકાર છે તેથી કદાચ ત્રણે જયવિજય એક પણ હોય, યા તે પૈકી બે એકજ હોય. આ સંબધી સપૂર્ણ ગવેષણા તે તેના દરેક ગ્રંથ જોઇ કરવાની રહે છે

સં. ૧૬૬૪ મા શોભન સ્તુતિ વૃત્તિના રચનાર આ જયવિજય ગણીએ તો તે વખતે તેમની ઉમર ૩૦ ની ગણીએ, અને સં. ૧૬૭૦ માં તેમણે સપ્તતિ સ્થાનક વૃત્તિ શોધી છે એટલે તેમનો સમય સ. ૧૬૩૪ થી તે સં. ૧૬૭૦ સુધીનો નિઃશક ગણી શકાય એટલે તેઓએ ઓછામાં ઓછુ ચાળીશેક વર્ષનુ આયુષ્ય ગાળ્યુ હોવુ જોઇએ

૬.

## શિષ્ય પરંપરા

ઉપર જણાવ્યુ તેમ તેમને એક શુભવિજય શિષ્ય હતા કે જેના શિષ્ય સુમતિવિજયના શિષ્ય રામવિજયે સ. ૧૭૮૫ માં શાતિજિન રાસ છ ખડમાં ગાથા ૬૯૫૧ પૂરનો રચ્યો છે તે સિવાય એક હર્ષવિજય કરીને બીજા પણ શિષ્ય હતા કે જેને મેરૂવિજય નામે શિષ્ય હતા એમ જણાય છે કે જે મેરૂવિજયે નાની નાની કૃતિઓ જેવી કે નદિષેણ મુનિ સઝાય, મુહપતિ સ૦+પૃથ્વી સચિત અચિત સ૦+નવવાડ સ૦+બ્રહ્મ સ૦+ઇરિયાવહી સ૦+વિજયદેવસૂરિ સ૦ વગેરે રચી છે. નદિષેણ મુનિ સઝાયને અતે એમ છે કેઃ—

જયવિજય ગુરૂ સીસ, તસ હરખ નમે નિસદીસ,
મેરૂવિજય એમ બોલે, એહવા ગુરૂને કુણ તોલે

મુહપત્તિ સઝાયને અંતે એમ પણ છે કે:—

શ્રી જયવિજય પંડિતનો સીસ, મેરૂવિજય તસ નામે સીસ.

નવવાડ સ,૦ તેણે 'સંવત સત્તર કર શ્રાવણ માસે --અકબરપુરમાં રચી છે. + આ ચિન્હ મુદ્રિત થયેલ છે એમ સૂચવે છે

૭.

**રચનાસ્થલ.**

આ ચોપઇનું રચનાસ્થલ વાગડ દેશમાં આવેલા ગિરપુર પ્રશસ્તિમાં જણાવ્યું છે-કે જ્યાં તે વખતે (સં. ૧૬૬૦ માં) રાજા સહસ્ત્રમલ રાવલ કરીને રાજા હતો ને જે રાજાને કર્મસિંહ નામનો વિદ્યાસપન્ન પુત્ર હતો. કચ્છમા વાગડ દેશ કરીને છે તે આ વાગડ દેશ નથી. ગિરપુર-પર્વતપુર-નગપુર એ અભિધાનને લાગુ પડે તે ડુંગરપુર છે. આ વાગડ દેશ-ગિરપુર-ત્યાંનો રાજા અને પાટવી કુંવરનું વર્ણન કવિ આ પ્રમાણે આપે છે.

વાગડ દેશ વયરાગર નામ, રાજધાનીનું રૂડું ઠામ,<br>
જીહાં ષટ દર્શનના વિશ્રામ, દેશમધ્ય ગિરિપુર વલી ગામ ૩૩૭<br>
ગઢ મઢ મંદિર પોલિ સુચંગ, જૈન શિવ પ્રાસાદ ઉત્તંગ,<br>
રાજ કરઇ રાજા ગુણનિલુ, દાંની માની ભોગી ભલઉ ૩૩૮<br>
કવિતા શ્રોતા વિગતા (વક્તા) જાણ, સૂરવીર ધીર ગુણ ખાણિ,<br>
**સહસમલ્લ** રાઉલ ભૂપાલ, પ્રથવી પ્રજા તણઉ પ્રતિપાલ ૩૩૯<br>
તસુ સુત કુંયર **કર્મસિંહ** જેહ, ચઉદ વિદ્યા ગુણ જાણઇ તેહ,<br>
કીરતિ તેજ અનઈ પરિવાર, શતશાખા વાધઈ વિસ્તાર ૩૪૦

—મુંબાઈની જૈ. એ. ઇંડિયા પાસેની એક સારી પ્રતમાંથી)

વાગડ દેશની રાજધાની ગિરિપુર-ડુંગરપુરમાં રાજા સહસમલ્લ રાવલ અને યુવરાજ કર્મસિંહ હતા.

વિશેષમાં આ કવિ જણાવે છે કે ઉપરોક્ત રાજાના દરબારમાં

ગાંથીનું કાર્ય કરનાર સંઘમાં મુખ્ય-અગ્રણી એવા એક સંઘરત્નના પુત્ર જોગીદાસના ભણવા માટે-અભ્યાસ માટે આ કૃતિ રચી છે.

આમાંનું ગિરિપુર તે હાલનુ ને તે વખતનું પણ ડુંગરપુર; કે જેને ચિતોડના રાવલ વંશના રાવલ વીરસિંહે પોતાના પૌત્ર ડુંગરસિંહના નામ પરથી વસાવ્યું હતુ. ડુંગરસિંહજી પછી કર્મસિંહ, કાન્હડદેવ, પત્તાજી, ગેવાજી, સોમદાસજી, ગંગાસિંહજી થયા; ત્યારપછી ઉદયસિંહ પહેલા થયા કે જે સં ૧૫૮૪ માં મહારાણા સંગ્રામસિંહજી સાથે બાબરનું બયાના પાસ યુદ્ધ થયુ તેમાં લડનાં સ્વર્ગસ્થ થયા. પછી તેનો પુત્ર પૃથ્વીરાજ બેઠા કે જેની સાથે નાના ભાઈ જગમાલને અણબનાવ થતાં ગૂજરાતના બાદશાહે ચડાઈ કરી મોટાને દબાવી નાના ભાઇને અર્ધું રાજ્ય અપાવ્યુ કે જે અર્ધું રાજ્ય વાંસવાડાનું ત્યારથી જૂદુ થયું પૃથ્વીરાજ પછી આસકરણજી, અને તેના પછી સહસમલ્લજી થયા તેજ ઉપરોક્ત પ્રશસ્તિમાં વર્ણવેલ સહસ્ત્રમલ્લજી, અને ત્યારપછી કર્ણસિંહજી થયા તે ઉપર વર્ણવેલા યુવરાજ; ત્યારપછી પુંજાજી, ગિરિધરજી, અને જસવંતસિંહજી થયા આ જશવંતસિંહજીના રાજ્યમાં ભીમાશાએ ધૂળેવ-કેશરીઆજીનો સંઘ કાઢયો હતો. (જુઓ ભીમ ચોપઈ રચ્યા સં ૧૭૪૨ ઐ. રાસ સંગ્રહ ભાગ ૧ કે જેમાં વાગડદેશ-ગિરિપુર-ડુંગરપુર ને રાજાનુ સારૂ વર્ણન કર્યું છે.)

વિશેષમાં ઉપરોક્ત વાગડ દેશ અને તેના ગિરિપુર નગર સંબંધે કહેવાનું કે સં. ૧૫૧૫ માં ગચ્છનાયક પદ પામેલા તપગચ્છના ૫૩મા પટ્ટધર લક્ષ્મીસાગરસૂરિના માટે પટ્ટાવલિમાં જણાવવામાં આવ્યું છે કે તે "સૂરીના ઉપદેશ થકી વાગડદેશિ ગિરિપુર નગરે સા. સાલ્હે શ્રી ગંભીરાપાસનો પ્રાસાદ નિપજાવ્યો." આ પરથી તે નગરમાં ગંભીરા પાર્શ્વનાથનું મંદિર પણ હોવુ જોઇએ. આ વાગડ દેશમાં વઢીઆર નામનું પણ નગર આવેલુ છે કે જ્યાં તપગચ્છના આચાર્ય શ્રી સોમદેવસૂરિ (ઉક્ત લક્ષ્મીસાગરસૂરિના સમકાલીન) નો સ્વર્ગવાસ

થયો હતો. જુઓ જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧ અંક ૩ મા આપેલ વીરવંશાવલિ પૃ ૪૯ અને ૫૦. ઉક્ત લક્ષ્મીસાગરસૂરિના વર્ણન રૂપેનુ ગુરૂગુણરત્નાકર કાવ્ય છે તેમાં પણ ત્રીજા સર્ગના ૩-૪ શ્લોકમાં ઉક્ત ગિરિપુર અને આ સાલ્હના સંબંધમાં આ પ્રમાણે ઉલ્લેખ છે.—

अत्र प्रथममुकेशज्ञातीय साह. साल्हविहितविस्तरः प्रोच्यते ।

प्रासादसौधर्द्धिं विधूततात्रिष-
च्छायाभरे श्री गिरिपूर्वके पुरे ।
श्री सोमदासावनिजा निमंत्रिणा
धर्मिष्ठधुर्येण च साल्हु साधुना ॥३॥
खाक्षिक्षमा(१२०)मानमणोरुपित्तला
निर्मापिता या जिनमूर्त्तिरुज्ज्वला ।
तस्याः परस्या अपि बिम्बसन्तते-
श्चक्रे प्रतिष्ठा प्रथमं महेन यैः ॥४॥

—મંદિરો અને મહેલોથી હરાવેલ છે સ્વર્ગ જેણે એવા ગિરિપુર (ડુંગરપુર) માં સોમદાસ રાજા (ઉપર જણાવેલા છે તે) ના મંત્રી સાલ્હ સાધુએ પિત્તલની ૧૨૦ આંગુલ પ્રમાણની મૂર્ત્તિ બનાવી અને તેની તથા બીજી પ્રતિમાની શ્રી લક્ષ્મીસાગરસૂરિએ પ્રતિષ્ઠા કરી.

ઉપર જણાવેલ કલ્યાણવિજય ઉપાધ્યાયે પણ વાગડ દેશમાં જઇ આંતરીઆ પાર્શ્વનાથને પ્રણમી ત્યાંના દાણી કીકાભટ પાસે બિંબ પ્રતિષ્ઠા કરાવી હતી ને ત્યાથી તેઓ ઉજેણી પહોંચ્યા હતા.

'વાગડ દેશે સંચરીઆ, પ્રણમ્યા દેવ **આંતરીઆ**
કીકાભટ દેસ દાણી, શ્રવણે સુણી ગુરૂ વાણી

શ્રી જિનપ્રાસાદ રચાવે, બિંબ પ્રતિષ્ઠા ઓ ઠગવે
દેસ જિમાડી રંગરોલ, ઉપરી દીધાં ફરી તંબોલ
અનુક્રમે ઉજેણી પહુતા, ભાગા સવે કુમતિ અધૃતા.

(કલ્યાણવિજયગણિ રાસ)

આમાં આંતરીઆ પાર્શ્વનાથ જણાવેલ છે તે અંતરીક્ષ પાર્શ્વનાથ નહિ, પણ આંતરી ગામ કે જે ડુંગરપુરથી લગભગ ત્રણ ગાઉ ઉપર આવેલું છે ત્યાંના પાર્શ્વનાથ ડુંગરપુરમાં પાર્શ્વનાથની સ્થાપના ઉક્ત જૈન મંત્રી સાહૂલે કરાવી હતી એવું આંતરીના શાંતિનાથ મંદિરમાંનો ૪૯ શ્લોકોનો એક લેખ કે જે સં. ૧૫૨૫ ના વૈશાખ વદ ૧૦ ગુરૂવારનો લખાયેલો છે તે રાયબહાદુર પં૦ ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ ઉતારેલો તેમાં જણાવ્યું છે કેઃ—

**श्री साहुाभिधसाधुरेष सचिवोत्तंसश्चतुर्बुध्धिमान् ।**
**चैत्योध्धारकमकारयद् गिरिपुरे श्री पार्श्वनाथप्रभोः ॥**

—ચાર બુધ્ધિવાળા સચિવોત્તમ સાહ સાહૂલે ગિરિપુર (ડુંગરપુર) માં શ્રી પાર્શ્વનાથ પ્રભુના મંદિરનો ઉધ્ધાર કરાવ્યો.

હાલના ડુંગરપુર રાજ્યની સીમા ઉત્તરે ઉદયપુર, પૂર્વે ઉદયપુર અને વાંસવાડા, દક્ષિણે પ્રતાપગઢ અને મહિકાંઠા, અને પશ્ચિમે મહિકાંઠા અને ઉદયપુર છે. રાજધાની ડુંગરપુર એક પહાડની જડમાં વસેલું છે તે પહાડની ઉંચાઇ ૭૦૦ ફુટ છે અને તેના ઉપર ગઢ બાંધેલો છે. [ આ પ્રમાણે ડુંગરપુરનું વર્ણન થયું. ]

તસ ઘરિ ગાંધી સંઘ પ્રધાન, પર ઉપગારી ન ધરઇ માન,
પુત્ર પૌત્ર કરઇ નિતુ કેલિ, મંગલીકની વધતી વેલિ. ૩૪૧
સંઘરત્નપુત્ર જોગીદાસ, શુકન શાસ્ત્રનું કરઇ અભ્યાસ,
તેહનઇ ભણવા કાજિ કરી, પ્રાકૃતબંધ ચઉપઇ એ ખરી. ૩૪૨.

८

ગ્રંથોનો ઉપયોગ.

આ કૃતિ રચવા માટે જે જે પ્રાચીન ગ્રંથોનો કવિએ ઉપયોગ કર્યો છે તેનાં નામ પણ તેણે જણાવી પોતાની લઘુતા દાખવી છે.– (૧) શુકનાર્ણવ (૨) વસંતરાજ (૩) શુકનોદ્ધાર અને ભાષાનો ગ્રંથ (૪) શુકનદીપિકા ચોપઇ (આ ભાષાના ગ્રંથ લગતી શકુન ચોપાઇ વિ પનરમા શતકના અંતે થયેલા નાગેંદ્રગચ્છના ગુણસમુદ્રસૂરિના શિષ્યે ૫૭૨ શ્લોકમા રચી છે [૬])

'શુકનદીપિકા ચઉપઇ નાંમ, શુકનાર્ણવ માંહિ એ ઠાંમ,
અથવા વસંતરાજની સાખિ, શુકનોધ્ધાર ભાષી એ લાખ. ૩૪૩
એટલા ગ્રંથ જોઇનઇ કહી, અલપબુધ્ધિ કરી જે મઇં લહી,
ઝમક ન જોડિઉ અક્ષર બંધ, વર્ણ માત્ર નવિ જાંણુઉ સંધિ. ૩૪૪
સાચઉ કરયો જાંણ સુજાંણ, પંડિત આગલિઅ છઉં અજાણ,
શુકન સમુદ્ર ન લાભઇં પાર, ચચ ભરી કીધઉ ઉધ્ધાર. ૩૪૫

આમાંનો શકુનસારોધ્ધાર ગ્રંથ સારંગરીય શકુનાર્ણવમાંથી અજિતસિંહસૂરિના શિષ્ય માણિક્યસૂરિએ ઉધ્ધાર કરી સં. ૧૩૩૮ આશ્વિન સુદ પૂર્ણિમાએ રચ્યો છે. [૭]

---

૬ તેની પ્રશસ્તિ નીચે પ્રમાણે છેઃ—
દેવહ ગુરૂ સંખહ સાંનિધિ, શકુનશાસ્ત્રની વિરચી બુધિ
નાગિલ ગછિ ગિરૂઆ ગુણવંત, શ્રી ગુણસમુદ્રસૂરિ ગુરૂ જયવંત.
તાસ સીસ લહઇ બુન્ધિ વિવરા
ભણઇ ગુણિનિ સુણઇ જે એઉ, આગમિ નિર્ગમિ બૂઝઇ તેઉ.
—૨૨ પત્રની પ્રતિ વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાં છે.

૭ આની પ્રશસ્તિ સાક્ષર શ્રી જિનવિજયજીની પ્રશસ્તિઓની નોંધમાંથી નીચે લઉં છું —
सारंगरीयः शकुनार्णवेभ्यः पीयूषमेतद्रचयांचकार ।
माणिक्यसूरिः सुगुरुप्रसादाद् यत्पानतः स्याद् विबुधप्रमोदः॥२॥

આ પૈકી વસંતરાજ શાકુન ગ્રંથ તેના પરની ભાનુચંદ્રગણિની ટીકા, તથા તેના હિંદી ભાષાંતર સહિત સં. ૧૯૪૦ માં મુંબઇ જગદીશ્વર શિલાયંત્રાલયમાં પ્રસિદ્ધ થયો છે. તેમાં જણાવ્યું છે કે વિજયરાજના બે પુત્ર નામે શિવરાજ અને વસંતરાજ થયા તે પૈકી વસંતરાજ પૃથ્વીમાં વિખ્યાત થયા તેને મિથિલા પુરીના રાજા ચંદ્રદેવે પ્રાર્થના કરી તેથી ભટ્ટ વસંતરાજે માહેશ્વરસાર અને સહદેવકૃત શાસ્ત્રમાંથી અને બૃહસ્પતિ ગર્ગ શુક્ર ભૃગુ આદિના શાસ્ત્રમાંથી સાર ગ્રહણ કરી આ ગ્રંથ કર્યો આમાં ૨૦ વર્ગ છે. ૧ શકુનનાં વખાણ ૨ શાસ્ત્રસંગ્રહ-વર્ગોનો અનુક્રમ ૩ અભ્યર્ચન-પૂજન ૪ મિશ્રિત-શકુનના અનેક ભેદ ૫ શુભાશુભ ૬ મનુષ્યના શકુન ૭ પોદકીનાં શકુન ૮ પક્ષીઓનો વિચાર ૯ ચાષ એટલે નીલકંઠનાં ૧૦ ખંજનનાં ૧૧ મલ્લારીનાં ૧૨ કાકનાં ૧૩ પિંગલિકાનાં ૧૪ ચતુષ્પદોનાં ૧૫ ભ્રમરાદિકનાં ૧૬ લાલ કાળી કીડીનાં ૧૭ પલ્લી-છીપકલીનાં ૧૮ શ્વાનનાં ૧૯ શિવા નામની શૃગાલીનાં શકુન ૨૦ શાસ્ત્ર પ્રભાવ.

આ વસંતરાજ શાકુનપર સંસ્કૃત ટીકા લખનાર ભાનુચંદ્રગણિ એક સમર્થ જૈન ઉપાધ્યાય થઇ ગયાછે તે ટીકાને અંતે જણાવે છે કે-

---

वसु वह्नि वह्नि चंद्रेब्दा श्वयुजी पूर्णिमा तिथौ रचितः ।
शकुनानामुध्धारोऽभ्यासवशादस्तु चिद्रूपः ॥४३॥
श्री अजितसिंहसूरीणामन्तेवासिना कृतः ।
माणिक्यसूरिणोध्धारः शकुनानां परिस्फुटः ॥४४॥

—संवत् १५४४ वर्षे फाल्गुन सुदि १२ रविवासरे मांगल्यपुरवरे मु० सोमसूर्त्ति लिखितं (સાગર ભંડાર પાટણ)

આ ગ્રંથ મૂલમા 'શ્રી શકુનસારોધ્ધાર.' એ નામથી વિ. સં. ૧૯૭૪ માં જામનગરવાળા પંડિત શ્રાવક હીરાલાલ હંસરાજે પ્રકટ કરેલ છે. પૃષ્ટ ૮૭ ને મૂલ્ય રૂપીઓ એક છે.

इति श्री पातशाह श्री अकबर जल्लालदीन सूर्यसहस्र-नामाध्यापकः श्री शत्रुंजयतीर्थ करमोचनाद्यनेक सुकृतविधापक महोपाध्याय श्री भानुचंद्रगणि विरचितायां तच्छिष्याष्टोत्तर शतावधान साधक प्रमुदित पादशाह श्री अकब्बर जल्लालदीन प्रदत्त खुश्फहमापराभिधान महोपाध्याय श्री सिद्धिचंद्र गणिना विचार्य शोधितायां वसंतराज टीकायां विंशतिमो वर्गः ।

૯.

ભાનુચંદ્ર–સિદ્ધિચંદ્ર.

શકુનશાસ્ત્ર નામે વસંતરાજ શકુન પર જૈન ઉપાધ્યાય ભાનુચંદ્ર એક બાજુ સંસ્કૃત ટીકા રચે છે જ્યારે બીજી બાજુ તેજ સમયમાં આપણા કર્ત્તા જયવિજય ભાષામાં તેજ ગ્રંથ પરથી યા ટીકા પરથી ગૂર્જર ભાષામાં ચોપઈ રચે છે.

ભાનુચંદ્ર ઉપાધ્યાયનું ચરિત્ર જાણવા જેવું છે વિક્રમ સત્તરમી સદીના આધારભૂત જૈન પંડિતો–વિદ્વાનો પૈકી તે સમર્થ વિદ્વાન્ હતા. તેમનું ચરિત્ર એ૦ સઝાયમાળા ભા ૧ ની પ્રસ્તાવનામાં એ પ્રમાણે છે કે–તે મૂળ ગૂજરાતના સિદ્ધપુરના રહીશ વણિક હતા ને તેમનું નામ ભાણજી હતું ને પિતાનું નામ રામજી ને માતાનું નામ રમાદે હતા વડીલભાઈનું નામ રંગજી હતું આ રંગજી અને ભાણજી બંને ભાઈઓએ સૂરચંદજી પંન્યાસ (પંડિત) પાસે દીક્ષા લીધી ભાણજીનું નામ ભાનુચંદ્ર પાડ્યું અને તેમણે ઘણા ગ્રંથોનો અભ્યાસ કર્યા પછી તેમને પંન્યાસ (પંડિત) પદવી મળી હતી તેમનામાં સારી યોગ્યતા જાણી શાંતિચંદ્ર ઉપાધ્યાયે બાદશાહની ઇજાજત લીધી ત્યારે શ્રી હીરવિજય સૂરિએ તેમને અકબર બાદશાહ પાસે મોકલ્યા હતા. તેમણે બાદશાહ અને પ્રધાન મંત્રી અબુલફજલ વગેરે ઉપર ઘણો સારો પ્રભાવ પાડ્યો

હતો. ભાનુચંદ્રજીએ બાદશાહની સભામાં કેટલાક બ્રાહ્મણ પંડિતો સાથે વાદ કર્યો હતો અને તેમાં વિજય મેળવ્યો હતો જ્યારે બાદશાહ કાશ્મીરના મુસાફરીએ ગયો હતો ત્યારે તે ભાનુચંદ્રજીને પણ સાથે લઇ ગયો હતો બાદશાહ ભાનુચંદ્રજીના મુખથી દરેક રવિવારે સૂર્યનાં સહસ્ત્રનામો શ્રવણ કરતો. ( આ ઉપરથીજ પોતાને તે ' અકબર જલાલદીન સૂર્યસહસ્ત્રનામાધ્યાપક ' જણાવે છે જુઓ ઉપરના વસંતરાજપરની પોતાની ટીકાનો અંતભાગ ) કાશ્મીરના એક ૪૦ કોસના તળાવને કિનારે બાદશાહે પડાવ નાંખ્યો હતો—ને તે વખતે એક પ્રસંગ આવતાં ભાનુચંદ્રજીએ શ્રી શત્રુંજય તીર્થની માગણી કરી હતી ને બાદશાહે પ્રસન્નતાપૂર્વક તે તીર્થ અર્પણ કર્યું હતું. (કર માફ કર્યો હતો) અને તે સંબંધી ફરમાન પત્રો લખી આપ્યાં હતાં કાશ્મીરથી પાછા ફરતાં બાદશાહની સાથે જ્યારે ભાનુચંદ્રજી લાહોર આવ્યા હતા, ત્યારે તેમના ઉપદેશથી લાહોરના શ્રાવકોએ વીસ હજાર રૂપીઆ ખર્ચી એક મોટો ઉપાશ્રય કરાવ્યો હતો.

એક વખત અકબર બાદશાહને એમ જણાયુ કે, ભાનુચંદ્રજી આવા વિદ્વાન્ અને પ્રભાવક હોવા છતાં તેમને કોઇ મોટી પદવી નથી તો મળવી ઘટે, તેથી હીરવિજયસૂરિની પાટ ઉપર તેમને સ્થાપન કરવાની બાદશાહે પોતાની ઇચ્છા જણાવી, ત્યારે ભાનુચંદ્રજીએ ચોખ્ખી ના પાડી ત્યાર પછી બાદશાહે હીરવિજયસૂરિ પાસેથી વાસક્ષેપ મંગાવીને મોટા સમારોહપૂર્વક તેમને ઉપાધ્યાય પદવી આપી આ વખતે શેખ અબ્બુલફજલે પચીસ ઘોડા અને દશહજાર રૂપીઆનુ દાન કર્યું હતું સંઘે પણ ઘણો ખર્ચ કર્યો હતો

અકબર બાદશાહના દેહાન્ત પછી ભાનુચંદ્ર ફરી આગ્રા જઇ અકબર બાદશાહે જે જે ફરમાનો કરી આપ્યાં હતાં, તે બધાં કાયમ રાખવાને જહાંગીર બાદશાહનો હુકમ મેળવ્યો હતો.

આ ભાનુચંદ્ર પાસે અકબરના શાહજાદા જહાંગીર અને દાનીયારે

ખાસ અભ્યાસ કર્યો હતો. તે ઉપરાંત જ્યારે જહાંગીર બાદશાહ માંડવગઢમાં હતો ત્યારે ભાનુચંદ્રજીને ગૂજરાતમાં ખાસ માણસો મોકલી પોતાની પાસે બોલાવી પોતાના શાહજાદા સહરીઆરને તેમની પાસે ભણવા મૂક્યો હતો તેણે કહ્યું કે.—

મિલ્યા ભૂપનઈ ભૂપ આનંદ પાયા,
"ભલઈ તુમે ભલઈ અહી ભાણચંદ આયા,
તુમ પાસિથિઈ મોહિ સુખ બહૂત હોવઇ,
સહરિઆર ભણવા તુમ વાટ જોવઇ    ૧૩૦૯

પઢાઓ અહ્મ પૂતકું ધર્મવાત,
જિઉ અવલ સુણતા તુહ્મ પાસિ તાત,
ભાણચંદ ! કદીમ તુમે હો હમારે,
સબહી થકી તુહ્મહો હમ્મહિ પ્યારે    ૧૩૧૦

—વિજયતિલકસૂરિ રાસ પૃ ૧૦૯

આ પરથી સહજ જોઇ શકાય છે કે બાદશાહ અકબર ઉપરાંત બાદશાહ જહાંગીર પણ ભાનુચંદ્રજીને બહુ માનતો હતો—પૂજ્ય ગણતો હતો પોતાના સ્વલિખિત આત્મજીવનમાં તપગચ્છના ઉપરી તરીકે ભાનુચંદ્રજીને જહાંગીરે ઓળખાવેલ છે આનુ કારણ એ હતું કે, તે વખતે હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિ બન્ને સ્વર્ગવાસી થયા હતા ( અનુક્રમે સ. ૧૬૫૨ અને ૧૬૭૨ )

ભાનુચંદ્રજીએ એક વખત માલપુરમાં બીજામતિઓની સાથે શાસ્ત્રાર્થ કરી તેમનો પરાજય કર્યો હતો અને ત્યાં તેમના ઉપદેશથી એક વિશાલ પ્રાસાદ પણ થયો હતો, કે જેમાં પોતે તે મંદિર પર સુવર્ણમય કળશ ચઢાવરાવી પ્રતિષ્ઠા કરી હતી. ત્યાંથી મારવાડમાં આવી જાલોરમાં ચોમાસું કર્યું હતુ ને ત્યાં ૨૧ જણને દીક્ષા એકી સાથે આપી હતી એકંદર તેમને સારા વિદ્વાન્ ૮૦ શિષ્યો હતા. ભાનુચંદ્રે

કાદમ્બરીના પ્રથમ ખંડપર ટીકા, વિવેકવિલાસપર વૃત્તિ સં. ૧૬[illegible] , સારસ્વત વ્યાકરણુપર વૃત્તિ, શોભનસ્તુતિ ટીકા આદિ ગ્રંથો રચ્યા છે.

કુલ તેમના શિષ્યપરિવારમાં સિદ્ધિચંદ્ર સર્વથી અગ્રણી, અને સમર્થ વિદ્વાન્ હતા. આ સિદ્ધિચંદ્રે ભાનુચંદ્રના ગ્રંથોમાં ઘણી સહાય સંશોધનાદિમાં આપી છે ઉક્ત વસંતરાજપરની ટીકા પણ તેમણે શોધી હતી તેઓ શતાવધાની હતા તેથી તેમને અકબરબાદશાહે ખુશ્ફહેમ (એટલે કે જેની બુદ્ધિ ખુશ્ એટલે સારી છે એવું 'સુમતિ') નામ આપ્યું હતુ. ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર—બને ગુરૂ શિષ્યે બાણભટ્ટની વિશ્વવિખ્યાત કાદંબરીની પ્રસિદ્ધ ટીકા ( એકે પૂર્વભાગની અને બીજાએ ઉત્તર ભાગની ) સંસ્કૃતમાં રચી છે. સિદ્ધિચંદ્રે માનતુંગસૂરિના ભક્તામર સ્તોત્રપર સંસ્કૃતમાં વૃત્તિ[૮] પણ રચી છે અને વિશેષમાં રચેલા અન્ય ગ્રંથો—ધાતુમંજરી, વાસવદત્તાપર વૃત્તિ, અનેકાર્થનામમાલા વૃત્તિ, શોભનસ્તુતિ વૃત્તિ શ્લો. ૨૨૦૦ રચેલ છે ( જુઓ જૈનગ્રંથાવલી )—તે ઉપરાંત પોતાની ભક્તામરવૃત્તિમાં પોતાનાજ રચેલા ગ્રંથોમાંથી કાવ્યોના ઉતારા લીધા છે તે પરથી જણાય છે કે વૃદ્ધ પ્રસ્તાવોક્તિ-રત્નાકર, અને પોતાના ગુરૂ મહોપાધ્યાય શ્રી ભાનુચંદ્રગણિનું ચરિત્ર પણ રચેલ છે. સિદ્ધિચંદ્ર ફારસી ભાષાના પણ એક સારા વિદ્વાન્

---

૮. આ વૃત્તિના મંગલાચરણમાં પોતાની પ્રશંસા રૂપે સિદ્ધિચંદ્રે આ રીતે પરિચય આપ્યો છે:—

कर्त्ता शतावधानानां विजेतोन्मत्तवादिनां ।
वेत्ता षडपिशास्त्राणामध्येता फारसीमपि ॥
अकब्बरसुरत्राण हृदयांबुजषट्पदः ।
दधानः पुष्फहामीति विरुदं शाहिनार्पितं ॥
तेन वाचकचन्द्रेण सिद्धिचंद्रेण तन्यते ।
भक्तामरस्य बालानां वृत्तिर्व्युत्पत्तिहेतवे ॥

હતા તેથી તેમની અકબરબાદશાહના ઘણા દરબારીઓ સાથે પ્રીતિ થઇ હતી.

૧૦

**રચનાસમય.**

સં ૧૬૬૦ ની શરદ ઋતુમાં આસો માસમાં જ્યારે ચંદ્ર રાકા એટલે પૂર્ણિમાને દિને સંપૂર્ણ કળાએ હતો તે વખતે આ શુકન ચોપઇ કવિએ રચી —

વ્યોમ રસ રતિ ચંદ વખાંણિ, સંવત્સર હઇડઇ એ આણિ,
સારદ રતિ નઇ આસો માસ, રાકા પૂર્ણચંદ કલા વાસ.

૧૧

**વિજયસેનસૂરિ સઝાય.**

આ સમયે શ્રી હીરવિજયસૂરિ કે જેનો સ્વર્ગવાસ સં. ૧૬૫૨ માં થયો તેમની પાટપર વિજયસેનસૂરિ હતા કે જેઓ સં. ૧૬૭૨ માં સ્વર્ગસ્થ થયા. તે વિજયસેનસૂરિ પર 'જય' નામના કવિએ રચેલી સજ્ઝાય (સ્વાધ્યાય) પ્રસિદ્ધ થઇ છે ( ઐ. સઝાયમાલા ભા. ૧ પૃ. ૧૨ થી ૧૪ ) તે 'જય' કવિ ને આ જયવિજય એકજ હોય એવો સંપૂર્ણ સંભવ છે. તે સજઝાયમાં તેણે પોતાનુ કવિત્વ બતાવ્યું છેઃ—તેમાં તે સમયના ખંભાતનું વર્ણન કર્યું છે કેઃ—

પરમ પટોધર હીરનાજી, વીનતડી અવધાર,
નયરી ત્રંબાવતી ઇહા અછઇજી, અમરાપુરી અનુકાર.
જેસિંગજી આવો આણઇ દેશ
પગિપગિ નવર નિવેશ, વલભ તુમ્હ ઉપદેશ
સુગુરૂજી હોસઇ, લાભ અસેસ—જે.
પોટાં મંદિર માલિઆંજી, ઉંચા પોલિ પગાર
વણિજ કરઇ વ્યાપારિઆજી, જિહાં નહી ચોર ચખાર. ૩

જિનપ્રાસાદ સોહામણાજી, ઉત્તંગ અતિ અભિરામ,
ધર્મશાલા ચિતહારિણીજી, ભવિઅણુ જનવિશ્રામ. ૪
ધનદ સમા ધનવંત વસઈજી, સસનેહા બહુ લોક
ઘરિ ઘરિ નારિ પદમિનીજી, સુખી મુદિત સદા ગતશોક ૫
જિન વચને રાતડાજી, શ્રાવક સમકિતધાર,
દાન માંન ગુણે આગલાજી, સુભિખ જિહાં સુવિચાર. ૬
રયણાયર રયણે ભર્યોજી, ગાજઈ ગુહિર ગંભીર,
વિવિધ ક્રિયાણાં ઉતરઇજી, પ્રવહણ વહઈ જસ તીર. ૭
વાડિ વણ રૂલિઆમણાંજી, પગિ પગિ નીરમલ નીર,
દ્રાખહ મડપ છાંહિયાજી, મધુર લવઇ પીક કીર. ૮
કદલિ નાગરવેલનાજી, મડપ સોહઈ જિહાંય,
ચંદન ચપક કેતકીજી, મારગિ શીત છાંહ
—જેસિંગજી આવો આણુઈ દેશ. ૯

આવા ખભાતમાં વિજયસેનસૂરિને આવવા વિનતિ કરી પછી 'જય' કવિ કહે છે કે —

દૂધઈ પાઇ પખાલસુજી, અરચુ સોવન ફુલ,
ચદન છટા દેવરાવસુંજી પધગવું પરફુલ. ૧૦
કમલા સમરઇ કાંનડનઇજી, સીતા સમરઇજી રામ,
દવદતી નલરાયનઇજી, તિમ ભવિઅણ તુમ્હ નામ ૧૧
નાદઈ સૂરનર મોહિઆજી, માંનસરોવર હંસ,
જેસિંગજી જગ મોહિઉજી, જિમ ગોપિ હરીવંસ ૧૨
મેહજ સઘલઈ વરસણાંજી, ન જોઈ ઠામ કુઠામ,
સેલડી સિંચઈ સર ભરઈજી, સાચઈ અરક આરામ. ૧૩
આક ધતુરા કિમ ગમઇજી, જે અંબારસ લીણ,
કુણ કર ઘાલઈ કઈરિડઇજી, ચદણુ દીઠો જેણ ૧૪
જે અલજો મલવા તણોજી, તે કિમ ટલઇ સંદેહ.
જલ પીજઇ સુપનાંતરઇજી, ત્રિસ ન છિપઈ તેણ ૧૫

તુજ ગુણુ સંખ્યા ન પામિઇજી, મુજ મુખિ રસના એક,
કાગલ મસિ નહી તેતલીજી, કિમ લિખઇ તુજ લેખ ૧૬
'જય' જંપઇ મયા કરીજી, પધારે ગણધાર. ૧૭

આ નાની કૃતિમાં કેવો સુકોમળ હૃદયભાવ સ્ફુરે છે! આચાર્ય-શ્રીના આદરાતીથ્ય કરવા કેવુ મન તલસે છે! અને તે તૃષ્ણામાં પોતાની તૈયારી કરી પોતાનો સેવકભાવ કેવો સુંદર વ્યકત કરે છે! એ સહજ જણાય તેવું છે આ એક ઉર્મિ-કાવ્ય છે.

વિજયસેનસૂરિને આ જયવિજયે પૂછેલા પ્રશ્નોના તે સૂરિએ આપેલ ઉત્તરો સેનપ્રશ્નમાં ( પ્રશ્ન ૧૫૫ થી ૧૬૨-પૃ ૩૫-૩૬ ) માં અપાયેલ છે

૧૨

આ શુકન ચોપાઇના પદ્યમાં કાવ્યત્વ જેવું કેમ આવી શકે? શુકન વિચાર બતાવવા માટે-અમુક શુકન થાય તો તેનું આવું ફળ થાય એ અગાઉના શુકનશાસ્ત્રીઓએ નિર્ધારી રાખેલું કહેવું હોય તેમાં-ખાલી વિગતો રજુઆત કરવામાં હૃદયોર્મિ કે કલ્પનાના ઉચ્ચ વિહારને શુ અવકાશ હોઈ શકે? એતો હમણા સાંભળ્યુ હતું કે એક કાયદાના અભ્યાસીને 'પીનલકોડ'-પોલીસ-ગુન્હા કાયદાની કલમો યાદ નહોતી રહેતી તેથી તેણે આખી 'પીનલકોડ' ગૂજરાતી કવિતામા રચી નાખી અને તેમાં જો કાવ્યત્વની આશા રખાય તો આવી કૃતિમાં જોઈ શકાય

૧૩

શકુન વિષયે ઘણા વાર્તા ગ્રથોમાં ગ્રથકારોએ તેવો પ્રસંગ આવતાં ટુકમા જણાવી દીધુ છે. દાખલા તરીકે આ કવિના ગુરૂ દેવવિજયે સં ૧૬૬૦ માં રચેલા પાડવ ચરિત્રના પૃ ૫૧-૫૨ પર યાદવેશ્વર અમુક સારા શકુન જોઈ આગળ ચાલી વિન્ધ્યાટવીમાં અનુ-

ક્રમે આવ્યા એવું જણાવી, જનાર માટે-પ્રયાણ કરનાર માટે સારા શકુનો સંબંધે નીચેનો શ્લોક આપ્યો છેઃ—

**कन्यागोपूर्णकुंभो दधिमधुकुसुमं पावको दीप्यमानो**
**यानं वा गोप्रयुक्तं वररथतुरगं छत्रभद्रातिभद्रं ।**
**उत्खाता चैव भूमी जलचरमिथुनं सिद्धमन्नं मुनिर्वा**
**वेस्या स्त्री मद्यमांसं हितमपि वचनं मंगलं प्रस्थितानां ॥**

વિશેષ ઉદાહરણ માટે જુઓ શીલવતીનો રાસ પૃ. ૧૨૨. હરિબલ મચ્છીનો રાસ પૃ. ૩૨, જૈન કાવ્યદોહન પૃ ૬૫૮-૬૬૦.

૧૪

શુકનઆદિના વહેમો ગમે તેવી સુધરેલી ગણાતી પ્રજાઓ તેમાં અવશ્ય જોવામા આવશે. શુકનાદિ ઘણા કાળથી ચાલ્યા આવ્યા છે ગ્રહાદિ સૂર્યમંડળની ગતિ આદિને લઇને આ પૃથ્વીવાસી પર સારી માઠી અસર થાય છે એ માન્યતા ઉપર જ્યોતિષશાસ્ત્ર - પૂર્વાચાર્યોએ રચ્યુ તેમ અમુક કાર્ય થશે કે નહિ, શું સંયોગો ભવિષ્યમાં ઉપસ્થિત થશે તે માટે અનેક જાતનાં આસપાસ દેખાતાં ચિન્હો-શકુનો મળે-જોવામાં આવે તે પરથી આવેલાં પરિણામો ધ્યાનમાં રાખી, ઘણાઓના તે સંબંધીના અનુભવો વિચારમાં લઇ આવા શકુનોનું પણ એક શાસ્ત્ર પૂર્વના વિદ્વાનોએ-દ્રષ્ટાઓએ ઘડ્યું છે

૧૫

જૈનેતર-બ્રાહ્મણોએ પણ સોળમા સત્તરમા સૈકામાં શકુનાદિ સંબંધે મૂળના ભાષાતર તરીકે પણ લખવા માંડ્યુ હતુ તેની સાક્ષી તરીકે રા. છગનલાલ વિદ્યારામ રાવળ 'જૂની ગુજરાતી ભાષા' એ મથાળા નીચે સાહિત્યના ડીસેંબર ૧૯૧૪ ના અંકમાં પૃ ૫૩૭ થી ૫૪૦ આપેલ નમુનો જ્ઞાન ભાસ્કર નામના સંસ્કૃત પુસ્તકના ભાષાંતરનો છે તેમા બાર રાશિનું ફળ આપ્યુ છે તે પછી ઉલુક વિચાર ને તે પછી અંગ ફરકવાનો વિચાર આપવામાં આવ્યો છે; તે પૈકી ઉલુક વિચાર ને અંગ ફરકવાનો વિચાર આ શકુન દીપિકાનો લગતો

છે તેથી તેમજ તેની ભાષા કવિ પ્રેમાનંદના પહેલાંની—આશરે
ળમો સૈકો (ઇ. સ.) ઉતરતાં ને સતરમો સૈકો શરૂ થયા પછીની
ાનો સંભવ છે એટલે કે લગભગ આ ચોપઈના કાળનો છે તેથી
ા આપીએ છીએઃ—

"અથ ઉલૂક વિચાર—પ્રથમ પોહર પૂરવ દિશાએ બોલે તો
ાતા | બીજે પ્રહર પૂરવ દીશાએ બોલે તુ પુત્ર પીડા | ધન નાશ |
જે પ્રહર પૂરવ દીશાએ બોલે તુ પુત્ર ધન અસ્ત્રી કષ્ટી | ચોથે
ર પૂરવ દીશાએ બોલિ તો ધણીને મધ્યમ.

પ્રથમ ઉત્તર દીશાએ લાભ પુત્રોદય | બીજે પ્રહર ઉત્તર દીશાએ
ાશ કરિ | બધુ હાની, ધન નાશ | ત્રીજે પ્રહર ઉત્તર દીશાએ બોલે
વીગ્રહ પશુ નાશિ | ચઉથે પ્રહર ઉત્તર દીશાએ બોલિ તુ ધન પશુ
ણીને મધ્યમ.

પ્રથમ પ્રહરે પશ્ચમ દીશાએ બોલિ તુ ચોર ભઅ | રોગ કરિ |
ાજે પ્રહર પશ્ચીમ દીશાએ બોલી તુ પશુ નાશ, ધન હાની | ત્રીજે
હર પશ્ચમ દીશા મુખે બોલિ તુ સ્ત્રી પુત્ર પશુ નાશ | ચોથે પ્રહર
શ્ચમ દીશા મુખે બોલે તુ અગની ભય

પ્રથમ પ્રહર દક્ષણ દીશા મુખે બોલિ તુ મરણ કરે | બીજે પ્રહર
ક્ષણ દીશા મુખે બોલે તુ ધન નાશ પશુ સ્ત્રી પીડા | ત્રીજે પ્રહર
ક્ષણ દીશા મુખે બોલે તુ બધુ નાશ | વીદેશ કષ્ટ | ચોથે પ્રહર
ક્ષણ દીશા મુખે બોલિ તુ જેષ્ટ પુત્ર હાની વાહન નાશ સ્ત્રી પશુ નાશ

શીઆલ ફાલુ | રિછ નગર માહિ આવીને આદિત્યવારે ભોમવારે
નિવારે પ્રથમ પ્રહરે બીજે પ્રહરે બોલે તથા ઘરમાંહિ બિસે તુ ધણી
ારે ઉજડ થાએ | પ્રહર ૩—૪ મધ્યમ કરિ બીજી વાર તે પાડુઆ
ાણવા.

"અંગ ફરકયાનો વિચાર—

૧ નેલાડ ફરકિ તુ રાજ પ્રસાદ પાંમીઇ

૨ દોઇ આખોકી ભમર ફરકિ તુ સુખ સોઉભાગ્ય આપિ.

૩ ભૂંઇર વિચિ ફરકિ તુ મીત્ર મલી.
૪ દોએ આંખો ફરકિ તુ મીત્ર મલી. શ્રી સમાગમ હુઇ.
૫ કાન ફરકિ તુ શુભ વારતા.
૬ નાક હોઠ ફરકિ તુ ચુંબન કરાવી,
૭ હેઠનો હોઠ ફરકિ તુ કલેશ કરિ.
૮ મુખ ફરકિ તુ ભોજન પ્રાપ્તી.
૯ કટી ફરકિ તુ વસ્ત્ર પહિરાવિ.
૧૦ કંઠ ફરકિ તુ મરણ કરિ
૧૧ પુઠ ફરકિ તુ કલેશ ઉપજાવી
૧૨ રદય ફરકિ તુ વાહલાં મલી
૧૩ બાંહ ફરકિ તુ સ્ત્રી સમાગમ હુઇ
૧૪ દોએ જાંગાં ફરકિ તુ વસ્ત્ર પહિરાવિ
૧૫ પગ ફરકિ તુ ગાંમ ચલાવિ

ઇંતિ અંગ ફરક વિચાર. પૂરૂષનિ જમણુ અંગ ભલૂ । સ્ત્રી નઇ ડાબૂ અંગ ભલૂ એણી રીતે વીચારીએ, "

આમાં ઉલૂક વિચાર અને શકુન દીપિકા ચોપાઇમાંના ધુઆ શુકન પૃ, ૧૯ ના વિચાર જૂદાજ છે. ભાષાની દૃષ્ટિએ આ ચોપઇ કેટલેક દરજ્જે ઉપયોગી નિવડશે તેમાં રહેલ શકુનાદિથી આપણા લોકો કે જે ધર્મને નામે અનેક વહેમો–ઢોંગોને વશ થઇ ભૂત પ્રેત મત્ર જંત્ર તંત્ર જોશી જતી ભુવા વગેરે પાછળ અજ્ઞાનને લીધે ખર્ચ કરે છે ને મોહદશામા રહે છે તે વિશેષ વહેમવાળા ન થાય, પણ તેનો સજ્ઞાન શાસ્ત્ર દૃષ્ટિએ (academically) ચર્ચા કરી સારભૂત તત્વ જણાય તો તે લે એ ઇષ્ટ છે. (શુભમસ્તુ—ભદ્રમસ્તુ.)

મુંબઇ તા. ૩૧–૮–૧૯૨૫.
૧૯૮૧ ના ભાદ્રપદ શુક્લદ્વાદશી } મોહનલાલ દલીચંદ દેશાઇ.

# કુશળલાભ ઉપાધ્યાય.

૧

## કવિ પરિચય.

આ કવિ ખરતર ગચ્છમા થયા છે, તેમણે પોતાના ગુરૂનો પરિચય કે ગુરૂ પરંપરા અન્ય કવિઓ આપે છે તેમ લાંબી આપી નથી, પણ તેમની મળતી પાંચ છ કૃતિમાંથી ફક્ત એકજ કૃતિ નામે તેજસાર રાસમાં પોતાના ગુરૂનું નામ અભયધર્મ ઉપાધ્યાય એટલુંજ આપેલું છે. આ કરતાં વિશેષ પરિચય પોતે કરાવ્યો નથી આ અભયધર્મ સંબંધી કંઈક વિશેષ માહિતી મળે તો જોઈએ.

ખરતરગચ્છના અભયધર્મ નામના ઉપાધ્યાયે સં. ૧૬૮૬ અને સં. ૧૬૮૮ માં પ્રતિષ્ઠા કરાવેલી પાષાણપર ચરણો-પાદુકાઓ મળી આવે છે તે નીચે પ્રમાણે છેઃ—

—सं. १६८६ वर्षे वैशाख सुदि १५ दिने मंत्रिदल वंशे चोपरा गोत्रे ठा० विमलदास तत्पुत्र ठा० तुलसीदास तत्पुत्र ठा० संग्राम गोवर्द्धनदास तस्य माता ठ० नीहालो तत्पुत्र भार्या ठकुरेटी देहुरा गोतम स्वामीका चरण गुव्वरग्राम—कारापिता बृहत्खरनरगच्छे पूज्यश्री जिनराजसूरि विद्यमाने उ० अभयधर्मेन प्रतिष्ठा कृता । —કુંડનપુરમાં.

—संवत १६८८ वर्षे वैशाख शुदि १५ तिथौ मंत्रिदल वंसे चोपरा गोत्रे ठा० विमलदास तत्पुत्र श्री ठा० तुलसीदास तत्पुत्र श्री ठा० संग्राम गोवर्द्धनदास तस्य माता ठकुरी श्री निहालो तत्पु० भार्या ठकुरेटी यु० भ० श्री जिन कुशलसूरिका

कारापिता पूज्य श्री श्री ५ श्री श्री राजसूरि विद्यमाने उपाध्याय अभयधर्म्मेन प्रतिष्ठा कृता स्थिर लग्ने खरतर गच्छे।
—શ્રી ગુનાચાજીમાં.

—જુઓ લેખાંક ૨૭૧ અને ૧૭૬ પુરનચંદ નાહર કૃત જૈન લેખ સંગ્રહ—પ્રથમ ખંડ.

આમાં જે સંવત્ આપેલ છે તે સ. ૧૬૮૬ અને ૧૬૮૮ અને આ કવિની જે રચનાઓ મળી છે તેનો કાલ (સ. ૧૬૧૬ થી સં. ૧૬૨૪)—એ બંન્નેમાં ઘણું અંતર રહે છે તેથી આ શિલાલેખના અભયધર્મ અને કવિના ગુરૂ અભયધર્મ બને એકજ છે એમ બહુ ભાર દઇને કહી ન શકાય, છતાં કવિ અને તેમના ગુરૂ અગર તે પૈકી તેમના ગુરૂ સ. ૧૬૮૮ સુધી જીવતા રહ્યા હોય એવો સંભવ પણ છે.

૨

કૃતિ પરિચય.

આ કવિની કૃતિઓ તરફ જોઇશુ તો આ મૌક્તિકમાં પ્રકટ થયેલી બે નામે (૧) માધવાનળ કથા—પ્રબંધ—ચરિત (અથવા માધવાનલ કામકુંડલા ચોપાઈ—રાસ) રચ્યા સં. ૧૬૧૬ ફાગણ શુદ ૧૩ રવિવાર જેસલમેરમાં અને (૨) મારૂ ઢોલાની ચોપાઇ રચ્યા સં. ૧૬૧૭ વૈશાખ શુદ ૩ ગુરૂવાર જેસલમેર, ઉપરાત (૩) તેજસાર રાસ રચ્યા સં. ૧૬૨૪ વીરમપુર—વીરમગામ અને (૪) અગડદત્ત રાસ (લખ્યા પ્રત સ ૧૬૫૩) મળી આવે છે. આ ઉપરાંતની—ટૂંકી કૃતિઓમાં સ્તંભન પાર્શ્વનાથ સ્તવન (ખંભાતમાં), ગોડી પાર્શ્વનાથ સ્તવન, અને નવકાર છંદ પ્રાપ્ત થાય છે. આ સિવાય અન્ય હોઇ શકે પણ તે આ લેખકના જાણવામાં આવી નથી. આ પરથી જણાય છે કે સ. ૧૬૧૬ અને ૧૬૧૭ માં જેસલમેર હતા, સં, ૧૬૨૪ માં વીરમગામમાં હતા અને તેમણે ખંભાતના સ્થંભનક પાર્શ્વનાથની, પારકરના ગોડી પાર્શ્વનાથની જાત્રા કરી હતી તેમનો નવકાર પરનો 'વંચ્છિત પુરે વિવિધ

પરે, શ્રી જિન શાસનસાર ' એ ચરણથી શરૂ થતા છંદ પ્રસિદ્ધ છે. આમાંની મોટી કૃતિઓ સંબંધી હવે પછી એક એક લઇ કહીશું જ્યારે નાની કૃતિઓનો કંઇક પરિચય તેમનાં આદિ અને અંત આપી કરાવીશું

× સ્તંભન પાર્શ્વનાથ સ્ત૦

આદિ- પ્રભુ પ્રણમું રે પાસ જિણેસર થંભણો,
ગુણ ગાવા રે મુઝ મન ઉલટ અતિ ઘણો,
જ્ઞાની વિણ રે એહના આદ ન કો લહે,
તોહે પણિ રે ગીતારથ ગૂરૂ ઇમ કહે.

× × × × × ×

અંતે- ઇમ સ્તવ્યો સ્થંભણ પાસ સ્વામી નયર શ્રી પંભાયતે
જયમ સહગુરૂ શ્રીમુખ સુણિઅ વાંણિ સાસ્ત્ર આગલ સમતે,
એ આદ મૂરતિ સકલ સૂરતિ, સેવતાં સુખ પાંમીએ,
મન ભાવ આંણિ લાભ જાંણિ કુસલલાભ પજ પયે.

-પત્ર ૫ પંક્તિ ૯ આણંદજી કલ્યાણજીનો ભંડાર-પાલીતાણા.
(આ મૌક્તિકમાં પ્રકટ પૃ. ૧૮૭ થી ૧૯૨)

ગોડી પાર્શ્વનાથ સ્ત૦

આદિ-

[1]સરસતિ સુમતિ આપિ સુરરાણી, વચન વિલાસ વિમલ બ્રહ્માણી,
સકલ ગ્રોનિ સંસાર સમાણી, પય પ્રણમુ જોડિ યુગ પાણિ ૧

અંતે કલસ (છપ્પય-કવિતમાં)

તેણિ ધરા જસ તુઝ ઉદ્ધિ તિહાં દિપ અસખિત,
ઓમ ધરણિ પાયાલ આણ સુર વહે અખંડિત,

---

૧ અન્ય પ્રતમાં એમ છે કે સરસતિ સામણી આપ સુરાણી. પછી સકલ યોનિને બદલે સકલ જ્ઞાતિ છે અને ચોથુ ચરણ પાદ પરણમું જોડિ જુગ પાણિ એમ છે

અસુર ઇંદ્રિ નર અમર વિવિધ વ્યંતર વિદ્યાધર,
સેવે તુઝ પાય સય ન માઝ સુજપે નિરંતર,
જગનાથ પાસ જિનવર જયો મનકામિત ચિંતામણિ,
કવિ કુશલલાભ સંપતિકરણુ ધવલ ધીંગ ગોડી ધણી  ૨૩
—પ્રવર્તક કાન્તિવિજયજીના તથા વિજયધર્મ સૂરિના ભંડારમાં

[1]નવકાર છંદ.

અંતે—

નિત્ય જપીઇ નવકાર સસાર સંપતિ સુખદાયક,
સિદ્ધ મંત્ર શાશ્વતો ઇમ જંપે શ્રી જગનાયક.
શ્રી અરિહંત સુસિદ્ધ શુદ્ધ આચાર્ય ભણિજે,
શ્રી ઉવઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠી થુણીજે;
નવકાર સાર સંસાર છે, કુશલલાભ વાચક કહે,
એક ચિતે આરાધીઇ વિવિધઋદ્ધિ વંછિત લહે.  ૧૭

૩.

માધવાનલ કામકુંડલા ચોપઇ અને મારૂ ઢોલા ચોપઇ બન્ને, કવિએ જેસલમેરના મહારાજા યાદવ રાઉલ શ્રી માલદેવના પાટવી કુમાર અને પછી થયેલ રાજા હરિરાજના કુતુહલ અર્થે પ્રેરણાથી—આજ્ઞાથી રચી હતી.

રાઉલ માલ સુપાટ ધર (ભાન પટોધર) કુંયર શ્રી હરિરાજ
વિરચ્યા એહ સિણગાર રસ, તાસ કુતૂહલ કાજ.  ૫૪૯
—માધવાનલ ચો.

યાદવ રાઉલ શ્રી હરિરાજ, જોડી તાસ કુતૂહલ કાજ.  ૭૦૦
—મરૂ ઢોલા ચો૦

માલદેવજીએ સં. ૧૬૦૭ થી ૧૬૧૮ સુધી રાજ્ય કર્યું અને તેમના જ્યેષ્ઠ પુત્ર—ઉક્ત શ્રી હરરાજજીએ વિ. સં. ૧૬૧૮ થી સં

[1] આ ચિન્હ મુદ્રિત કૃતિ સૂચવે છે.

૧૬૩૪ સુધી જેસલમેરનું રાજ્ય કર્યું. એમણે સં. ૧૬૨૭ માં અકબર શાહનું સ્વામિત્વ સ્વીકારી દિલ્હી દરબારમાં જવા આવવા માંડ્યું હતું. આ હરરાજજીની રાજસભામાં પ્રસિદ્ધ ધર્મસાગર ઉપાધ્યાયે જયપત્ર મેળવ્યો હતો.[२]

મારૂ ઢોલાની વાર્તા માટે એમ કહેવાય છે (કે વાઙ્ સૌન્દર્યના સં. ૧૯૭૩ ના અંકોમાં મારૂ ઢોલાની વાર્તા એ નામનો બારોટ કવિ ગોવીંદ ગિલાભાઇનો લેખપરથી ) અકબર બાદશાહ અનેક ગુણવાનોને પોતાના દરબારમાં સંઘરતો-પોતાની પાસે રાખતો અને તેમની પાસેથી કાવ્ય

२ સાક્ષર મુનિશ્રી જિનવિજયજીની પાસેના પ્રશસ્તિ સંગ્રહમાં ચતુઃશરણ પ્રકીર્ણક પર અવચૂરિ સં. ૧૬૮૩ માં ધર્મસાગર ઉપાધ્યાય શિષ્ય શ્રુતસાગરે લખેલી છે. તે સંબંધીની પ્રશસ્તિ ખાસ જાણવા જેવી છે તે અત્ર નોંધવામાં આવે છે.—

श्रीमत्तपागच्छ गच्छ गगन गगनदिनमणि सकलवाचक चक्रवर्ति सकलवादि द्विरद मद सिंहशार्दूल। सकल सिद्धान्त तत्त्वार्थ सहासमुद्रावगाहक। श्रीमज्जंबूद्विपप्रज्ञप्तिसूत्रवृत्तिकारक श्रीमत्प्रवचनपरीक्षा ग्रंथसूत्र वृत्तिकारक श्री कल्पकिरणावली वृत्ति विधापक श्री सर्वज्ञ शतक सूत्रवृत्ति करणतः श्री हेमाचार्यसमान श्री श्रुतकेवलि विरुदधारक सकलवादि निराकरण प्रवीण श्री जेसलमेरुदुर्ग राजाधिराज राउल श्री हरराजराजसभा लब्धजयवाद सकल कुमत निराकरण श्री तपागच्छ दीप्तिकारक सुविहित सभा शृंगार महावैराग्यरंजित जन मनोरंजक महोपाध्याय श्री धर्मसागरगणि चरण चंचरीकायमान पंडित श्री श्रुतसागरगणि चरण सरसिरुह भृंग गणि श्री प्रेमसागर वाचनकृते लिखितेयं प्रति।

गुणवसुरसशशि संवत्कार्त्तिकमासे शुभे तिथौ समहः
प्राज्ञश्री श्रुतसागर गणिभिर्लिलेख प्रतिं प्रवरां ॥१॥

સંગીત વિનોદ રસ લેતો, આવા અનેક ગુણવાનો ત્યાં આવી વસ્યા હતા બીકાનેરના મહારાજા કલ્યાણસિંહના પાટવી કુમાર રાયસિંહજી બીકાનેરની ગાદીએ બેઠા, અને તેમના નાનાભાઇ પૃથ્વીરાજ હકીને હતા તે મહા ગુણજ્ઞ અને કવિ હતા તેમને અકબરશાહે બોલાવી પોતાની પાસે રાખ્યા હતા આજ પૃથ્વીરાજે ઉદયપુરના મહારાણા પ્રતાપસિંહજીને બાદશાહને શરણ નહીં થવા માટે ૧૪ દોહા લખી મોકલ્યા હતા, એ વાત જગ જાહેર છે તેમણે અકબર બાદશાહને રીઝવવા માટે એક મારવાડી-ડીંગલ ભાષામાં અતિ શૃંગારમય 'કૃષ્ણ રૂખમણિ વેલિ' નામનો રૂકિમણી અને શ્રી કૃષ્ણના વિવાહનો અતિ ઉત્તમ ગ્રંથ બનાવ્યો હતો અને તે હમેશાં રાત્રે કાવ્યચર્ચાસમયે બાદશાહ પાસે તેના ખાનગી મંડળમાં વંચાતો હતો. તે સમયે જેસલમેર અને બીકાનેરવાળાને પરસ્પર વિરોધ હતો. તે વખત જેસલમેરના હરરાજજીએ બાદશાહ પાસે જતા પૃથ્વીરાજની કરેલી 'વેલિ' ના વખાણ સાંભળી તેમણે જ્યારે પોતે યુવરાજ હતા (એટલે સં ૧૬૧૮ પહેલાં) અને પટ્ટાભિષેક થયો ત્યાર પછી પણ જેસલમેરના સર્વે કવિ અને વિદ્વાનોને એકઠા કરી 'મારૂ ઢોલાની વાર્ત્તા' ના પ્રાચીન દોહા એકઠા કરી તેને વાર્ત્તાના આકારમાં યથાક્રમે ગોઠવી જે ઉત્તમ ગ્રંથ બનાવશે તેને હું ઇનામ આપીશ એમ કહી કેટલાક ગ્રંથો તે વાર્ત્તાના બનાવેલા તે પોતાની પાસે તૈયાર હતા, તેમાંથી સર્વોત્તમ જે ગ્રંથ બન્યો હતો તે બાદશાહને ભેટ ધર્યો હતો. આપણા આ કવિની મારૂઢોલાની વાર્ત્તા કવિએ જેસલમેરમાં પૂરી કરીને શ્રી હરરાજજીને સંભળાવી હતી અને તેમની તે વાર્ત્તાજ ઉત્તમ નક્કી કરી બાદશાહને રજુ કરી હતી બાદશાહને તે પસંદ પડવાથી વખતો વખત ખાનગી મંડળમાં તે વાર્ત્તાના દોહા બોલાવા લાગ્યા એક વખત બાદશાહે પૃથ્વીરાજને હસતા હસતા કહ્યું કે-'પૃથ્વીરાજ! તમારા 'વેલિ' (રૂકિમણિ વેલિ નામનો ઉપરોક્ત ગ્રંથ અથવા લતા)

ઢોલાનો કરેલો (ઉંટ) ચરી ગયો—એટલે ખાઇ ગયો, તેથી તે હવે ફૂલફુલ વિનાની નિરસ લાગે છે' આ સાંભળી પૃથીરાજે ઉત્તરમાં જણાવ્યુ કે.—'વેલિ' નિરસ થઇ હશે તો આ આલમરૂપી વાડીમાંથી બીજાં મકરંદ (પુષ્પરસ) ભરેલાં પુષ્પોવાળાં વૃક્ષો લાવી હજૂરને ભેટ કરતાં વાર લાગશે નહિઃ"—આ પછી પૃથીરાજ મારૂ ઢોલાની કરતાં પણ વિશેષ રસિક એક વાર્તા બનાવવા અથવા મેળવવાના પ્રયત્નમા લાગ્યો અને છેવટે પોતે બનાવી હોય કે પછી બીજા પાસે રચાવી હોય કે તૈયાર મેળવી હોય પણ 'સદેવંત સાંવલીગાની વાર્તા' ઉત્પન્ન કરી બાદશાહને સંભળાવી તેથી બાદશાહનો ભાવ મારૂઢોલાની વાર્તા પરથી ઉતરી આ નવી વાર્તા પર લાગ્યો, કારણ કે તેમાં શૃંગારરસ વધારે ભરચક હતો તે મારવાડી ભાષામાં હોવી ઘટે, અને ગુજરાતીમાં જે હમણાં જોવામાં આવે છે તે તેનુ અનુકરણ હશે એમ જણાય છે. ભરતપુરના મહારાજાના પુસ્તકાલયમાં "સુદબુદ સવલગ્યારી સાત જન્મરી વાર્તા" એ નામની લખેલી પ્રત તેમજ જોધપુર મહારાજાના પુસ્તકાલયમાં પણછે. અને ગદ્યપદ્યમાં એવી એક પ્રત નાનચંદજી યતિના ભંડારમા તેમના સંતાનીય મોહનલાલજી પાસે છે

મારૂઢોલામા જે શૃંગારરસ છે તે અમર્યાદિત અને અતિશય પર લઈ જવામા આવેલો નથી પણ વિશેષ સમર્યાદ અને રોચક છે, જ્યારે સદેવંત સાવલીગાની વાત ગુજરાતીમાં હાલ છપાઇ છે તે વાંચતાં તો તે અધમ વાર્તા અને ગુજરાતમાં સજ્જન પુરૂષોને ઘૃણા ઉપજાવે તેવી લાગે તેમ છે, આમ છતા અકબરબાદશાહ શૃંગારરસની કવિતાને ચાહતા હતા અને તે પરથી તેમણે પોતે તેવી કવિતા કરી હતી તેમજ ગંગાદિ કવિઓ શૃંગારરસવાળી કવિતા કરી તેને પ્રસન્ન કરતા હતા તે તો ઠીક, પણ સદેવંત સાવલીગા જેવી હદથી ઉપરવટ જઇને વર્ણવેલા શૃંગારવાળી અધમ વાર્તાપર તે બાદશાહ મુગ્ધ થાય એ કદાચ કોઇને નવાઇ જેવુ લાગશે તો તેના ઉત્તરમા એ સ્મરણપર લાવવા જેવુ છે કે અકબર બાદશાહે ખાનગીમાં સ્ત્રીઓની બજાર

ભરી તેમાં દરેક રાજા તથા હીંદુ મુસલમાન અમીર ઉમરાવોની અને વેપારી વર્ગના તમામ ગૃહસ્થોની સ્ત્રીઓને તે બજારમાં આવવાની ફરજ પાડી હતી અને તે બજારને મીનાબજાર કહેવામાં આવતી આટલાપરથી અકબર કેટલો લંપટ હતો તે સમજાય તેવું છે અને તેથી ઉપરની વાત પણ સુઘટિત થઇ શકે તેમ છે

મારૂઢોલાની ચોપાઇમાં મારૂઢોલાની વાર્તા નવીન રચવામાં આવી નથી પણ તેની વાર્તા આ ચોપાઇ રચાઇ તે પહેલાં લોકકથારૂપે હતીજ-તેના દુહા પણ વિદ્યમાન હતા અને તે વાત અને પ્રાચીન દુહા પરથીજ રાવલશ્રી હરરાજજીએ પદ્યકૃતિઓ જુદા જુદા પાસે સળંગ આકારમાં વાર્તાનો રસ જળવાઇ રહે તે પ્રમાણે રચાવરાવી હતી એ પ્રમાણથી સિદ્ધ થાય છે. કારણ કે જોધપુરના પ્રથમ વર્ગના ન્યાયાધીશ અને પ્રખ્યાત ઇતિહાસવેત્તા મુન્શીજી દેવીપ્રસાદજીને પૂછાવતાં તેમણે તપાસ કરી ૭ સાત ગ્રથોનાં નામ બારોટકવિ ગોવિંદ ગિલ્લાભાઇને જણાવ્યા હતાં તે ગ્રથોના સવતોમાં ફેર જણાય છે તેથી એમ અનુમાન થાય છે કે તે કર્તા-કવિઓએ જુદે જુદે વખતે આગળ પાછળ તે ગ્રંથો કર્યા હશે અથવા લેખક દોષથી તેમ બન્યુ હોય તો તે પણ સભવિત છે કેમકે સર્વે ગ્રથોમાં અખાત્રીજ લખેલ છે આ સર્વ ગ્રથોની વિગત આ પ્રમાણે છે -

પહેલી પ્રત—જોધપુરના મહામદિરના આપસજીને ત્યાંછે તેમા રચ્યા સાલ

સવત સોલહ સતરે બરખે, આખત્રીજ દિવસ મન હરખે

એ પ્રમાણે છે ને લખ્યા સાલ સ. ૧૬૬૭ ના કાર્તક શુદ ૪ બુધવાર છે

બીજી પ્રત—જોધપુર દરબારના રાજપુરોહિતના ઘરમાં છે તેનો રચ્યાસવત

સવત સોલહ સતરોતરે અખાત્રીજ સોમવાર

વાંચ્યા સુખ સંવત સદા, જેસલમેર મઝાર-૪૩૨

ત્રીજી પ્રત—અપૂર્ણ લખેલી છે અને તે સંવત્ ૧૫ (?)૦૩ વૈશાખ શુદિ ૩ ને ગુરૂવારે જેસલમેરના ચંદ કવિની બનાવેલી છે અને તેમાં હરરાજજીની આજ્ઞાથી રચી એમ લખ્યું છે.

ચોથી પ્રત—આમાં રચ્યા સંવત એ પ્રમાણે આપ્યો છે કે

સવત સોલહ તોરોતરે, અખાતીજ ગુરૂ ખરે.

પાંચમી પ્રત—મારવાડમાં ઝાલાગઢ ગામના જતી જ્ઞાનમલ્લના ઉપાશ્રયમાં છે. તેમા સંવત્ નથી પણ કવિતા લખી છે કે.—

જિમ-મધુકર શિર કેતકી, જિમ કોયલ સહકાર
મારવણી મન હરખિયો, ઢોલાસો ભરતાર. ૧
આનંદ અધિક ઉછાહ અતિ, નરવર બાજ્યા ઢોલ,
સસ્નેહી સેણા તણા, કલિમે રહિયા બોલ ૨

છઠ્ઠી પ્રત—જોધપુર રાજ્યના પુસ્તકાલયમાં છે તેમા સંવત્ નથી. તેમા જણાવેલુ છે કે—

સાલ્હ કુંવર વિલસે સદા, કામણ સગુણ સુગાત
માલવણીને એક નિધિ, મારૂવણી દૈ રાત.

ઉપરની છએ પ્રતિ ઉપરાત આ કુશલલાભની આ વાર્તા પરની કૃતિ મળી આવે છે. તેનો રચ્યા સંવત્ ઘણી પ્રતો જોતાં સં. ૧૬૧૭ (ના વૈશાખ શુદ ૩ ને ગુરૂવાર) જણાય છે જ્યારે બારોટ કવિ ગોવિંદ ગિલ્લાભાઇની પાસેની શુદ્ધ અને સંપૂર્ણ પ્રતમાં સંવત્માં ફેર એટલે સં. ૧૬૧૫ અને સ્વ. દલાલે જોયેલી પ્રતમાં સં. ૧૬૧૬ (મિતિ તેજ) જણાવેલી છે.

આ કવિ આ વાર્તા મૂળ હતી–તે સંબંધીના દૂહા લોકોમાં કંઠસ્થ હતા અને તે હકીકત તેણે પોતેજ પોતાની કૃતિના અંત ભાગમા સ્પષ્ટ કહી છે—

ગાહા સાતસિ એહ પ્રમાણ, દુહાનીઇ ચઉપઇ વખાણ,
યાદવ રાવળ શ્રી હરિરાજ, જોડી તાસ કુતૂહલ કાજિ.

જે પેર શ્રીમુખ સાંભલી, તે પેર જોડી મે મન રલી
(જિણુપરિ મઇ પરમારથ સુણી, તિણિ પરિ મઇ કીધી મનરલી-પાઠાંતર)
દોહા ઘણા પુરાણા છે, ચોપઇ બંધ કીધી મે પછે,

સંવત સોલહ પનોતરે પાઠાંતર- { સોલહ સોલોતરઇ— સોલસય સતરોતરઇ)
આખાત્રીજ વાર સુર ગુરૂઇ }
આખાત્રીજ દિવસ મનિ પરઇ }

જોડી જેસલમેર મઝારિ, સુણતાં સુખ પામેઇ સંસારિ
ખરતર ગચ્છ સુગુરૂ ગહગહઇ, વાચક કુસલલાભ ઇમ કહઇ
સંભલિ સુગુણ ચતુર ગહગહઇ (પા.)
મારવણીની એ ચઉપઇ, એ સુણીજ્યો એકમના થઇ
સાંભલતાં પામે સંપદા, રિદ્ધિ વૃદ્ધિ સુખ સંપતિ સદા.

જેસલમેરમાં ભટ્ટી જાતના રજપુતો રાજ્ય કરતા હતા અને તે જાદવવંશી હતા અને ખુદ રાજાઓ 'રાવલ' પદ ધારણ કરતા હતા અને તે પૈકી જેસલમેરના મહારાજા હરરાજજી થઇ ગયા છે ને તેમણે સં. ૧૬૧૮ થી ૧૬૩૪ સુધી જેસલમેરની ગાદીપર રાજ્ય કરેલ છે એ ઇતિહાસથી સત્ય જણાય છે.

મારૂઢોલાની ચોપાઇ કુશલલાભે જે ભાષામાં લખી છે તે [૩]રાજ-

---

૩–રાજસ્થાની એટલે રાજપુતોના દેશ નામે રાજપુતાનાની ભાષા. આ ભાષાની અંદર મારવાડી, જયપુરી, માલવી અને બીજી અનેક ભાષા (dialects) નો સમાવેશ થાય છે હિંદની ભાષા પ્રમાણે વિભાગ કરતાં (linguistic Survey) તે ભાષા એક કરોડ કે દશલાખ આશરે મનુષ્યો બોલે છે (જોકે આ સંખ્યા ખાત્રીબંધી ન ગણાય કારણ કે રાજસ્થાની ભાષા અને આસપાસના મુલકની ભાષાઓ વચ્ચે સ્પષ્ટ ભેદ રખાયો નથી) રાજસ્થાની ભાષા બોલનારાઓનું ક્ષેત્રફળ આશરે એકલાખ એંસીહજાર ચોરસ માઇલ છે. તે ભાષા સાથે પશ્ચિમ હદની ગુજરાતી ભાષા સાથે અને પશ્ચિમ હિંદી સાથે ગાઢ સંબંધ છે અને પહેલા રાજસ્થાની ભાષાનો સમાવેશ પશ્ચિમ હિંદીમાં કરવામાં આવતો.

સ્થાની ભાષા તરફ વિશેષ ઝોક ખાય છે તેનું કારણ એ કે તેની વાર્તાજ મૂળ રાજસ્થાનમાં જન્મ પામેલી લોકકથા તેથી તેના પ્રાચીન દુહા પણ રાજસ્થાની ભાષામાં, વળી કવિએ તેના ઉપરથી કવિતા કરી તે પણ રાજસ્થાનના જેસલમેરના યુવરાજને માટે અને જેસલમેરમાં રહીનેજ, એટલે મારવાડી ભાષાનુ પ્રાધાન્ય તેમાં હોય તે સ્વાભાવિક છે.

૪

સ્વ સાક્ષરશ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ બી. એ. સને ૧૯૧૪ ના આગસ્ટ માસના સાહિત્યમાં પૃષ્ઠ ૩૫૩ પર 'માધવાનળ કામકંદલાની લોકકથા' એ શીર્ષક લેખમાં આ કવિકૃત મારૂઢોલા ચોપાઇ સંબંધે પણ ટુકમાં રસભરી ભાષામાં લખી તેનો અતિસંક્ષિપ્ત સાર પણ આપી દીધો છે કે —

"મારૂઢોલા ચુપઇ એ પણ એક શૃંગારરસ પૂરિત લોક કથાનો ગ્રંથ છે. આ કથા ભાટ લોકોથી કહેવાય છે નલવરગઢના રાજા નલને પુત્ર થતો નથી તેથી પુકર (પુષ્કર) તીર્થ (કચ્છમાં)ની

---

આ ભાષાઓનો અભ્યાસ ઘણો ઓછો થયેલો છે અને આ ભિન્ન ભિન્ન ભાષાઓની વિલક્ષણતાઓ તારવી કાઢવા માટે હજુ વિશેષ શોધ અને અભ્યાસની બહુ અગત્ય છે આ રાજસ્થાની ભાષાનો જબરો અભ્યાસ ઇટાલીના ડા ટેસીટોરીએ કર્યો હતો અને તેના પરિણામે પોતાના નિર્ણયો વિગતવાર બહાર પાડે તે પહેલાં રાજપૂતાનામાં હમણા એકાદ બે વર્ષ પહેલા તેમનો સ્વર્ગવાસ થયો. હમણા જર્મનીમા ચાર્લોટ ક્રોસ નામના વિદ્વાને સંપાદિત કરેલ રાજસ્થાની ભાષામાં સને ૧૭૨૯ મા રચાયેલી શિવવર્દ્ધનકૃત 'નસકેતાંરી કથા' લીપ્ઝીગની વેર્લાગ ડર એસિયા મેજેર એ નામની પ્રકાશિની સંસ્થાએ પ્રસિદ્ધ કરેલ છે તેમાં ઘણી ટિપ્પણીઓ, વ્યાકરણ, શબ્દકોષ આપેલ છે અને ભાષાની દ્રષ્ટિએ અનેક બાબતોની સંપૂર્ણ ચર્ચા કરવામાં આવી છે કે જે ઉપરથી વર્ત્તમાન હિંદની એક ભાષાનો ઘણા આગળના વખતના વિકાસક્રમ અને પ્રાચીન સ્વરૂપ મળી આવે તેમ છે

બાધા રાખ્યે પુત્ર થાય છે. તેનું નામ સાલ્હકુમાર પાડે છે, પરંતુ તેની માતા મૃતવત્સા હોવાથી તેને ઢોલા કહીને બોલાવે છે. પુષ્કર તીર્થની યાત્રાએ જતાં ત્યાંના રાજા પિંગલની પુત્રી મારૂવણી સાથે સાલ્હનું લગ્ન કરે છે. મારૂવણી નાની હોવાથી તેની માતા ઉમાદેવડી તથા પિંગલ સાસરે મોકલતા નથી. સાલ્હકુમાર બીજી કન્યા માલવણી નામની પરણે છે. માલવણીના પ્રેમમાં મારૂવણીને ભૂલી જાય છે. મારૂવણી યૌવનસંપન્ન થતાં વિરહથી પીડિત થાય છે અને કુંઝડીયાં ( ઉમાદેવડી નાટકની કુંજડીયાં ) મિષે તથા ભાઉભટની સંધાતે સંદેશા મોકલે છે આ સંદેશા બહુ હૃદયંગમ છે. તે થોડાક સાંભળો.

સઉદાગર સંદેસડા સાંભલીયા શ્રવણેહિં
મારૂવણી મનમથ હુઈ મૂક્યા જલ નયણેહિં. ૧૧
ઊનમીયો ઉત્તર દિસિઈ, ગાજિ ગુહીર ગંભાર,
મારૂવણી પ્રિય સંભર્યઉ, નયણે મૂકયઉ નીર ૧૬
માલવણી મનિ રંગિ, વારિઈ તેણિ આથી વહઇ,
કુંઝી એકણિ ન સંગિ, તાલ ચરંતિ દીઠીયાં. ૧૭
કુરઝાં દ્યઉનઈ પંખડી, થાંકઉ વિનઉ હવેસ,
સાયર લંઘુ પ્રિય મિલું, પ્રિય મિલિ પાછી દેસ. ૧૮
ઉત્તર દિસિ ઉપરાઠીયાં, દક્ષણ સમુહીયા,
કુંઝા એક સંદેસડઉ, ઢોલાનઈ કહીયા. ૧૯
મારૂ મ્હે માણુસ નહી, મ્હે તઉ કુરઝડીયા,
પ્રિય સંદેસઉ પાઠવઉ, તઉ લિપિ દ્યઉ પંખડીયા ૨૦
કુંઝડીયા કુર લાઇયા, ગુંજિ રહે સબ તાલ,
જાણી જોડી વિછૂટઇ, ત્યાકુ કુણ હવાલ. ૨૧
તાલ ચરંતી કુરઝડી, સર સંધીયો ગમાર,
કોઇ આપર મન કીયો, ઉડી પંખ સમાર ૨૨

પંથી એક સદ્દેસડઉ, લગિ ઢોલા લે જાઇ,
જોવન કલિયાં મઉરીયાં તુ, ભમર ન બઇઠઉ આઇ.

પથિ એક સંદેસડઉ, લગિ ઢોલા પહુચાઈ,
જોવન હસ્તી મદ ચડઉ, અંકુસ ઘઉ નઈ આઈ

પથિ એક સંદેસડઉ, દિસ સજણાં સલામ,
જે દિનિ હમ તુમ વિછુડે, નયણે નીદ હરામ

ઢોલા મિલિસિ ન વીસરિસિ, ન આવિસિ ન મિલેસિ,
**મારૂ તણઈ કરંકડઈ, વાયસ ઉડાવેસિ**

—વગેરે વગેરે.

કમલ કમોદન જલ વસઇ, [૪]ચંદા **વસઇ આગાસિ,**
જે જયાહાં કિમ નિસઇ, તે ત્યાંહી કેઇ પાસિ

તતી નાદ તમોલ રસ, સુરહ સુગંધઉ જાંહ,
અસણિ તુરી પગમોજડા, કિસ દિઉ આવર ત્યાંહ

અનેક પ્રાચીન દુહાઓ પણ છે માલવણીની અનેક યુક્તિથી મારૂવણી તરફથી આવતા માણસોને અટકાવેછે, પરંતુ ભાઉભાટ ઢોલાને મળેછે અને મારૂવણીની સમસ્યા કહેછે માલવણીને જાણ થાયછે તેથી ઢોલાને પુષ્કર તીર્થ જતાં અટકાવેછે માલવણી કહેછે.—

ઢોલા મ જાએસિ કુચ્છહેસિ, તા પરહેરઇ ઠંગિ,
ભિભલ નયણ સુચંગ ધણ ભૂલઉ જાઇસિ સંગિ

ગયગમણી ગુજર ધરા, આણૂ દક્ષણ ચીર,
મનહંસ કોડી માલવણી, સોઝઇ તુઝ શરીર

પરંતુ ઢોલો વાર્યો રહેતો નથી અને પુષ્કર નગર જાયછે. માલવણી સુડા મારફતે તે અગ્નિપાત કરેછે તેવો સદેશો કહેવાડેછે, પરંતુ ઢોલો મારૂ દેશ જાયછે અને મારૂવણીને મળેછે આનન્દ વ્યાપેછે પાછાં ફરતા રસ્તામાં મારૂવણીને સર્પ કરડેછે તેથી મૃત્યુ પામેછે. ઢોલો

---

૪ ચંદા એ શબ્દ પહેલાં વપરાતો હતો. 'અહા ખાસી પુરી ચંદા' એમા ચંદા શબ્દ પર અનેક ટીકાઓ થતી જોઇ છે, પણ પ્રાચીન કાળમાં એ શબ્દ વપરાતો હતો—એટલે તે નવીન નથી

કાષ્ઠભક્ષણ કરવા તૈયાર થાયછે, તેવામાં યોગી આવીને સજીવન કરેછે. આથી મારૂવણીનો તેના પર પ્રેમ વધેછે. છેવટે મારૂવણી અને માલવણી સંધાતે ઢોલો સુખ ભોગવેછે, માલવણી પોતાનો દેશ વખાણેછે તથા મારવાડ જળ વિનાનો દેશ ગણીને વખોડેછે. ઢોલો મારૂ દેશ વખાણેછે જેનેથી ઢોલાને પુત્ર થયા અને આનંદ વધ્યો." આ સાર પોતાને મળેલી 'સંવત્ ૧૬૭૬ વર્ષે વૈશાષ માસે શુક્લપક્ષે ૧૫ દિવસે ગુણરત્નેન લિખિતમિદં' —પ્રતની પરથી લખેલો છે કે જેમા રચ્યા સાલ સબંધી એ જણાવ્યું છે કે —

'સંવત સોલહ સોલોતરઇ, અષાત્રીજ દિવસ મનિ પરઇ
જોડી જેસલમેરિ મઝારિ, વાચ્યા પામઇ સુષ સંસારિ.
સંભલિ સુગુણ ચતુર ગહગહઇ, વાચક કુસલલાભ ઇમ કહઇ
સિદ્ધિ વૃદ્ધિ સુખ સપત્તિ, સદા સાંભલાં પામઇ સપદા. '

આ મારૂઢોલાની ચોપાઇનો વિસ્તારથી કાવ્યવિવેચન દૃષ્ટિએ સાર આપવાની ઇચ્છા છે તે મૂલ ગ્રંથ સમસ્તઆકારે કોઇ બીજા મૌક્તિકમા છપાશે ત્યારે બર આવશે

૫

માધવાનલ કામકન્દલા સબંધમાં સ્વ સાક્ષરશ્રી ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલે જે શોધખોળ ભર્યો લેખ સાહિત્યના અગસ્ટ ૧૯૧૪ના અંકમાં પ્રકટ કર્યો હતો તે તથા આ કવિની તે સંબધીની ચોપાઇનો સાર રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસે સાહિત્યના જુન ૧૯૧૪માં પ્રકટ કર્યોછે તે બને આની પછી આ પ્રસ્તાવનાના ભાગમાંજ જૂદાજ આપવામા આવેલછે તેથી અત્રે વિશેષ લખવાનું પ્રયોજન રહેતું નથી

બીજી મોટી કૃતિઓ પૈકી અગડદત્ત રાસની પ્રત મને હાથ લાગી નથી (તેનો ઉલ્લેખ માત્ર સ્વ. ચીમનલાલ ડા દલાલે પ્રત સં. ૧૬-૫૭નો કર્યો છે) તેથી તે સંબધી કંઇ કહેવાનું સાધન નથી બીજી કૃતિ નામે તેજસારાસ દીપપૂજાનુ ફલ માહાત્મ્ય બતાવવા માટે આ કવિએ સં. ૧૬૨૪માં વીરમગામમાં રચ્યોછે અને તેજ રાસમાં પોતા-

ના ગુરૂનું નામ અભયધર્મ ઉવઝાય આપ્યું છે તેના આદિ ને અંત-ના ભાગ નીચે પ્રમાણે છે:—

શ્રી સિદ્ધારથ કુલતિલુ, ચરમ જિણેસર વીર,
પાજુગિ પ્રણમી તસ તણા, સોવિન્નવન્ન શરીર ૧
જિનવરૂ શ્રીમુખિ ઉપદિસઉ, ભવિક લોક સુખકાજિ,
જિનપ્રતિમા જિન સારખી, ભાખિ શ્રી જિનરાજિ. ૨
પ્રતિમા જિનની જિનપરિ, આરાહિ એકતિ
અહિભવિ પરિભવિ સુખ લહઇ, ઇમ ભાખઇ અરિહંત ૩
જિણહર જિનવર આગલિઇં, પૂરઇ જિકો પઇવ,
તેજસાર નૃપતણી પરિં, સુખ ભોગઇ સદૈવ ૪
ચ્યાર રાજ તિણિઇ પામીયા, પૂજાતણઇ પ્રમાણિ,
સર્વારથ સિધિઅઇં, લહિસિ શિવ નિર્માણ ૫

× × ×

અંતે–શ્રીખરતર ગચ્છિ સહિ ગુરૂરાય, ગુરૂ શ્રી અભયધર્મ ઉવઝાય,
સોલહસઇ ચઉવીસિ સાર, શ્રી વીરમપુર નયર મઝાર. ૪૧૫
અધિકારઇ જિનપૂજા તણઇ, વાચક કુશલલાભ ઇમ ભણઇ,
જે વાંચઇ નઇ જે સાંભલઇ, તેહના સહૂ મનોરથ ફલઇ. ૪૧૬

આ રાસની સં. ૧૬૪૪ની પ્રત સ્વ. ગુલાબવિજયના ભંડારમા ૧૬૯૯ની ઇડરના બાઇઓના ભંડારમાં, સં. ૧૭૪૨ની પ્રત પાલણપુરના ભંડારમા અને સં. ૧૭૮૯ની પ્રત જૈન એસોસીએશન ઓફ ઇંડિયા મુંબઇ પાસેના ભંડારમા છે. (જુઓ મારો સંગ્રહ નામે જૈન ગૂર્જર કવિઓ નં ૧૪૩ કુશલલાભ પૃ ૨૧૧થી ૨૧૬.) આ રાસનો સાર વિસ્તારભયને લીધે અત્ર આપ્યો નથી. આ કવિની આ સર્વ કૃતિઓ પ્રકટ થયે તેનાં ખરાં અને વિશેષ મૂલ્ય અંકાશે. અત્યારે તો તેના સંબંધમાં ઉપલબ્ધ થયેલી હકીકતોજ અત્ર મૂકવામાં આવી છે.

તા ૧૪–૯–૨૫
રે ડીઅ બરસ–ગાંધીજી મહાત્માની } મોહનલાલ દલીચંદ દેશાઇ.

**અનુલેખ**—વિક્રમ સત્તરમી સદીમાં પહેલાં શ્વેતામ્બર અને પછી દિગંબર જૈન બનારસીદાસ શેઠ સારા શ્રાવક-કવિ ઉત્તર હિંદમાં થઇ ગયા-તેમના સમયસાર બનારસી વિલાસ વગેરે ગ્રંથો પ્રસિદ્ધ છે. તેમણે પોતાની અધુરી આત્મ જીવનીમા-'અર્ધકથાનક'માં અભયધર્મ ઉપાધ્યાયનો સં ૧૬૫૭ ના અરસાનો ઉલ્લેખ આપ્યો છે ને તે કુશલલાભના ગુરૂ સંપૂર્ણ રીતે સંભવે છે તે ઉલ્લેખ નીચે પ્રમાણે છે.—

વિદ્યા પઢિ વિદ્યામેં રમે, **સોલહસે** સત્તાવને સમે,

*　　*　　*

**ખરતર** અભયધરમ ઉવજઝાય, દોય શિષ્ય જુત પ્રગટે આય,
**ભાનુચંદ્ર** મુનિ ચતુર વિશેષ, રામચંદ્ર બાલક ગૃહ ભેષ. ૧૭૩-૭૪

આ પરથી અભયધર્મના બે શિષ્ય ઉક્ત ભાનુચંદ્ર ને રામચંદ્ર હતા. તે ઉપરાંત કુશલલાભ હોવા ઘટે આ પૈકી ભાનુચંદ્ર પાસે બનારસીદાસ કર્મગ્રંથ-પ્રતિક્રમણાદિ ભણ્યા હતા.

આ હકીકત પૂરી પાડવા માટે પૂજ્ય મુનિ મહારાજ શ્રી અમરવિજય-ચતુરવિજયાદિનો ઉપકાર માનું છું.

તા. ૬-૧૦-૧૯૨૫　　　　　　　　　મો. દ. દેશાઇ.

—— ० ——

# માધવાનળ કામકંદલાની લોકકથા.

હિંદુ લોકકથાના સાહિત્યમાં માધવાનળની કથા અગત્યનું સ્થાન ભોગવે છે તેની લોકપ્રિયતા તથા અગત્યતા ઘણે અંશે વિક્રમ રાજાના તે ભાગને આભારી છે આ ગ્રંથનાં અનેક હસ્તલિખિત પુસ્તકો ઠેકઠેકાણે મળી આવે છે Dr. Ausrecht ના Catalogus Catalogorum માં (ત્રણ ભાગોમાં) ઘણીક હસ્તલિખિત પ્રતો નોંધી છે. આમાં આનંદધરનું કામકંદલા નાટક તથા કનકસુંદરની માધવાનળ કથા ધ્યાન ખેંચે છે. કામકંદલા નાટકના રૂપે સંસ્કૃત સાહિત્યમાં ની, પરંતુ કથાનેજ નાટકનું નામ આપ્યું છે હિંદુસ્તાનની મુખ્ય ભાષાઓમાં પણ તે કથા ઉતારેલી છે તેજ તેની લોકપ્રિયતા સાબીત કરે છે. લોકકથાના સાગરરૂપ કથાસરિત્સાગર, સિંહાસન દ્વાત્રિંશિકા તથા વેતાલપંચવિંશતિમાં આ વાત મળતી નથી. કથાસરિત્સાગર ( ૩–૧૫ અને ૧૦–૫૮ ) ના ઈલ્લક નામના વણિકનું સ્ત્રીના વિરહથી મૃત્યુ, વિક્રમસિંહ, કુમુદિકા વેશ્યા, અને શ્રીધર બ્રાહ્મણની વાતમાં કુમુદિકાનો શ્રીધર ઉપરનો પ્રેમ તથા ક્ષેમંકરની સિંહાસન દ્વાત્રિંશિકાની ૭ મી વાતમાં ધનદ શ્રેષ્ઠિએ બતાવેલા દ્વીપમાં દેવાલયમાં લેખ વાંચીને સ્ત્રી પુરૂષને સજીવન કરવાને વિક્રમ ખડ્ગ લઇને પોતાનું મસ્તક છેદવા તૈયાર થાય છે તે દૃષ્ટાંતમાં થોડે અંશે આ કથાનું સામ્ય જોઇ શકાય શામળભટે તો સિંહાસન બત્રિસીમાં આ વાત ૨૬ મી વાત તરીકે આપી છે. સંસ્કૃત કથાની અગત્યતા બે કારણોને લીધે છે. તેમાં મળી આવતા ( ૧ ) સંસ્કૃત સુભાષિતો તથા ( ૨ ) પ્રાકૃત ગાહાઓને લીધે, આ સુભાષિતો તથા ગાહાએ ઘણાં ખરાં બીજા ગ્રંથોમાં મળી આવતાં નથી. જાણીતા ફ્લોરેન્ટાઇન વિદ્વાન્ ડૉ. દ્દુસેવેચોનીએ ૬ હસ્તલિખિત પુસ્તકો ભેગાં કરીને આ વાર્તા રોમન અક્ષરોમાં છપાવેલી છે અને સાથે ગાહાઓનો ઇંગ્રેજી તરજુમો આપેલો છે તેમાં તો ફક્ત એકજ દુહો છે.

"ભમર જાણુઇ રસવિરસી જે ચુબઇ વાનુરાઇ
ઘુણ્યા કયા જાણુઈ બાપડા જે સુક્ક લક્કડ ખાઇ"

પરંતુ સેન્ટ્રલ લાઇબ્રેરીમાં આની ત્રણ પ્રતો (આમાં એક પુસ્તકનું નામ માધવાનળ નાટક આપેલું છે પણ તે ખોટું છે. બીજી કથાઓ જેવાજ રૂપમાં આ કથા છે) છે તેમાંથી નીચેના દુહા નારવી કાઢેલા છે.—

**સમસ્યા.**

[1]પિયુ પવાસા ચાલિઉ બાલા વિરહ જલાઇ
વિસહર તિણિ બીતઇ લિખ્યઉ તિણિ દીવડ ઉલ્હાઈ
[2]ત્રિપુર ન દીધઇ સંકરઇ રામાયણ હણુએણ
[3]ભારહ ભીમ ન દીધઇ સા મો [4]દિદ્ધિ પ્રિયેણ

**કામકંદલાવિરહવિલાપ.**

[5]હિયડા ફૂટિ પસાઉ કરિ કેતા દુઃખ સહેસિ
પિય માણુસ વિયુત્ત હિયયા જીવિયં કાહુ કરેસિ
[6]કરવતડી કરતાર જઉ સિરિ દીજઇ તાહરઇ
તહિ તુ જાણી સાર વેદન વિછોહાતણી
[7]પાણી તણુઇ (વિ ણુઇ) કદ્દાવા જિમ ફૂટઇ હિયઉ
તિઉજ માણુસ હોઇ સાચઉ નેહ તિ જાણવઉ

સંસ્કૃત કથાઓમાં માધવની પૂર્વ જન્મના શાપની વાત આવતી નથી અને તે ગુજરાતી કથાઓ કરતાં ઘણીજ ટુંકી છે. સંસ્કૃત

---

૧. પ્રિય પ્રવાસે ચાલ્યો, બાલા વિરહથી બળે છે. તેથી વિસહર (સર્પ) ભીંતે લખ્યો છે અને તેથી દીવો ઓલાય છે. ૨ હનુમાને. ૩. ભારત. ૪. દીધી. ૫. હે હૃદય પ્રસાદ કરીને ફૂટ કેટલાં દુઃખ સહેસ ! પ્રિય માણસથી વિયુક્ત હૃદય જીવીને શું કરીશ ?

૬. હે વિધિ, જો તારા માથા ઉપર કરવત મૂકાય તો વિયોગની વેદના તું જાણે. ૭ પાણી વિના કાદવની પેઠે જે માણસનું હૃદય વિયોગથી ફાટે તે માણસ છે અને સાચો નેહ પણ તે જાણવો.

કથાનું જુનામાં જુનું હસ્તલિખિત પુસ્તક ઈ. સ ૧૫૩૦ મળી આવેલું છે ( Brit. Museum Catal p. 118. ) આ કથા ૧૪ મા શતકમાં રચાયેલી મનાય છે (Keith Catalogue of Sanskrit Mss in the Bodleian. Appendix p. 44) પુષ્પાવતીના રાજા ગોવિંદચંદ્રને માધવ નામનો બ્રાહ્મણ ( પુષ્પ બટુક) છે, તેના રૂપથી નગર નારીઓ વિહ્વલ બની જાય છે અને તેથી પૌરજનો રાજા પાસે ફરીયાદ કરે છે. રાજા તેની પરીક્ષા કરવાને વાસ્તે પોતાની રાણીઓને સૂક્ષ્મ વસ્ત્ર પહેરાવીને તિલના ઢગલા ઉપર બેસાડે છે. માધવને જોઇને રાણીઓ વિહ્વલ બને છે તથા તેમનું વીર્ય સ્ખલિત થાય છે. આથી તેઓને વસ્ત્રે તિલ ચોટે છે. રાજા તે જોઇને પૌરજનોની ફરીઆદ ખરી માને છે; માધવને શહેરમાંથી નીકળી જવાની આજ્ઞા કરે છે. માધવ ફરતો ફરતો અમરાવતી નગરીમાં આવે છે અને રાજસભાના દ્વારે આવી ઉભો રહે છે. સભામાં ગીત નૃત્ય વગેરે થતાં હતાં તે સાંભળીને માધવે કીધું કે સભામાં બધા મૂર્ખા છે. રાજદ્વારપાળે રાજાને કીધુ. રાજાએ પૂછ્યું કે શાથી? માધવે કીધુ કે પૂર્વ દિશામાં તંત્રી વગાડનારનો અંગુઠો નથી; તપાસ કરતાં તેમ માલુમ પડવાથી રાજાએ પોતાની પાસે બેસાડયો અને સન્માન આપ્યું. કામકંદલા વેશ્યા નાચ કરી રહી છે અને તેની ચંદનની કચુકી ઉપર ભમરો આવીને બેઠો છે. તે તેણે નાચમાં સ્ખલન કર્યા વગર શ્વાસથી ઉડાડ્યો સભામાંથી કોઈએ તે ચાતુરી પીછાની નહી તેથી માધવને ખેદ થયો પોતે તેથી તેણીને પાનનું બીડુ આપ્યું. કેટલીક પ્રતોમાં રાજાએ તેને જે સિરપાવ આપ્યો હતો તે બક્ષીસ કર્યો એમ છે. આથી રાજા ગુસ્સે થયો અને તેને શહેર છોડી જતા રહેવાનો હુકમ કર્યો. રસ્તામા કામકંદલા તેને મળી અને તેને ત્યાં એક રાત્રી રહેવાનો આગ્રહ કર્યો રાત્રિ સમસ્યા વિનોદ તથા આનંદથી પસાર કરી ( સંસ્કૃત ગ્રંથોમાં

સમસ્યાઓ થોડીજ છે પણ ગુજરાતી ગ્રંથોમાં ઘણી છે ). સવાર થતાં માધવ ચાલ્યો પણ બન્નેનુ હૃદય એક હોવાથી વિરહ અસહ્ય લાગ્યો માધવ ઉજ્જયિની ગયો અને ત્યાંના મહાકાલેશ્વરના મંદિરમા લેખ લખ્યા રાજા વિક્રમે તે વાંચ્યા અને ગોગ ગણિકાને તે વિરહી માણસની શોધ કરવા મોકલી. ગોગે તેને કામકંદલાના નામથી રાત્રે નિશ્વાસ મુકતો હોવાથી ઓળખી કાઢ્યો. રાજા વિક્રમે તેને બોલાવ્યો અને સમજાવ્યો પરંતુ તેણીના ઉપર અપાર પ્રેમ હોવાથી માન્યું નહીં રાજા વિક્રમે તેની પરીક્ષા કરી તો પ્રેમ સત્યજ જણાયો. આથી વિક્રમે કામસેન ઉપર દૂત મોકલ્યો. કામસેને ગણિકા આપવાનું કબુલ ન કર્યું વિક્રમ સેના લઇને ચાલ્યો પ્રથમ તે વ્યવહારીઆનો વેશ કરીને કામકંદલાની પરીક્ષાને માટે રથમા બેસીને ગયો અને રાત્રે ત્યાં રહી તેણીને સમજાવી અને રાત્રીએ તેણીની છાતી ઉપર પગ મુક્યો કામકંદલાએ કીધુ કે તે બ્રાહ્મણ ઉપર પગ મુક્યો કારણ કે મારા હૃદયમા માધવ બ્રાહ્મણ વસેલો છે. રાજાએ કહ્યું કે ઉજ્જયિનીના એક માધવ બ્રાહ્મણ તો મરી ગયો અને બીજો ભાંગ ગાંજો પીતો હતો તથા વેશ્યામાં ફરતો હતો તેને કોઇએ મારી નાખ્યો. આથી કામકંદલા માધવ જપતી મૂર્છા ખાઇને મૃત્યુ વશ થઈ. રાજા સખેદ થઇને પોતાના સૈન્યમાં આવ્યો. માધવને કહ્યું. માધવ મૂર્છા ખાઇને મરણ પામ્યો. રાજા આ બ્રાહ્મણની હત્યાને લીધે તરવાર કાઢીને મરવાને તૈયાર થાય છે. વીરવેતાલ હાજર થાય છે. રાજાને વારે છે અને અમૃત કૂપિકા લાવીને બન્નેને સજીવન કરે છે. કામસેન રાજા કામકંદલાની પાલખી ઉપાડીને સૈન્યમાં આવીને માધવને કામકંદલા સમર્પે છે. વિક્રમ તેઓને ઉજ્જયિનીમાં લઇ જાય છે અને તેઓને પરણાવે છે. કેટલીક પ્રતોમા કામસેનની સાથે યુદ્ધ થાય છે તથા તે હારે છે ને પછી કામકંદલા આપે છે તેવું કહેલું છે; અને માધવ અને કામકંદલાના સજીવનના

સમયની વચમાં કેટલોક વૃત્તાંત આપેલો છે, અને જો કે જુદી જુદી પ્રતોમાં થોડી ઘણી વાતમાં તથા ભાષામા ફેર હોય છે તો પણ મુખ્ય મુદ્દાઓ તો એકજ છે. આ વાર્તા ઉપર કહ્યા પ્રમાણે હિંદુસ્તાનમાં મુખ્ય ભાષાઓમાં ઉતારેલી છે. હિંદીમાં શાલિગ્રામવિજયનુ બનાવેલુ માધવાનળ કામકદલા નાટક છે મરાઠીમા પણ મી. ભાડારેનુ કામકદલાનુ નાટક છે. ગુજરાતીમા માધવાનલ કામકદલા દોગધક (દુહા પ્રબંધ) તથા માધવાનલ કામકદલા રાસ મળી આવેલા છે. ગુજરાતીમા સસ્કૃત કથાનો અનુવાદ મૂળ સાથે આત્મારામ પ્રેમજીએ ૧૮૮૯ માં છપાવેલો છે. પ્રથમ પ્રબધ આમ્રપદ (આમોદના) કાયસ્થ કવિ નરસાસુત ગણપતિએ સ. ૧૫૭૪ માં બનાવેલો છે એ ગ્રથના આઠ અગ છે અને તેમા ૨૫૦૦ દુહા છે. ૧૮ મા શતકમાં થયેલા શામળભટ્ટની વાર્તાઓ પ્રસિદ્ધ છે. પરતુ ૧૬ મા શતકમાં હિંદુ લેખકની આ લોકકથા વિશેષ આહ્લાદજનક છે. કવિની વર્ણન કરવાની ચાતુરી સારી છે, ૧૬ મા શતકના ઘણા ખરા મળેલા ગ્રથો ધાર્મિક છે પરતુ આ લોકકથાના ગ્રથમાથી લૌકિક બાબત ઘણી જાણવાની મળી આવે તેમ છે માધવને પુષ્પાવતીમાં કાઢી મુકવાને મહાજન રાજા પાસે જાય છે તેનુ કવિએ સારૂં વર્ણન કર્યું છે, અને તેથી તે વખતના ધધા વગેરેનુ સારૂ ભાન થાય છે માધવ અમરાવતી છોડીને ઉજ્જયિની જાય છે ત્યાં રસ્તામાં આવતી વનસ્પતિ ફલ ફૂલનુ પણ વર્ણન કવિએ આબેહુબ કર્યું છે આમાં ઘણાં અપભ્રશ શબ્દો વપરાયેલા છે, તથા મુગ્ધાવબોધની ભાષાનાં કેટલાંક રૂપો ટકી રહેલાં છે તેથી ભાષાશાસ્ત્રીને આમાંથી સારો ખોરાક મળશે વિશેષ તો એ છે કે પ્રતીક સવત ૧૬૯૩ માં લખાયેલ છે તથા પ્રાય શુદ્ધ છે.

આદિ

કુયર કમલા રતિરમણ મયણ મહાભડ નામ
પહિલિ પુજી પયકમલ પ્રથમજી કરૂ પ્રણામ ૧

સમસ્યાઓ થોડીજ છે પણ ગુજરાતી ગ્રંથોમાં ઘણી છે ). નવાર થતાં માધવ ચાલ્યો પણ બન્નેનુ હૃદય એક હોવાથી વિરહ અસહ્ય લાગ્યો માધવ ઉજ્જયિની ગયો અને ત્યાંના મહાકાલેશ્વરના મંદિરમા લેખ લખ્યા. રાજા વિક્રમે તે વાંચ્યા અને ગોગ ગણિકાને તે વિરહી માણસની શોધ કરવા મોકલી. ગોગે તેને કામકંદલાના નામથી રાત્રે નિશ્વાસ મુકતો હોવાથી ઓળખી કાઢ્યો. રાજા વિક્રમે તેને બોલાવ્યો અને સમજાવ્યો પરંતુ તેણીના ઉપર અપાર પ્રેમ હોવાથી માન્યું નહી રાજા વિક્રમે તેની પરીક્ષા કરી તો પ્રેમ સત્યજ જણાયો. આથી વિક્રમે કામસેન ઉપર દૂત મોકલ્યો કામસેને ગણિકા આપવાનું કબુલ ન કર્યુ વિક્રમ સેના લઇને ચાલ્યો પ્રથમ તે વ્યવહારીઆનો વેશ કરીને કામકંદલાની પરીક્ષાને માટે રથમાં બેસીને ગયો અને રાત્રે ત્યા રહી તેણીને સમજાવી અને રાત્રીએ તેણીની છાતી ઉપર પગ મુક્યો કામકંદલાએ કીધું કે તેં બ્રાહ્મણ ઉપર પગ મુક્યો કારણ કે મારા હૃદયમા માધવ બ્રાહ્મણ વસેલો છે. રાજાએ કહ્યું કે ઉજ્જયિનીમાં એક માધવ બ્રાહ્મણ તો મરી ગયો અને બીજો ભાંગ ગાંજો પીતો હતો તથા વેશ્યામા ફરતો હતો તેને કોઇએ મારી નાખ્યો આથી કામકંદલા માધવ જપતી મૂર્છા ખાઇને મૃત્યુ વશ થઈ રાજા સખેદ થઇને પોતાના સૈન્યમાં આવ્યો. માધવને કહ્યું. માધવ મૂર્છા ખાઇને મરણ પામ્યો. રાજા આ બ્રાહ્મણની હત્યાને લીધે તરવાર કાઢીને મરવાને તૈયાર થાય છે. વીરવેતાલ હાજર થાય છે. રાજાને વારે છે અને અમૃત કૂપિકા લાવીને બન્નેને સજીવન કરે છે કામસેન રાજા કામકંદલાની પાલખી ઉપાડીને સૈન્યમા આવીને માધવને કામકંદલા સમર્પે છે. વિક્રમ તેઓને ઉજ્જયિનીમાં લઈ જાય છે અને તેઓને પરણાવે છે કેટલીક પ્રતોમા કામસેનની સાથે યુદ્ધ થાય છે તથા તે હારે છે ને પછી કામકંદલા આપે છે તેવું કહેલું છે; અને માધવ અને કામકંદલાના સજીવનના

સમયની વચમાં કેટલોક વૃત્તાંત આપેલો છે, અને જો કે જુદી જુદી પ્રતોમાં થોડી ઘણી વાતમાં તથા ભાષામાં ફેર હોય છે તો પણ મુખ્ય મુદ્દાઓ તો એકજ છે. આ વાર્તા ઉપર કહ્યા પ્રમાણે હિંદુસ્તાનમાં મુખ્ય ભાષાઓમાં ઉતારેલી છે. હિંદીમાં શાલિગ્રામવિજયનું બનાવેલું માધવાનળ કામકંદલા નાટક છે મરાઠીમાં પણ મી. ભાંડારેનું કામકંદલાનું નાટક છે. ગુજરાતીમાં માધવાનલ કામકંદલા દોગ્ધક (દુહા પ્રબંધ) તથા માધવાનલ કામકંદલા રાસ મળી આવેલા છે. ગુજરાતીમાં સંસ્કૃત કથાનો અનુવાદ મૂળ સાથે આત્મારામ પ્રેમજીએ ૧૮૮૯ માં છપાવેલો છે. પ્રથમ પ્રબંધ આમ્રપદ (આમોદના) કાયસ્થ કવિ નરસાસુત ગણપતિએ સં. ૧૫૭૪ માં બનાવેલો છે. એ ગ્રંથના આઠ અંગ છે અને તેમાં ૨૫૦૦ દુહા છે. ૧૮ મા શતકમાં થયેલા શામળભટ્ટની વાર્તાઓ પ્રસિદ્ધ છે. પરંતુ ૧૬ મા શતકમાં હિંદુ લેખકની આ લોકકથા વિશેષ આહ્લાદજનક છે. કવિની વર્ણન કરવાની ચાતુરી સારી છે, ૧૬ મા શતકના ઘણા ખરા મળેલા ગ્રંથો ધાર્મિક છે પરંતુ આ લોકકથાના ગ્રંથમાંથી લૌકિક બાબત ઘણી જાણવાની મળી આવે તેમ છે. માધવને પુષ્પાવતીમાં કાઢી મુકવાને મહાજન રાજા પાસે જાય છે તેનું કવિએ સારૂં વર્ણન કર્યું છે, અને તેથી તે વખતના ધંધા વગેરેનું સારૂ ભાન થાય છે માધવ અમરાવતી છોડીને ઉજ્જયિની જાય છે ત્યાં રસ્તામાં આવતી વનસ્પતિ ફલ ફૂલનું પણ વર્ણન કવિએ આબેહુબ કર્યું છે આમાં ઘણાં અપભ્રંશ શબ્દો વપરાયેલા છે, તથા મુગ્ધાવબોધની ભાષાનાં કેટલાક રૂપો ટકી રહેલા છે તેથી ભાષાશાસ્ત્રીને આમાંથી સારો ખોરાક મળશે. વિશેષ તો એ છે કે પ્રતીક સંવત ૧૬૯૩ મા લખાયેલ છે તથા પ્રાય. શુદ્ધ છે.

આદિ.

કુયર કમલા રતિરમણ મયણ મહાભડ નામ
પંકજિ પુજી પયકમલ પ્રથમજી કરૂ પ્રણામ ૧

બ્રહ્મસુતાથી વેગલું વદુ તે સરસતિ
માધવનલ વર્ણનવ્યપઈ મનસિદ્ધિ દેજે મતિ ૫

હંસ ચડી હીંડઈ સદા વીણાપુસ્તકપાણિ
નિગમ નિરંતર આલવઇ ચોરતારમધિ વાણિ ૬

ભગિની ત્રણ ભુયણહતાણી સુણી ન બીજી સાન
તુ ઉગી હ પાડવા અંધાકાર અજ્ઞાન ૭

મકરધ્વજ મુનિવર સુતા પુરસીધર પૂજેસિ
માધવનલ વર્ણનવિષઈ મતિ માગીનિ લેસિ ૮

નલ માધવનલ નિર્મિ કરી કામકુંદલા નારિ
કુબલાં બે કલલમ્ તુહિનકિ રર્ણ મુરારિ ૧૪

મહોદધિ મથણ પુરાણથી ચંચ ભરીનઈ મત્તિ
કવિ કાયસ્થ કંથાકવિ નરસા સુત ગણપતિ ૧૫

ઢાઢારકાંઠઈ હુંકડું આમ્રુદરિં અધવાસ
મધ્ય પંથિ નહિ નર્મદ જલકૂણિં જલશાસ ૧૬

થોક કરિસુ થોડી મતિં એ અષ્ટાંગ પ્રબંધ
કલિ મજસલિ કવિંજિકે સવિ કહઇ નામી કંધ ૧૭

કરસિ કથા જિમ કુમુદિની રસવા ભોગી ભૃંગ
મતિ મુત્તાફલ વીપરસી ચિણવા ચતુર વિહંગ ૧૮

ગુણ હીણઉ રહિ ગામડઇ ગણપતિની મતિ અલ્પ
પ્રગટ કહા પંચવીસસિં કરવાનુ સંકલ્પ ૧૯

પોટઉ એ પદબંધ ગણિ હુડતણઈ મનિ હીક
સ્લીઆત થઈ રંજસિ રાજકુમર રંક્ક ૨૦

અંત એહ કથા જે સંભલઈ વચઈ વલી વિશેષ
પાતક પર્યાયાવટ તણાં તિહાં રહઈ નહી પૂપ ૮—૧૩

અહનિશિ આનંદિ રહઈ અગિ ન આવઇ રોગ
સજન્મ તણી સંખ્યા નહી ભવિ ભવિ પામઇ ભોગ ૧૪

કેવલ કમળા શારદા સંગતિ જાય ન છોડિ
સહુ આપે સંસતિ સરઇ કથતાં કોડ કોડિ ૧૫
નરસા સુત ગણપતિ કહિ અંગ થયા એ આઠ
સુધઇ સ્વામિનિ શારદા પોતઇ દીધુ પાઠ ૧૬
દીસઇ દસ ગાઉ મહીં દશ ગાઉ શરસ્થાન
દસ ગાઉ પણિ નર્મદા આશ્રપદ્રસ્વસ્થાન ૧૭
બ્રહ્મણ ભાટ ભલા વસઇ વ્યવહારીયા વિશેષ
રાજકુલી રૂડી તિહા સ્થલ સ્થલ શ્રીમેરેપ ૧૮
ઉગ્રસેન કુલિ ઉગ્રબલ રાજઉ નાગનરેશ
જન આયર નિર્મદ મહી તા ચાંપલુ દેશ ૧૯
ચતુર સભા ચંદન તણઉ મુઝ કાંઇ લાગુ વાસ
ગણપતિ જંપઇ મ કરિઉ પદ કેતલે પ્રકાશ ૨૦
કવિ ન્યાતિ કાયસ્થ ચતુવાલિંભિ વિખ્યાત
પૂરૂ એ પદ બંધતાં દીહ થયા દહુ સાત ૧
વેદ ભુજંગમ બાણ શશી વિક્રમ વરસ વિચાર
શ્રાવણની સુદિ સાતમી સ્વામી મંગલવાર ૨
સાધ્ય યોગ સુધઉ હવઉ વાણિજ્ય કર્ણ વિશેપ
ઋતુ એ પંચાંગની રચી ચુપડીઆ ...... ૩

... .. ... ... ... ...

ઇતિશ્રી માધવાનલ પ્રબંધે કવિશ્રીગણપતિવિરચિતે દોગ્ધકપ્રબંધેન માધવાનલકામકદલા કામક્રીડાસભોગે અષ્ટમાગ સંપૂર્ણમ્ શ્રી સંવત ૧૬૯૩ વર્ષે મહા શુદિ ૯ દિને રાજનગરે બાહ બિદપુરે ભ રવિજી લિખિતમ્

ઉપર કહ્યું તેમ આ કાવ્ય રસપૂરિત છે તેનો પ્રકન એકજ નમુનો આપીશું માધવ બારે માસ કેવા સુખથી રહે છે તે સાંભળો.

રતિ રતિના રસ માણીઇ રતિ રતિના ફલ આહાર
રતિ રતિ વેષ વિશેષીઇ રતિ રતિના શિણગાર ८-१५
ફાગુણ કેરાં ફાણગડાં કિરિકિરિ ગાઈ ફાગ
ચંગા વજાવઈ ચંગપરિ આલતિ પંચમ રાગ १६
કેલિ કુસુંભા કેરડાં કેસર સુરતરુ સોય
માધવ છાજઈ છાંટણાં અમર અચર્યા જોઇ १७
પીલી ઝાંખા પાધડી ઝુલડીઓ રંગ રોલ
અન્યોઅન્નિ છાંટણાં ચરકુ લાગુ ચોલ १८
હરષિ રમઇ હુતાશની નિરખી નિર્મલ ચંદ
સાથઇ સુરત તણાં સુવચ વાધઇ અતિ આનંદ १९
શિકઇ રેણુ અબીરની સુરતરુ નઇ સીંદૂર
ગયણિ ગુલાલ વતોલીયા ઝલર વિઝાહિઉ સૂર २०
ગંધરાજ અતિ ગહગહઇ ચંઓ વાલી નાંક
મોગરેલમા માદણા ભૂકઇ જિહાં ભંગ ટીક २१
તંતિ શિખર ઘન શબ્દઇ પવન તણા પકોલ
માધવ મહિલાસિઉ કરઇ ક્રીડારસિ કલ્લોલ २२
આજ હું આદિ દેવનઇ પાલખિ બંધસિ પાલિ
પ્રતિષ્ઠી પૂજા કરસિ અગર સુચંદન બાલિ २३
કરિ કરિ સોવન ગેડિકા રત્ન દડલુ આણિ
રામાસિઉ રંગિ રમઇ પ્રેમિ પ્રાણ પ્રમાણ २४
ચંદનિ ચરચુ ચૈત્રનઇ મૈત્રિ સરસુ માસ
અંબુધિની પરિ ઉલટઇ આજ અહ્મારી આસ २५
કોડમણિ કુહુ કુહુ કરઈ કોકિલ અંબાડાલિ
તરુઅર નવપલ્લવ ધરઇ મધુકરિ મણકિઇ માલિ २६
હેલિ બંધાવઇ હીયડા સુરત રૂકેરિ સાપ
માધવ સાથઇ હિયસિઉ લીલા લહકઇ લાપ २७

કટિતટકેશ કટકડા મરડસિ માથા વેણી
અદ્દોલિસિ આકાશિશ્ હ્રહિઉ રહિ નહી કેણિ ૨૮
સિશિલ લેઇ ઉદયગિરિ અસ્તાચલ આવેસિ
રમતિ રમતો રગ ભરિ હ્રદયાભીતરિ લેશિ ૨૯
ગાયન સુસર મુખિ ગાય કરિ વાયસિ પ્રચઇ વાદ્ય
તિહ્નણુ તૃણવત લેપવઉ આજ્જનઇ ઉન્માદિ ૩૦
પીત પટ બર પહિરણઇ ઉત્રણિ નીલાં નેત્ર
ચોલી ચટકય ચોલની મુગટ કુસુમ સિરિ સેત્ર ૩૧
કરિ વર કણયર કંભડી ચદન ચોલકચોલ
કસ્તુરી કર્પૂરયુત માનનિ મુખત બોલ ૩૨
નિરપી નિર્મલ ચદ્દલુ ઊગિઉ અબરરેસિ
મરૂઉ ચારસિ મરઘલી મમ આધુ ચાલેસિ
ચંદનિ ચરચું ચદલા સંતોષુ શિર નામિ
જા જીવત તાં જુ રહઇ અન્ન ધરિ એણઇ ઠામિ

આવા ઘણાક પ્રસગો છે. કવિ કહે છે કે તેણે મયણપુરાણમાંથી ચંચુપ્રવેશ કરીને ૧૭ દિવસમાં આ ગ્રથ રચેલો છે. તેથી એમ જણાય છે કે મયણપુરાણ નામનો મોટો શૃંગારરસની વાર્તાઓનો ગ્રથ અપભ્રશ અથવા પ્રાચીન ગુજરાતીમાં હશે. પોતાના ગ્રથના ભાગનું નામ પાડતા કવિ અગ કહે છે કવિઓમાં કાવ્યના ભાગોને કધ કહે છે. હેમાચાર્યના કાવ્યાનુશાસનમા મહાકાવ્યની વ્યાખ્યા આપતા અપભ્રશના બે ભેદ પાડે છે **तत्र प्रायः संस्कृतप्राकृतापभ्रंश ग्राम्यभाषानिबद्धं महाकाव्यम्** અને તે ભાષાઓના દાખલા આપતા કહે છે ( **अपभ्रंशभाषानिबद्धसन्धिबन्धमाब्धिमन्थनादि ग्राम्यापभ्रंशभाषानिबद्धावस्कन्धकबन्धं भीमकाव्यादि,** ) કે અવસ્કન્ધકબન્ધવાળા ગ્રામ્યાપભ્રશ ભાષાના કાવ્યો હોય છે અને તેવું કાવ્ય

ભીમકાવ્ય છે. સાહિત્યદર્પણમાં અપભ્રંશ ભાષાના કાવ્યોના સર્ગનું નામ કડવક આપેલું છે.

**अपभ्रंशनिबंधेस्मिन् सर्गाः कडविकाभिधाः ।**

**तथापभ्रंशयोग्यानि छंदांसि विविधान्यपि ॥ यथा कर्णपराक्रमः**

કડવકો ( કડવા ) નો સમૂહ તે સંધિ એમ હેમાચાર્ય પોતાના છંદોનુશાસનના છઠ્ઠા[1] અધ્યાયમાં કહે છે ( **सन्ध्यादौ कडवकान्ते च ध्रुवं स्यादिति ध्रुवा ध्रुवकं घत्ता वा–कडवक समूहात्मकः सन्धिस्तस्यादौ चतुर्भिः पद्धडिकाद्यैश्छन्दोभिः कडवकम्** ) અપભ્રંશ ગ્રામ્યાપભ્રંશ અને જુની ગુજરાતીનો સંબંધ એ પ્રશ્ન અહીં ઉપસ્થિત થાય છે પરંતુ તે વિષયાંતર હોવાથી અહીં પડતો મકીએ છીએ

**માધવાનળ કામકંદલા દોગ્ધક પ્રબંધમાં આપેલી વાત.**

સરસ્વતીને તટે શુકદેવ તપ કરે છે તેને સંસારમાં પાડવાને વ્યાસ કામને બોલાવે છે. કામ રતિ અને પોતાના બીજા સહાયોના સાથે મુનિને જીતવા જાય છે, પણ તેનો પ્રયત્ન નિષ્ફળ જાય છે. છેવટે રતિ એક યુક્તિ બતાવે છે, એક મોટો મહેલ બનાવીને તેમા બ્રાહ્મણ વેશ્યાની સેવા કરે છે એવું બતાવે છે. બ્રાહ્મણ શુકદેવને સ્ત્રીની

---

1 હેમાચાર્યના છંદોનુશાસનના પાંચમા અધ્યાયમા અપભ્રંશના છંદોના લક્ષણો આપેલાં છે. પ્રાકૃત છંદઃશાસ્ત્રના ઘણા ગ્રંથો છે. તેમાં પ્રાકૃત પિંગળ મુખ્ય છે. આ પુસ્તક ચાર ટીકાઓ સાથે રોયલ એસીયાટીક સોસાઇટિ તરફથી તથા લક્ષ્મીવલ્લભની ટીકા સાથે નિર્ણયસાગર પ્રેસ તરફથી પ્રસિદ્ધ થયુ છે. હેમાચાર્યના છંદોનુશાસન ( વૃત્તિ ) ની પ્રાચીન શુદ્ધ પ્રત સેન્ટ્રલ લાયબ્રેરીમાં છે. છંદોનુશાસનના પર્યાયોની પણ એક નવીન પ્રત છે. આ ગ્રંથ પન્યાસ આનંદસાગર પાસે શુદ્ધ કરાવીને શેઠ દેવકરણ મૂલજીએ નિર્ણયસાગર પ્રેસમાં ૧૯૧૨ માં છપાવેલો છે. અપભ્રંશના અભ્યાસીએ આ ગ્રંથ અવશ્ય વાંચવો જોઇએ

મહત્તા બતાવે છે. શુક પોતાના ધ્યાનથી આ કપટ જાણે છે અને શાપ દે છે. કામ અમરાવતીમાં કુમેરદત્ત બ્રાહ્મણને ત્યાં જન્મે છે. પાંચ વરસનો થતાં તેનો બાપ પરદેશ જવાથી માતા ફુલ લાવવા મોકલે છે. વાડીમા શાકિની ગૃધ્રિણીનુ રૂપ લેઇને તેને હરી જાય છે. આકાશમાં ચાલતાં ગૃધ્રિણી પુષ્પાવતીના રાજા ગોવિંદચંદ્રના બાણથી હણાય છે, માધવ નીચે પડે છે રાજા તેને દેવદત્ત દેહરાસરીને ત્યાં મૂકે છે અને તેને રાજપુત્રની માફક પાળવાનું કહે છે અને પાંચ ગામ આપે છે. દેવદત્તે તેને ખોળે લીધો અને સર્વ કળાઓમાં પ્રવીણ કર્યો ( ૧ અંગ )

કાંતિનગરમા શ્રીપતિશાહ વ્યવહારીઓ છે અને તેની સ્ત્રીનુ નામ સોહાસણી છે તેને એક પુત્રી થઇ. વીઝુ નામની વેશ્યા જેને શ્રીપતિની સાથે સંબધ હતો તેણે પુત્રી કામકંદલાને છળથી લીધી અને અનેક શાસ્ત્રો ભણાવી સર્વકળા સંપન્ન કરી; કવિ કામકંદલાનું વર્ણન બહુ લબાણથી કરે છે.

> નિલવટિ કસ્તૂરીતિલક મ કરિસિ સૂધી અયણ
> સહિજિ શીહર લેપવી કરિસિ રાહુ વિનાણ

આ આપણને ભામિનીવિલાસમાંનો **कस्तूरीकातिलकमालि** તથા ઋતુસહારનો **झटिति प्रविश गेहं** એ શ્લોકો યાદ દેવડાવે છે. વેશ્યાએ કામાવતીના રાજા કામસેનને કામકદલા અર્પણ કરી; પણ કોઇ પણ પુરૂષ તેને તૃપ્ત કરી શકતો ન હોવાથી તે કોઇને પણ ચાહતી નથી (૨) માધવનુ રૂપ જોઇને રાણીએ તેને પ્રાર્થ્યો. માધવે શીલ સાચવ્યુ, રાણીએ તેને રાજ્યમાંથી કઢાવ્યો (૩) માધવ અમરાવતીમા આવ્યો રાજ સભામાં પોતાની વાત કહી. માબાપે ઓળખ્યો. રાજાએ ગુણથી આકર્ષાઇને પોતાનો સહચર બનાવ્યો. માધવનું રૂપ જોઇને પુરનારીઓનુ વીર્ય સ્ખલિત થતુ હોવાથી કોઇને ગર્ભ રહેતો

નથી. આથી નગરજનો રાજા પાસે ગયા અને કીધું કે અમે નગર તજીએ છીએ નહીતો માધવને કાઢો. અહીઆ નગરજનોનું વર્ણન કવિએ સારૂ કર્યું છે. રાજાએ માધવની પરીક્ષા કરી. રાણીઓને તિલના ઢગલા ઉપર બેસાડી રાજાની ખાત્રી થઈ માધવને રત્ન આપી. (૫) સંસ્કૃત કથાની માફક માધવ કામસેન રાજાના નગરમાં આવે છે. ગીતમાં ખોડ કાઢે છે અને રાજા તુષ્ટમાન થઇને પોતાની પાસે બેસાડે છે. માધવ કામકંદલાને બીડું આપે છે, રાજા કોપિત થાય છે. (૬) કામકંદલાને ત્યાં રાત રહે છે આ પ્રસગે સમસ્યાઓ વગેરે ચાતુરી ભરેલી વાતો થાય છે. આ સમસ્યાઓ ગૂજરાતી સાહિત્યની જૂની સમસ્યાઓ તરીકે અગત્યની છે. છઠું અંગ બહુ લાંબુ છે.

માધવ ઉજ્જેની જાય છે રસ્તામા આવતાં ફુલ ફલ લતાઓનું કવિ વર્ણન કરે છે મહાકાલેશ્વરના દેહરામાં લેખ લખે છે. ગોગ-ગણિકા શોધી કાઢે છે અને તેની પરીક્ષા કરે છે. રાજા વિક્રમ પણ ભવૈયાઓના ટોળાને મોકલે છે વ્યવહારીઆનો વેષ કરીને તેઓ માધવ પાસે આવે છે અને રાતે સ્વપ્નામાં કામકંદલા ધુતારી છે તેમ બોલીને ધાંધલ કરે છે. માધવ સાંભળે છે પણ માનતો નથી, રાજાની માધવના કામકંદલા તરફના પ્રેમની સંપૂર્ણ ખાત્રી થાય છે તેથી કામસેન તરફ દૂત મોકલે છે. કામસેન ના પાડે છે. રાજા વિક્રમ સૈન્ય લઈ ચઢે છે કામકંદલાને ઘેર રથમા બેસી પરીક્ષા કરવા જાય છે. માધવ મરી ગયો તે સાભળીને કામકદલા મૃત્યુ પામે છે. માધવ પણ કામકદલાનું મૃત્યુ સાંભળીને મરણ પામે છે. રાજ ખડ્ગ લઈને શિર છેદવા તૈયાર થાય છે અગીઉ (આગીઓ વેતાળ) અમૃત કૂપિકા લાવીને સજીવન કરે છે. કામસેન રાજા પાલખી ઉપાડીને કામકદલા વિક્રમને આપે છે. વિક્રમ માધવને સોંપે છે. (૭) વિક્રમ માધવ અને કામકદલાને ઉજ્જયિની લઈ જાય છે અને ત્યાં તેઓ સુખવિલાસ ભોગવે છે. આ આઠમા અંગમા માધવ તથા કામકંદલા બાર માસ કેવી રીતે સુખથી નિર્ગમે છે તેનું સરસ વર્ણન છે. (૮)

**માધવાનલ કામકંદલા રાસ** કુશલલાભ વાચકે બનાવેલો છે. આ અભયચંદ્રના શિષ્ય કુશળલાભ વાચક ખરતરગચ્છના સાધુ હતા તેમણે અગડદત્તરાસ, તેજસારરાસ, નવકારરાસ, મારૂઢોલા ચુપઇ વગેરે ગ્રંથો રચેલા છે.

**બત્રીસપુતળીની** વાર્તામાં શામળભટે ૨૬ મી વાર્તા માધવાનળની આપી છે તે વાર્તા ઉપરની ત્રણ વાર્તાઓથી કેટલીક બાબતમાં જુદી છે મહાદેવ કાશીમાં ઘણો વખત રહ્યાથી પાર્વતીએ તેમને રંભાનું રૂપ કરીને છળ્યા તેમનું વીર્ય નાળામાં પડ્યુ. તેનાથી માધવની ઉત્પત્તિ થઇ તેને શિવદત્ત નામનો બ્રાહ્મણ ઘેર લાવ્યો. ઇંદ્રની સભામાં અપ્સરાને મદ ચડવાથી ઇંદ્રે શાપ દીધો, તે પાષાણ થઇને પડી આ પાષાણની સાથે માધવે રમતમાં પરણતાં તે સજીવન થઇ. માધવનુ ભ્રમરનુ રૂપ કરીને અપસરા ઇદ્રની સભામાં તેને લઈ જાય છે અને પોતાની કંચુકીમાં રાખે છે આથી ઇંદ્ર ફરીથી શાપ દે છે અને તેથી તે ગણિકા થઇને અવતરે છે. માધવના રૂપથી પૌરસ્ત્રીઓનું વીર્ય સ્ખલિત થતું હોવાથી તેઓને ગર્ભ રહેતો નથી પરંતુ માધવ રાજાને પ્રિય હોવાથી તે બાબત કહેવાની કોઇની હીમત ચાલતી નથી. પરંતુ એક કોટિધ્વજ શ્રેષ્ઠિની તરૂણ સ્ત્રીનો ગર્ભપાત થતાં તે રાજાને ફરીયાદ કરે છે રાજા તિલપ્રયોગથી તપાસ કરે છે. ફરીયાદ સત્ય માલુમ પડતાં માધવને કાઢે છે. ઉદયસિંહની ઉદયપુરીમાં પણ પુડરીક પ્રધાનને ત્યાં તેવોજ પ્રસગ થતા ત્યાં પણ તેવોજ સત્કાર મળે છે કામાવતીમાં આવતાં રાજસભામા જાય છે. ત્યાં કામકંદલા વેશ્યા નૃત્ય કરતી હતી ત્યા તાલ મૃદંગ બજાવવામાં દોષ કાઢે છે રાજા સન્માન આપે છે. કામકંદલાના સ્તન ઉપરના ભ્રમરને પુષ્પના દડાથી ઉડાડે છે. કામકદલાને જાતિસ્મરણ થતા માધવનેજ વરં એવું પણ લે છે. રાજા ગુસ્સે થઇને માધવને કાઢી મુકે છે. માધવ ઉજ્જયિનીમા હરસિધ માતાના મદિરમા જાય છે અને દુહાઓ લખે

છે. વિક્રમ રાજા તેની ગુપ્ત રીતે પરીક્ષા કરે છે, અને તેના પ્રેમ શુદ્ધ જણાતાં કામસેન રાજાને કામકંદલા મોકલવાનું લખે છે. રાજા માનતો નથી, યુદ્ધ થતાં હારે છે પરંતુ કામસેન માધવનું કૃત્રિમ મસ્તક કરીને કામકંદલાને બતાવે છે તેથી કામકંદલા મૃત્યુ વશ થાય છે, માધવ પણ આ સાંભળી પંચત્વ પામે છે. વિક્રમ રાજા બળી મરવાને તૈયાર થાય છે. હરસિધમાતા અમૃતનું અંજન કરીને બન્નેને સજીવન કરે છે વિક્રમ તેઓને ઉજ્જયનીમાં લઇ જઈ પરણાવે છે અને મોટી સંપત્તિ આપે છે. શામળભટ્ટની કથા બહુ સંક્ષેપમાં છે અને માલ માલ વગરની છે,

યુરોપીયન વિદ્વાનો આ વાતને insipid love-tale નીરસ પ્રેમ-વાર્તા ગણી કાઢે છે. પરતુ ગુજરાતી વાર્તાઓ રસ ભરેલી હોવા ઉપરાંત શીળનુ મહાત્મ્ય તથા પ્રાધાન્ય પ્રતિપાદન કરનારી છે. સસ્કૃત કથામાં, ખરૂ છે કે, આ વાત ભાર મૂકીને જણાવી નથી. પરંતુ માધવાનલ દોગ્ધક પ્રબંધમાં તથા તેથી વિશેષ કુશળલાભ વાચકના કામકદલા રાસમાં આ વિષય સારી રીતે દર્શાવેલો છે. માધવનું રૂપ જો કે સ્ત્રીઓનું ભાન સાન ભુલાવી દઇને તેની પાછળજ ભમાવે છે તોપણ માધવ તો સર્વ સ્ત્રીઓને મા બેન સમાન ગણે છે. તેવીજ રીતે કામકદલા જો કે વેશ્યા છે તોપણ માધવ શિવાય અવરને લગીર પણ ચહાતી નથી. આથી બન્નેનો પ્રેમ શીલમય તથા વિશુદ્ધ છે અને તેથીજ વિક્રમ રાજા તેઓનો સયોગ જોડી આપે છે

'સાહિત્ય'. ૧૯૧૪—આગસ્ટ અંક.

પૃ. ૩૫૩ થી ૩૬૨.

—ચીમનલાલ ડા. દલાલ.

———:૦:———

# માધવાનળની કથા.

## ( માધવાનલ કામકંદલા ચોપાઇનો સાર ).

×× જો કવિએ બે ચાર ઠેકાણે ઇસારો કર્યો છે તે કર્યો ન હોત, તો આ ગ્રંથ શ્રાવક જૈન સાધુનો લખેલો છે એમ માલુમ પણ ન પડત; કેમકે ઇતર જૈન ગ્રથોમાં પ્રથમ શ્રી પાર્શ્વનાથ, મહાવીર સ્વામી કે તિર્થંકરની સ્તુતિ હોય છે, છેવટ પણ તેમની વંદના હોય છે અથવા લખનાર સાધુ હોય તો પોતાના ગચ્છની હકીકત આપે છે. માધવાનળમાં તેવું કાંઇ નથી, પરંતુ અમુક ઠેકાણે દેરાસર ને કેસરનું પૂજન, દેવને જુહારણ અને સમાધિ ( મોક્ષ નિર્વાણ અર્થે ) જોવામાં આવે છે. વાંચનારને વસ્તુ સમજાય માટે એ કથાનો સાર નીચે આપ્યો છે.

પૂર્વ દેશે ગંગાને કાંઠે પુષ્પાવતી નામે નગર હતું, ત્યાંના રાજાના પુરોહિત શંકરદાસના પુત્રનું નામ માધવાનળ હતું, અને તે પુત્રની શીલવતી ને પવિત્ર સ્ત્રી નામે કામકંદલા હતી

સ્વર્ગલોકનુ ને ઇંદ્રસભાનુ ભવ્ય વર્ણન કરતાં કવિ કહે છે કે તે સભામાં ઘણી અપ્સરાઓ નાટકો કરતી, તેમાં સોથી અનુપમ એવી જયંતી અપ્સરાના નાટકનાં સુરલોકે વખાણ કર્યાં, તેથી તેને ગર્વ થયો, અને તે ઇંદ્રના હુકમની પણ અવગણના કરવા લાગી; તેથી ઇંદ્ર એકવાર કોપાયમાન થઇ તેને હણવા જતો હતો, પણ બીજાઓએ વચમાં પડી સ્ત્રી હત્યા ન કરવા વિનવ્યું, તેથી ઇંદ્રે શ્રાપ દીધો કે જા રંડા તું પૃથ્વી ઉપર પાષાણ રૂપ થઇ પડ. જયંતીએ માફી માગી પણ દીધેલો શ્રાપ મિથ્યા ન થાય એમ હોવાથી મારો છૂટકો ક્યારે થશે તેની તેણીએ માગણી કરી. ઇંદ્રે કહ્યુ કે પુષ્પાવતીનો માધવાનળ તને રમતમાં પરણશે, ત્યારે તું સ્ત્રી રૂપ ધારણ કરીશ.

એકવાર કૈલાસપતિ મહાદેવ ભારે યોગ સાધવા આસન વાળીને બેઠા. ઘણાં વર્ષ અડગપણે તપશ્ચર્યા કરી એક રાતે ઉમયાની સંગત યાદ આવતાં મન ચળ્યું, અને તેમનું વીર્ય સ્ખલિત થયું. એમનું મહા જોરાવર વીર્ય જે પૃથ્વીને ફાડી નાંખે, આકાશને પ્રજાળે કે સમુદ્રને સોશી નાંખે, તેનું શું કરવું તે વિચારમાં તે ફરતા ફરતા ગંગા તીરે નડ વનસ્પતિની નળી કોરીને તેમાં ને ઘાલ્યું પુરોહિતને ત્યાં અસંખ્ય દ્રવ્ય અને ભારે ઠાઠમાઠ હતો, પણ તેને પુત્ર ન હોવાથી તે હમેશાં શોકમાં રહેતો. એક રાતે હરિએ તેને સ્વપ્ન આપ્યું કે હું તારાપર તુઠ્યો છું. જા, તને નડની ઝાડીમાં એક પુત્ર છે તે પ્રાપ્ત થશે. શંકરદાસ ત્યાં ગયો, પુત્ર હર્ષભેર લાવ્યો ને તે પરમેશ્વરે આપ્યો એમ કહી તેની સ્ત્રીને હવાલે કર્યો. ઇશ્વરનું વીર્ય હોવાથી તે અતિ સ્વરૂપવાન ને બુદ્ધિમાન નીવડે એમાં નવાઇ નહોતી.

બાર વર્ષની વય થઇ ત્યારે તે કેટલાક સાથીઓ સાથે પાદરે રમવા ગયો. જ્યાં પેલી શિલા હતી તેનો આકાર કંઇક સ્ત્રી જેવો જોઇ છોકરા માધવને કહે કે અમે તને આ શિલા સાથે પરણાવીશું. રમતમાં તેને સ્નાન કરાવ્યું, શિલા સાથે તેના લુગડાની ગાંઠ પાડી, અગ્નિ સળગાવ્યો અને વેદમંત્ર ભણીને તેની સાથે હસ્ત મેળાપ કરાવ્યો, તે પુરો થતાંજ શિલા અપ્સરા રૂપ થઇ આકાશમાં ઉડી ગઇ, તેને જોઇ ઇંદ્રસભાના દેવો ખુશ થયા.

પરંતુ, જયંતીને લાગ્યું કે મારા ઉપર ખરો ઉપકાર કરનાર તો માધવાનળ છે, તે મને વર્યો છે એટલે તેનેજ હું મારો સ્વામી સમજી સુખ આપીશ. તે મધ્ય રાતે છાની રીતે માધવના ઓરડામાં આવે ને સંસારનાં સુખ ભોગવે. માધવનું શરીર જોઇ તેના માબાપને વહેમ આવ્યો, તેથી તેને માટે ઓખાના જેવો એક ડંડીઓ માળ બંધાવ્યો, તે એવા ઇરાદાથી કે ત્યાં કોઇ સ્ત્રી પ્રવેશ કરી ન શકે. પણ એથી તો માધવ અને જયંતીને વધારે અનુકુળતા થઇ

એક સારા બ્રાહ્મણની કન્યાનું માગું આવ્યું. પણ માધવાનળે પરણવાની ના પાડી જયંતી એકવાર સવારમાં આકાશગમન કરવા જતી હતી, તેને માધવે કહ્યું કે તારા વિરહે હું રહી શકતો નથી. અપ્સરાએ ઘણીએ તાણ કરી અને તેમાં જે ભય રહ્યું છે તે જણાવ્યું, તોપણ માધવે માન્યું નહિ, ત્યારે તે કેટલીકવાર દિવસે પણ આવવા લાગી ઇંદ્રને જાણ છતાં તેને ઠપકારી તેથી તે આવતી બંધ થઇ; પણ જ્યાં ખરો પ્રેમ બંધાયો હોય, ત્યાં વિરહવેદના સહન થઇ ન શકે; તેથી તે માધવને સુરલોકમાં છાની રીતે લઇ ગઇ, ને ત્યાં સુખ માણવા લાગી.

એક વખત જયંતીને ઇંદ્રસભામાં નાટક કરવાનું હતું ત્યારે તે પોતાના પ્રિયતમને ભમરો બનાવી કંચુકીમાં છાનો રાખીને નૃત્ય કરવા લાગી. ભ્રમરને કંઇ વેદના ન થાય માટે તે નૃત્ય કરતાં સંકો-ડાતી હતી, તેથી વહેમ આવતાં જોયું તો તે નરને ભ્રમર બનાવી સાથે લઇ આવી છે એમ જણાયું એથી ઇંદ્ર બીજીવાર કોપાયમાન થઇ તેને શાપ દીધો કે સુરલોકમાં જોઇએ એટલું સુખ છતાં તું મૃત્યુલોકના નરને મોહી તેનો સંગ કરે છે, માટે તું વેશ્યાને ત્યાં અવતરીશ.

ઇંદ્રના શાપથી તેણે કળાવતી નગરીમાં કામા ગુણકાને પેટે અવ-તાર લીધો. આઠ વર્ષની વયે તે નાટક પીંગળ સંગીત વગેરે કલા-ઓ શીખી જુવાનીમાં આવી ત્યારે ચોસઠ કલાઓ શીખી અને અનુપમ રૂપ ધારણ કર્યું.

માધવ જયંતીના વિરહથી ઝુરે છે, ઘણા દિવસ તેની વાટ જુએ છે, અન્ન પાણી ને નિદ્રા તજે છે, પળમાં રૂએ ને પળમાં વલોપાત કરે છે. એથી માતપિતા દુઃખી થઇ તેને પૂછે છે, પણ તે કંઇ વાત કરતો નથી પછી પુરોહિત તેનો વિવાહ કરે છે. સ્ત્રી સાથે તે રહે છે, અને તેને કંઇ લેક લગાડવા માટે રાજદરબારે પોતાની સાથે

પૂજાપાત્રી માટે લઇ જાય છે. માધવ નગરમાં જાય ત્યારે સ્ત્રીઓ તેના-થી ફિદા ફિદા થઇ તેની પાછળ કામકાજ નકી કરે છે, તેથી મહાજન રાજાને ફરિયાદ કરવા આવે છે, ને કહે છે કે જો તમે માધવને ન કાઢો તો અમે ગામ તજીશુ, કેમકે તેનાથી અમારાં ઘર ભાંગે છે. પછી રાજાએ માધવ બોલાવીને પૂછ્યું કે તારામાં એવી શી કળા છે ? તે ઉપરથી માધવે વીણા લઇ એવું ગાયન કર્યું કે જેથી રાજાની સાતસેં નારીનાં હૃદય ભેદી નાખ્યા. એથી રાજા કોપ્યો ને બોલ્યો કે તું મારો દેશ તજીદે. તેને દેશવટો દેવાથી સર્વ સભાનુ મોં વીલાઇ ગયું.

માધવાનળ એક વણજારાની સોબતમાં ઝાડી જંગલનાં દુઃખ વેઠ-તો ચાલ્યો અને કામાવતી નગરીમાં આવ્યો. ત્યાં કામકંદલા વેશ્યા વસે છે તેને ત્યાં મોટા રાજા ને વણિક પુત્રો વિલાસ માટે ભમે છે અને ગરથના ભંડાર આપી દે છે. કામકંદલા કહે છે કે મારે નગરના રાજા કામસેન આગળ નૃત્ય કરવું છે. તે આટલી લાલચો છતાં શીલ છોડતી નથી. એકવાર રાજાએ વાત જાણી મોટા મહોત્સવ પ્રસંગે તેણીને નાટક માટે બોલાવી.

દરબારમાં હજારો લોક આવ્યા હતા. કામકંદલાએ ભારે નાટક મચાવ્યું, એવામાં માધવાનળ ત્યાં આવી પહોંચ્યો. બહાર રહીને ડોકું ધુણાવતો હતો, તેથી દ્વારપાળને અચરજ લાગ્યું. તેની હોંશીઆરી જોઇ દ્વારપાળે રાજાને વાત કરી. રાજાએ તેને પોતાની કને બોલાવ્યો, તે વેશ્યાનું નૃત્ય ને રૂપ નિહાળ્યાં કરે છે. (અહીં રૂપ ને શણગારનું વર્ણન આબેહુબ કવિએ કર્યું છે). એવામાં એક ભમરો આવી લા-ગ્યો તે વેશ્યાની કંચુકીમાં ભરાયો. આથી જયંતીએ તેને ભમરો કરી કાંચળીમા રાખેલો તે વાત માધવને યાદ આવે છે અને એજ રીતે કામકંદલાને પૂર્વભવની સ્મૃતિ થાય છે, ભમરો તેના સ્તનને ડંખ મારે છે, તેથી તેને વેદના થાય છે. માધવને જે રાજાએ સરપાવ આપ્યો હતો, તે વેશ્યાની કળાથી ખુશી થઇ તેને આપી દે છે. રાજાની પહેલાં તેણે

સરપાવ આપ્યો તેથી રાજા કોપે છે ને તેને મારી નાખવા ઉભો થાય છે બ્રહ્મહત્યાનો દોષ બતાવી લોક તેને વારે છે, તેથી માધવને તેનું રાજ તજી દેવા હુકમ થાય છે, તેથી તે પ્રમાણે તે તુરત ત્યાંથી ચાલ્યો જાયછે

કામકંદલા ગોખે બેઠી છે, તે રસ્તે થઇ માધવ જતો જોતાંજ તે તેને ઘરમાં લઇ આવી પૂર્વ વૃત્તાંત કહી ઇંદ્રના બીજા શાપથી તે વેશ્યા અવતરી એ વાત જણાવી. બન્નેને અતિ આનંદ થયો, અને સ્ત્રીપુરૂષ તરીકે રતિ સુખ ભોગવ્યુ. પાછલી રાતે વિદ્યાવિનોદની વાર્તા થાય છે અને સમસ્યાઓ વડે એક બીજાની ચતુરાઇ બતાવાય છે. મળસકાં થતાં માધવ જવાની રજા માગે છે, તેથી કામકંદલા મુર્છાવશ થાય છે. ન જવાનો કે તેને સાથે લઇ જવાનો અતિ આગ્રહ કરે છે, તેને માધવ સમજાવે છે રહેવામાં રાજનો ભય છે ને સાથે લઇ જવામાં અતિ સંકટો વેઠવાનાં છે. આખરે તે જાય છે, અને કામકંદલા સોળ સણગાર તજી વિધવા વેષે રહે છે તેની મા પરપુરૂષનો સંગ કરવા ને સુખમાં રહેવા આગ્રહ કરે છે, પણ તેને પત ન કરતાં પુરૂષો આવે તેને નૃત્યાદિથી ખુશ કરવાની માત્ર તે હા પાડે છે

માધવ રખડતો દુ:ખ પામતો આખરે માળવે જઇ ચઢે છે માળવાનુ, ઉજણનું ને પરદુખભંજન વિક્રમનુ કવિ છટાદાર વર્ણન કરે છે અજાણ્યો માધવ શેરીએ શેરીએ ફરી સુંદર નારીઓ નિહાળી ખુશ થાય છે, પણ તેનો કોઇ ભાવ પૂછતુ નથી. રસ્તામાં એક ક્ષત્રિ આવ્યો, તેણે કહ્યુ કે તે કામાવતી જાત્રાએ જાય છે, તેથી ખુશ થઇ કામકંદલા ઉપરનો પત્ર લખી તેને આપે છે તે પત્ર અને તેનો કામકંદલાએ આપેલો ઉત્તર કવિએ લંબાણથી ચીતરી તેમાં વિરહ વેદનાની પીડા બન્નેને કેવી સાલે છે તે બતાવ્યું છે.

માધવ કોઇ બ્રાહ્મણને ત્યાં ખાઇ દહાડે શહેરમાં ભટકે અને રાતે મહાકાલેશ્વરના દેવળમાં જઇ સુઇ રહે વિરહ ન સહેવાયાથી એક

ગાથા તેણે ભીતે લખી, તે વિક્રમ સવારે દર્શને આવ્યા તેમની નજરે પડી મારા નગરમાં કોઈ દુ ખી નથી, છતાં આ કોઇં દુ ખી પુરૂષ જણાય છે, માટે તેનુ દુઃખ મારે ભાગવુ જોઇએ પ્રધાનને તપાસ કરવા કહ્યુ બીજે દહાડે બીજી અને ત્રીજે દહાડે ત્રીજી ગાથા લખેલી વિક્રમે જોતાંજ એ માણસનો પત્તો જે કોઈ લગાડશે તેને લાખ દિનાર આપવામાં આવશે એવો પડો વજડાવ્યો; તે ઉપરથી નગરની એક વેશ્યા સોળશણગાર સજી મહાદેવના દેવળમાં છાની ભરાઈ રહી. ત્યાં ઘણાં માણસ સુતાં હતા, તેમાંનો માધવ નિસાસા નાંખ્યા કરતો હતો, તેથી ગાથા લખનાર એજ હોવો જોઇએ એમ ધારી તે તેની પાસે ગઇ, અને તેની છાતીપર પગ મૂક્યો, તેથી તે જાણે કામકદલા હોય એવો નિદ્રામાં ભ્રમ થતાં તેણે કહ્યું, હે પ્યારી કામકદલા ! હૈયાથી પગ પાછા કરો ને તમારા પુષ્ટ પયોધર આગળ ધરો વેશ્યાએ બીજે દહાડે રાજાને કહ્યુ કે માધવાનળ કામકદલાના વિરહથી દુ ખી છે

રાજાએ તેને બોલાવી દુઃખની હકીકત પૂછી તેણે વિરહની વાત કરી, ત્યારે રાજાએ કહ્યુ કે તુ પસદ કરે તેવી સ્ત્રી તને પરણાવું, ને તુ મારા રાજ્યમાં રહી સુખ ભોગવ. તેણે કામકદલાના પ્રેમની વાત કહી, ત્યારે રાજા કહે તુ વેશ્યાના નાદમાં શુ મોહ્યો છે (વેશ્યાના અવગુણનું કવિ અહિ વર્ણન કરે છે). માધવે બહુ કહ્યુ ત્યારે રાજાએ તેને મેળવી આપવાનુ અભયવચન આપ્યુ

રાજા ચતુરગી કટક લઈ માધવાનળ સાથે કામાવતી આવ્યો ગામને પાદર પડાવ નાખી કામકદલાની પરીક્ષા માટે છાનો તે તેણીને ઘેર ગયો વેશ્યાએ બહુ હાવભાવ ગાયન નૃત્ય કરી તેને રીઝવવા માડ્યો તેણે રતિભોગની ઇચ્છા બતાવી, પણ સ્ત્રીએ તેની સ્પષ્ટ ના પાડી. તે વિધવા જેવી કેમ રહે છે તે પૂછતાં તેણે કહ્યુ મારો કથ પરદેશ છે, માટે વિક્રમ ત્યાં રાત રહ્યો. સ્ત્રી વિલાપ કર્યા કરે છે પાછલી રાતે તે નિદ્રાવશ થઈ ત્યારે વિક્રમે તેના છાતી ઉપર

પગ મૂક્યો, એટલે તે માધવ છે એમ જાણી કહેવા લાગી, સ્વામીજી ! પગ દૂર કરો. એથી રાજાની ખાતરી થઈ માધવ કોણ તે વિષે સ્ત્રીએ કહ્યું ત્યારે રાજા હસ્યો. પછી રાજાએ કહ્યુ કે અતિ વિરહને લીધે માધવ મરી ગયો, ને તેના શબનુ દહન ક્ષિપ્રા નદીને તીરે થયુ એ સાંભળતાંજ સતી શિરોમણી કામકદલાએ પ્રાણ તજ્યો રાજા દુખી થયો ને બોલવા લાગ્યો કે, અરે મે આ શુ કર્યુ ? રાજા છાનોમાનો પોતાની સેનામા ગયો ને આસુભરી આખે તેણે કામકદલાના મરણની વાત માધવને કહી, એટલે તેનો પણ પ્રાણ તુરતજ દેહ તજી ગયો. આથી રાજા કલ્પાંત કરવા લાગ્યો સ્ત્રી હત્યા ને બ્રહ્મહત્યા મારે શીર ચોંટી. મારે પણ હવે મરવુજ જોઇએ, એમ કહી જેવો તે પ્રાણઘાત કરવા જાય છે, તેવોજ આગીઆવૈતાલે તેનો હાથ પકડ્યો. વૈતાળે કહ્યુ, વિરહમુર્છા છ માસ રહે છે, તે દરમ્યાન જો અમૃતધાર સીચવામાં આવે, તો માણસ જીવતુ થાય વૈતાળે પાતાળમા જઈ અમૃત આણ્યુ તેવડે બન્તેને જીવતા કર્યા કામાવતીના રાજાએ વિક્રમ પાસે આવી વિનતિ કરી કે આપ મારૂ નગર પાવન કરો. વિક્રમે આવવાનુ પ્રયોજન બતાવી રાજાનુ આમત્રણ સ્વીકાર્યુ. ગામમાં મોટો મહોત્સવ થયો. દરબારમાં આવી વિક્રમે કામકદલાને બોલાવી, અને એ બન્ને પૂર્વ જન્મનાં સ્નેહી છે, માટે તેમને સુખ મળે એમ કરવા રાજાને કહ્યુ અને કામકદલા માધવાનળને સુપરત કરી રાજાએ કોટિ ધન માધવને આપ્યુ રાજા બન્તેને લઈ ઉજજણ આવ્યો રાજા માધવને પોતાની પાસે રાખે ને રોજ એક લાખ ધન આપે તેને પાચસે મોટા ગામ ને ઉચ્ચાં મંદીર આપ્યાં. બન્ને સુખ-વિલાસમા દિવસ નિર્ગમન કરે અને વિક્રમને આશીષ આપે માધવને પોતાને દેશ જઇ માતપિતા સાથે રહેવાની ઇચ્છા થતાં રાજાની તેણે પરવાનગી માગી રાજાએ તેને બારકોટિ સોનાના દીનાર હાથી ઘોડા વગેરે પુષ્કળ આપી કટક સાથે વિદાય કર્યો કટક જોઇ પુષ્પાવતીનો

રાજા ગભરાયો, કેમકે એવા મોટા દળ સાથે લડવાને તે સમર્થ ન-હોતો. તેણે પુરોહિતને બોલાવીને કહ્યું, તમે જઈને જે રાજા આવ્યો છે તેનુ હરેક રીતે મન મનાવો. શંકરદાસને આવતા જોઈ માધવે તેને ઓળખ્યો ને સામો આવી પાયે પડ્યો પુરોહિતે પુત્રને પિછાણ્યો, એટલે તેને છાતી સરસો ચાંપ્યો. આ વાતની ખબર પડતાં લોકો સાથે રાજા સામો આવ્યો. માત તાત પુત્ર ને પુત્રવધુનો મેળાપ થયો સ્ત્રી પુરૂષ સસારનુ ખરૂ સુખ ભોગવવા લાગ્યાં. કામકંદલાને પેટે ચાર પુત્ર અવતર્યા ઘણું પુણ્યદાન કરીને શીવને પ્રતાપે અતે બને સમાધિ પામ્યા

'સાહિત્ય' ૧૯૧૪-જુન અં ૬
પૃ ૨૮૯ થી ૨૯૪

—હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા.



અહી અત્ર કહેવું યોગ્ય થઇ પડશે કે વાંકાનેરના પ્રસિદ્ધ રાજ-કવિ સ્વ. નથુરામ સુંદરજીએ માધવાનળ કામકુંદલાનુ નાટક સુન્દર રીતે રચી રગપીઠ પર મૂકાવ્યુ હતુ અને તે સૌરાષ્ટ્રમા સારી લોકપ્રિયતા પામ્યુ હતુ. -મો. દ. દેશાઇ.



# પ્રાસંગિક નિવેદન.

આ સંગ્રહમાં સંપાદકે શકુનશાસ્ત્ર ચોપાઈ દાખલ કરી છે તેનું કાવ્ય મહોદધિમા કાવ્ય તરીકે શુ સ્થાન છે અને તે એક મૌક્તિક તરીકે યા તેના એક ભાગ તરીકે ગણાય કે નહિ એ વાત એક બાજુએ રાખી સપાદકે જે કૃતિઓ અને કવિઓ આમાં દાખલ કર્યા છે તે સબધી અત્ર ટુંકમાં જણાવીશું સપાદકથી એટલુ તો જાણ્યે અજાણ્યે અવશ્ય થયુ છે કે તેણે ચુટેલી ચાર મુખ્ય કૃતિઓના ત્રણ કર્તાઓ એકજ સદીનાજ છે અને તે વિક્રમની સત્તરમી સદી એક કર્તા કુશલલાભ વાચક તે સદીના પ્રારભમા થયેલા, બીજા જયવિજયજી તેના મધ્ય ભાગમાં અને ત્રીજા તો સમર્થ કવિ સમયસુંદર ગણિ ઠેઠ તેની અત સુધી વિદ્યમાન રહેલા.

હવે ઉક્ત ચાર કૃતિઓ લઇએ તે પૈકી બે—મારૂ ઢોલા ચોપાઇ અને માધવાનળ કામકન્દલા ચોપાઇ સમર્થ લોક કથાકાર કુશલલાભની છે તેમાંની બીજી તો 'સાહિત્ય' નામના પ્રસિધ્ધ માસિકમા સને ૧૯૧૪ ના જુનના અકથી શરૂ થઇ સને ૧૯૧૫ ના એપ્રિલના અકમા પૂરી થઈ મુદ્રિત થઈ ગઇ છે—તેનુ સશોધન સાહિત્ય જીવન ગાળનારા વયોવૃધ્ધ આગેવાન અને પ્રાચીન કાવ્યમાળામા જબરો ભાગ લેનારા રા. બ હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ કરેલુ છે અને તેનો સાર પણ તેમણે 'સાહિત્ય'ના સને ૧૯૧૪ ના જુનના અંકમાં આપ્યો છે, કે જે પ્રસ્તાવના પૃ ૧૭૨ થી ૧૭૮ પર અત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે ને તે ઉપરાંત જૈનસાક્ષર શિરોમણી સ્વ૦ ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલનો માધવાનળ કામકદલાની લોકકથા એ નામનો ઉત્તમ લેખ પણ પૃ. ૧૫૯ થી ૧૭૧ માં અત્ર પ્રકટ કરવાની આવશ્યકતા જોઇ છે. આ મૌક્તિકમા તે કૃતિ પુન પ્રસિધ્ધ થતાં જે કંઇ લાભ થયો છે તે એક પુસ્તકાકારે પ્રકટ થવા રૂપે છે 'સાહિત્ય'માં આપેલા

શબ્દાર્થ મૂકી દેવામાં આવ્યા છે તે લાભથી વાચકને વંચિત રાખવામાં આવ્યા છે

માસ્ત્રોલાની ચોપાઇ સંશોધક જે એકજ પ્રતિ ઘણાં વર્ષો ઉપર પોતાને મળી તેની પોતે નકલ કરી લીધી હતી અને તે ઉપરથી છપાવી છે હવે તે પ્રત કયા ભંડારની કે કયા ગામની હતી તે અત્યારે કશુ યાદ નથી તેથી તે પ્રત હવે મળી શકે તેમ નથી. પણ આમાં વિલક્ષણ જેવું એ બન્યું છે કે અમુક ભાગ પદ્યનો છે ને પછી ગદ્યભાગ આવે છે અને તે ગદ્યભાગ મૂળ લેખક કુશળલાભનો નથી. પદ્યભાગ જે છપાયો છે તેમાં ૨૩૮ કડી છે, જ્યારે મૂળ લેખક પદ્યના અંતે ચોખ્ખું જણાવે છે કે "ગાહા સાતસેનો પરમાણ, દુહા ચોપાઇ બેહસ વખાણ" ( જુઓ પૃ. ૬૫ કડી ૨૩૪ ) એ પરથી મૂળ સાતસો કડી હતી અને તેટલી કડીઓ તેની પ્રત ચાર પાંચ મારા હાથમાં આવી ગઇ તે દરેકમાં મે જોઇ છે અને એકેયમાં ગદ્યભાગ મે જોયોજ નથી. હમણા મુંબઇની જૈન એસોસિયેશન ઓફ ઇંડિયા પાસેના ભંડારમાંથી મને એક સારી અને સંપૂર્ણ પ્રત મળેલી અને તે પરથી કાર્યકર્તા શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરીનું ધ્યાન ખેંચી આને બદલે ફરી તે ૭૦૦ કડી પ્રકટ થવી ઘટે અને તેમ થશે તોજ મૂળ લેખકની આ કૃતિની સુંદરતા અને હૃદયંગમતાનો ખ્યાલ આવી શકશે અને તોજ તેનો સમગ્ર સાર અને તે કાવ્યનું વિવેચન લખાતે સારાથી આપી શકાશે એમ નમ્રભાવે જણાવ્યું હતું. આથી તેમણે સંશોધક પાસે આ મુદ્રિતની મૂળ પ્રત મેળવવા પ્રયત્ન કરતાં મળી નહિ, એટલે મને લખી જણાવ્યું કે "માટે હવે અમારો વિચાર છે કે જે છપાઇ ગયુ છે તેને તે પ્રમાણે રહેવા દેવું અને આપ પાસે જે પ્રતો છે તે (પરથી તે આખાનું પ્રકટીકરણ) નવાં વોલ્યુમ છપાવતી વખતે થઇ રહેશે" આથી સમગ્રસાર અને તે પર વિવેચન લખવાનુ મુલતવી ગણ્યું છે.

ત્રીજી જયવિજયકૃત શકુન ચોપાઈ નવી છે અને હજુ ક્યાંય પ્રસિધ્ધ થઈ નથી ચોથી સમયસુંદરજી કૃત અનેક સુંદર અને રસમય કૃતિઓમાંથી અત્યાર સુધીમાં માત્ર એકજ પ્રસિધ્ધ થયેલી ( પ્રકાશક—શ્રાવક ભીમશી માણેક સં ૧૯૪૧ ) તેજ નામે ચાર પ્રત્યેક બુદ્ધિનો રાસ તેજ સંપાદકે ચુટી કાઢી. આને બદલે તે કવિની બીજી કૃતિ પસંદ કરી હત તો સાહિત્યમાં એક ગણનાયોગ્ય વૃધ્ધિ કરી શકાત વળી આ સર્વે ચાર કૃતિઓનુ મન માન્યુ અને પૂર્વનાં મૌક્તિકો જેવુ get up ( રૂપ રંગ ) નથી બની શક્યુ. સંશોધન કેવુ થયુ છે તે વિવેચક વાંચકો વિચારી શકશે.

છેવટે કવિઓ સબંધી ઉલ્લેખ કરતાં વિક્રમ સત્તરમી સદીના એક આધારભૂત સમર્થ 'કવિવર સમયસુંદર' માટે મે એક લાંબો વિસ્તૃત નિબંધ ભાવનગરની સાતમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ માટે લખ્યો હતો અને ત્યા જઈ તેની સમક્ષ તેના મુખ્ય ભાગો વાચી સંભળાવ્યા હતા: તે નિબંધ જૈન સાહિત્ય સંશોધકના ખંડ ૨ અંક ૩ મા પ્રસિદ્ધ થઈ ગયો છે અને તે પરિષદ્ના હવે પછી બહાર પડવાના રીપોર્ટમા અમુક ભાગમા પ્રકટ થનાર છે. તે સમગ્ર નિબંધ આ મૌક્તિકના આરંભમાજ મૂકવામાં આવ્યો છે, ને તેમાં અત્યાર સુધી મળેલી નવી હકીકત પણ પૂરવણી—અનુલેખ તરીકે ઉમેરવામાં આવી છે. બીજા કર્ત્તા નામે જયવિજય અને કુશલલાભ માટે લખવાનુ રા. જીવણચંદ સાકરચંદે મને કહ્યુ તેથી હું શોધખોળ કરી મારાથી તેમને માટે જે કઇ મેળવી શકાયું તે સર્વ આની પહેલાં નિવેદિત કરી દીધુ છે અને વિશેષમાં સાક્ષર શ્રીમાન્ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ એ. એલ એલ. બી મુબઇના સ્મોલ કોઝ કોર્ટના વડા જજ સાહેબે આ સંગ્રહ સંબંધી પોતાના સાહિત્યવિષયક વિચારો લખી આપવા કૃપાવચન આપ્યું છે તદનુસાર તેમનુ વક્તવ્ય આ પછી મૂકવામાં આવશે અનેક જૈન સાહિત્યની ઉત્તમ કૃતિઓ

અપ્રકટ પડી છે કે જે પ્રકટ થયે અનંતર ગુજરાતી સાહિત્યના શ્રેષ્ઠ કૃતિઓની હારોહાર ઉચ્ચ સ્થાન લેશે તેવી કૃતિઓ અને તેના રચનાર સમર્થ કવિઓનો પરિચય મારા દ્વારા સાહિત્યરસિક આલમને પ્રાપ્ત થવાનો યોગ અખંડિતપણે સત્વર મળો એમ હૃદયથી પ્રાર્થના હતો. આ મૌક્તિકની પ્રકાશક સંસ્થાના કાર્યકર્તાઓએ આ મૌક્તિકની યોજના દ્વારાજ એ યોગ્ય સુલભ કરવાનું નક્કી થનાર છે તેથી તેમનો આ પ્રસંગે હૃદયથી ઉપકાર માનું છું.

સં. ૧૯૮૧ આશ્વિન વદ ૫ બુધ.
લોહાર ચાલ, મુંબઈ.

—મોહનલાલ દલીચંદ દેશાઈ.



# વિશેષમાં.

'કવિવર સમયસુંદર'ના મારા નિબંધમાં પૃ. ૩૭ અને ૩૮ પર ઉલ્લેખ પાંચ છત્રીશીઓ સંબંધમાં થોડુંક જાણવાજેવું સંતોષ છત્રીશીના અંતભાગમાંથી મળે છે તે ઉપયોગી હોઇ અત્ર ઉતારૂં છું. આ પૂરૂં પાડનાર મુનિશ્રી અમરવિજય–ચતુરવિજયાદિનો આભાર માનું છું:—

> જીમ નાગોર ક્ષમાછત્રીસી, કર્મ છત્રીસી મુલતાણીજી
> પુણ્યછત્રીસી સિધપુર કીધી, શ્રાવકનઈ હિત જાણીજી. ૩૨
>
> તિમ સંતોષછત્રીસી કીધી, લૂણકરણસર માંહિ જી
> મેલ થયઉ સાહમી માંહોમાહી, આણંદ અધિક ઉચ્છાહજી. ૩૩
>
> પાપગયઉ પાચાં વરસાંનુ, પ્રગટયઉ પુણ્ય પડૂરજી,
> પ્રીતિ સંતોષ વધ્યઉ માહોમાહી, વાગાં મંગલ તૂરજી. ૩૪
>
> સંવત સોલ ચઉરાસી વરસે, સરમાહિ રહ્યા ચઉમાસિજી,
> જસ સોભાગ થયઉ જગમાહે, સહુ દીધી સાબાસીજી. ૩૫
>
> યુગપ્રધાન જિનચંદ સૂરીસર, સકલચંદ તસુ સીસજી,
> સમયસુંદર સંતોષ છત્રીસી, કીધી સંઘ જગીસજી. ૩૬.

આ પરથી ચાર છત્રીસીઓનો અનુક્રમ ને રચનાસ્થાનો, સંતોષછત્રીસીનો રચ્યા સં. ૧૬૮૪ વગેરે જણાયછે. તો તે પ્રમાણે સુધારી લેવું.

'કુશળલાભ ઉપાધ્યાય' પરના મારા લેખમાં પૃ. ૧૫૬ પર તેમના અગડદત્ત રાસ સંબંધી વિશેષ માહિતીનો અભાવ બતાવ્યો હતો, પણ અમદાવાદમાં ડેહલાના અપાસરાના પુસ્તક ભંડાર તપાસતાં તેમાંથી તેની પ્રત મળી આવી છે તેમાં પ્રારંભમાં પોતાના ગુરૂ અભયધર્મને પ્રણામ કરેલ છે —

> પ્રાસ જિણેસર પાય નમી, સરસતિ મનિ સમરેવિ,
> શ્રી અભયધર્મ્મ ઉવઝાય ગુરૂ પયપંકજ પ્રણમેવિ. × ×

અંતમાં એમ છે કે.—

> સંવત બાણરક્ષસિંણગાર, કાતી શુદિ પૂનિમ ગુરૂવાર,
> શ્રી વીરમપુરિ નયર મઝારિ, કરી ચૌપઇ મતિ અનુસારિ. ૨૧૭
> શ્રી જિનચંદ્રસુરિ ગુરૂરાય, ગુરૂશ્રી અભયધર્મ ઉવઝાય,
> વાચક કુશલલાભ ઇમ ભણે, સુખ સંપતિ થાઓ અમ્હતણે ૨૧૮

અગડદત્ત રાસ સં. ૧૬૨૫ માં વીરમપુરમાં રચાયો, સ્વગુરૂ અભયધર્મ જિનચંદ્રસુરિના સંતાનીય હતા એટલું વિશેષ આથી જણાય છે, તો તે પ્રમાણે સુધારી લેવું

મુંબઇ તા. ૬–૧–૧૯૨૬. મોહનલાલ દલીચંદ દેશાઇ

# ઉપોદ્ઘાત

આ નંદ કાવ્ય મહોદધિના સાતમા મૌક્તિક તરીકે વિક્રમના સત્તરમા સૈકામાં થઇ ગએલા ત્રણ જૈન કવિઓની કૃતિ શેઠ દેવચંદ લાલભાઇના જૈન પુસ્તકોદ્ધાર ફંડના ટ્રસ્ટીઓએ પસંદ કરી છે. (૧) વાચક કુશલલાભ વિરચિત ઢોલા મારવણીની કથા ચોપાઇ; (૨) એજ કવિ વિરચિત માધવાનલ કામકુંદલા ચોપાઇ; (૩) એજ કવિ વિરચિત શ્રી સ્તંભનક પાર્શ્વનાથ-સ્તવનમ્, (૪) પંડિત જયવિજય વિરચિત શુકનશાસ્ત્ર ચોપાઈ; (૫) પંડિત સમયસુંદર વિરચિત ચાર પ્રત્યેકબુદ્ધ ચોપાઇ. આમાંના પ્હેલાં બે કાવ્યો ઢોલા મારૂની કથા અને માધવાનલની કથા એ નામે સુવિખ્યાત છે, અને તેમાં જૈન ધર્મ યા જૈન શાસન સબંધે કાંઇપણ ઉલ્લેખ ન હોવાથી જૈનેતર વાચકોમાં પણ ઘણાં પ્રિય થઇ પડેલાં ઢોલા મારૂની કથા તો તણુરો કે એકતારો લઇ ભિક્ષા માગનાર ભીખારી પણ ગાય છે શુકનશાસ્ત્ર ચોપાઇ એ કાવ્યને પણ જૈન મત સાથે કશો સંબંધ નથી બાકી રહેલાં બે કાવ્યો ખાસ જૈનોને ઉદ્દેશી રચાયલાં છે

ગુજરાતી સાહિત્યના મધ્ય યુગ અને તેની પણ પૂર્વના યુગ માટે આજથી પચ્ચીસ વર્ષપર જે જે અભિપ્રાયો બંધાએલા તે, નવાં નવા પુસ્તકો હાથ લાગવાથી કાલક્રમે બદલાતા ગયા છે. દાખલા તરીકે, નરસિંહ મહેતાને આદિ કવિનું સ્થાન આપવામાં આવતું, અને સાથે સાથે એવો પણ અભિપ્રાય આપવામાં આવતો કે નરસિંહ મહેતાના સમય પહેલા ગુજરાતી સાહિત્ય હતુંજ નહિ, તેનો આરંભ નરસિહ મહેતાનાં કાવ્યોથીજ થયો--એ અભિપ્રાય ભૂલ ભરેલો માલમ પડ્યો છે. વળી વાર્તાના સાહિત્ય માટે સામળભટ્ટને મુખ્ય પદ આ-પવામાં આવતું તે પણ યોગ્ય ન હતુ એમ સમજાય છે ખુદ પ્રેમાનંદના

(કામકંદલાઉવાચ):--

## ચોપાઇ.[1]

I*પર્વત શિખરિ એકરથ જાઇ,[1] પાડે ચીં બસઇ ભુંઇ હોય;[2]

અતિ ઉચ્છક ચાલઇ કુરિ વાઉ. એક પગ નવી આઘઉ[3] થાઇ. ૨૬૬

(માધવોવાચ): --કુંભારનો ચાકડો. ચક્ર.

(કામકંદલાઉવાચ):—

## દુહા.[2]

કુણ આધાર જીવીત તણો,[4] કામ ઘરણિ કુણિ થાઇ;

શ્રાવણ ધુરિ કુણ પુલ્લઇ,[5] સ્રી પરણી કિહાં[6] જાઈ.    ૨૬૭

(માધવોવાચ):—સાસ-રઇ-(રતિ પ્રીતિ કામદેવની સ્રી) જાઇનું પુલ તેનો સામટો જવાબ 'સાસરઇ જાઇ.'

---

૧ અર્થ:-પર્વતના શિખર ઉપર એક રથ જાય છે તે ચિસ્ટ પાડે છે અને ભોંય એસી રહે છે હાથથી ચલાવતાં વાયુ વેગે જલ્દીથી ચાલે છે પણ એક પગલુ આઘો જતો નથી સ્પષ્ટતા માટે જુઓ ૨૬૨ મા શ્લોકનો અર્થ તેનું જ રહસ્ય આ ગુજરાતી ચોપાઇ છંદમાં અવતરેલું છે. ૨૬૬

૨ અર્થ:-જીવિતવ્યનો આધાર કોણ? (સાસ) કામદેવની સ્રી કોણ થાય? (રઇ-રતિ) શ્રાવણ મહિનાની શરૂઆતમાં કોણ પ્રફુલ્લિત થાય? (જાઇ-તો છોડ) અને સ્રી પરણીને કયાં જાય? આ છેલ્લા પ્રશ્નનો જવાબ ઉપરનાં ત્રણે એકઠાં કરવાથી, સાસ+રઈ+જાઈ. તેનું સામટુ સાસરઇ જાઇ.

(૧) I વહે (૨) I રહઇ. – I ઈ (૩) + આધુ થાય. (૪) * તણઉ. + તણુ. I તણો. – * ણુ (૫) + ફૂલિય. (૬) * – કિહિં.

(કામકંદલાઉવાચ):--

गाथा. †

+ गरुअम्मि निवुड्डमाणा, किं जोडंति विवेगिणो ।

नेउरं सोहए कत्थ, किं करेइ पिवासिउ ॥ २६८ ॥

(માધવોવાચ):--પાણી, પાઇ.

(કામકંદલાઉવાચ);--

ચોપાઇ.૧

પહમક્ષર[1] વિણુ સહુ[2] સાધાર, મઝઅક્ષર[3] વિણુ સવિ[4] સંહાર;

અંતક્ષર વિણુ સહુ[5] અમીઠો, એસો[6] અચંભમ નયણે દીઠો. ૨૬૯

(માધવોવાચ):-કાગલ. (ગલ-ગળું,+કાલ.+કાગ,-કાગડો.)

---

† गुरुके निमग्नाः, किम् योजयन्ति विवेकिनः ।

नुपुरं शोभते कुत्र, किम् क्रीयते पिपासितुः ॥२६८॥

(૧) * પખર (૨) * સવિ કહિ મીઠઉં. (૩) * મધ્ય. (૪) * મિનિટુ બીકઉ, – * તિ. (૫) * વાયસ જાણઉ. (૬) * ન મોકલિઉ તે સહિ ગીસાણઉ.

અર્થ:--મોટાઇમાં ડુબતા અર્થાત્ મોટાઇ પામતા વિવેકી માણસો શું જોડે છે? (સ. पाणी=હાથ. નમ્રતા સૂચક હાથ જોડવા તે) નુપુર (ઝાંઝર) ક્યાં શોભે છે? (પ્રા. पाइ+પગે–પગમાં) અને તરસ્યાને શું કરાય? (પાણી પાઇ=પાણી પીવડાવાય). ૨૬૮

૧ અર્થ:—પહેલા અક્ષર વિના સઘળા (શરીર) નો આધાર છે, (ગલ=ગળુ). વચલા અક્ષર વિના સર્વનો સંહાર–નાશ કરનાર છે. (કાલ–કાળ+વખત) અને છેલ્લા અક્ષર વિના સર્વને ખરાબ લાગનાર છે. (કાગ=કાગડો) એવો આશ્ચર્ય–આનંદ ઉપજાવનાર મેં નજરે દીઠો.

। (કામકંદલાઉવાચ):--

પ્રથમઅખ્યર વિણ જગ સાધારૈ, મધ્ય અક્ષર વિણ સવિ સંહારઈ;
અંત અક્ષર વિણ સઘલે મીઠો, એ અચંભો નયણે દીઠો. ૨૬૦

(માધવોવાચ):–કાજલ ( જલ+પાણી. કાલ+કાળ–વખત. કાજ+ કામ. કાર્ય-કરવું કામ કરવું )

---

(કાગલ) આ કડીનો પાઠાંતર યોજી અર્થ કરીએ તો નિચે પ્રમાણે થાયછે.

પહેલા અક્ષર વિના સર્વને મીઠું લાગે છે. (ગલ=ગલ્યુ) વચલા અક્ષર વિના મનને ખરાબ લાગે તેવુ છે (કાલ=કાળ. મૃત્યુ). અને છેલ્લા અક્ષર વિના કાગડો જાણવો. (કાગ=કાગડો) કોઇ સ્ત્રી પોતાની સખિને કહે છે કે–'તે ન મોકલવાથી અથવા પત્ર ન લખિ મોકલવાથી નક્કી તે (પ્રેમપાત્ર માણસ) રીસાયો છે, (કાગલ) ૨૬૯

૧ અર્થ:—પહેલા અક્ષર વિના જગતનો આધાર છે વચલા અક્ષર વિના સર્વનો નાશ કરનાર છે, અને છેલ્લા અક્ષર વિના સઘળે મિષ્ટ લાગે છે, એ આશ્ચર્ય ઉપજાવનાર મે આંખમાં જોયું. અર્થાત પહેલા અક્ષર વિના જગતનો આધાર જલ, જળ પાણી છે. કારણ કે તેનાથી પ્રાણિઓ જીવિ શકે છે, પરન્તુ પાઠાંતર યોજતાં પહેલા અક્ષર વિના જગતનો નાશ કરનાર છે તે જલ, જળ, પાણી છે કારણ કે અનહદ વરસાદ પડે તો જગતનો નાશ પણ થાય. અને વચલા અક્ષર વિના સર્વનો સંહાર–નાશ કરનાર છે, કાલ–મૃત્યુ તે જગતનો નાશ કરે છે, તથા છેલ્લા અક્ષર વિના સઘળે પ્રીય લાગે છે તે કાજ-કામ. જો કામ કરે તો સર્વત્ર પ્રીય–વહાલો થઇ પડે. એ આશ્ચર્ય કરાવનાર વસ્તુ મે નેત્રોમાં જોઇ. અર્થાત્ આંખમાં આંજેલી મેશ,–કાજલ ૨૭૦

(૧) × સંહારઇ. (૨) × મજઝખર (૩) × જગ (૪) × અંતખર. (૫) × સઘલાં મીઠઉં. (૬) × ઇમો અસંભમ

૧ (કામકુંદલાઉવાચ): –

* પઢમ અખર વિણુ હીઇ વાસ, મધ્યઅખર વિણુ નારિ ઉલ્લાસ:
અંતિઅખર વિણુ લીજઇ નામ, બાલક નઇ છઇ ત્રિણુઇ કામ ૨૭૧

(માધવોવાચ):—રામતિ=રમત, ક્રિડા. (મતિ=બુદ્ધિ. રાતિ=રાત્રિ.
રામ એક રાજાનું નામ.)

(કામકુંદલાઉવાચ)—

गाथा. २

I पाडपाणि गाइगीयं, वरकुरंगमारीऊण आणेइ ।
तिन्नि महिलाण भणियं, नत्थि सरो उत्तरं देइ ॥२७२॥

---

(૧) + ણુ

૧ **અર્થ:**—પહેલા અક્ષર વિના હૃદયમા વસે છે, વચલા અક્ષર વિના સ્ત્રીને આનંદદાયક છે, તથા છેલ્લા અક્ષર વિના જેનું નામ લેવાય છે, અને બાળકને એ ત્રણેથી કામ છે.—અર્થાત્ પહેલા અક્ષર વિના હૃદયમાં વસનાર મતિ=બુદ્ધિ છે, વચલા અક્ષર વિના સ્ત્રીને આનંદ આપનાર રાતિ=રાત્રિ છે કારણ કે પ્રેમપાત્ર માણસનો મેળાપ થવાનો ટાઇમ રાત્રિ હોવાથી તેને તે પ્રીય છે, અને છેલ્લા અક્ષર વિના જેનું નામ લેવાય છે તે રામ, કે જેનું ન્યાયી રાજા તરીકે નામ લેવાય છે, અને તે ત્રણેથી બાળકને કામ છે તે રમત=ક્રિયા બાળકને રમવાનું કામ છે તે માટે પ્રાચિન ગુજરાતિનો રામતિ=રમત ક્રિડા વાચક શબ્દ થાય છે ૨૭૧

૨ पायस्व पयः गायस्व गीतं, वरकुरङ्गं मारयित्वानयस्व ।
तिसृभिः महिलाभिः भणितं, नास्तिसरो उत्तरं ददाति॥२७२॥

**અર્થ:**—એક માણસને ત્રણ સ્ત્રીઓ છે તે ત્રણેએ અનુક્રમે

(માધવોવાચ):–પહેલીને કહ્યું કે सरः नास्ति તળાવ નથી.

બીજીને કહ્યું सरः+स्वरः રાગ નથી આવતો.

ત્રીજીને કહ્યું सरः+शारः શર એટલે બાણ નથી.

(કામકંદલાઉવાચ):--

દુહા.[૧]

બહુ દિવસઇ પ્રી[1] આવીઉ, મોતી આણ્યા તેણ[2];

થણ કર કમલે ઝલીયા,[3] હસિકરિ નાખ્યા તેણ[4]. ૨૭૩

---

પોતાના પતિને કહ્યું કે પાણી પા, ગીતગા, અને સુંદર હરણને મારી લાવ, તેના જવાબમાં તેણે કહ્યું કે 'नत्थीसरो' તેનું રહસ્ય શું? ત્યારે જવાબમાં કહે છે કે પહેલા સ્ત્રીને કહ્યું કે **सरोनत्थी** તે **सर** એટલે તળાવ વગર પાણી ક્યાંથી પિવડાવું, બીજી સ્ત્રીને કહ્યું કે **सरोनत्थी सर+स्वर** રાગ નથી આવડતો એટલે ગીત શી રીતે ગાઇ સંભળાવું? અને ત્રીજી સ્ત્રીને કહ્યું કે **सरोनत्थी सर+शार** તીર નથી તો હરણને શી રીતે મારી લાવુ? ૨૭૨

૧ અર્થઃ—ઘણા દિવસે પતિ આવ્યો તેણે મોતિ આણ્યાં તે કમળ સમાન હાથમાં લઇ સ્તન પાસે રાખી જોયાં ત્યારે હસિને તેણે કેમ નાખી દીધાં? ૨૭૩

(૧) I પ્રીઉ. (૨) + × ણિ (૩) + ઝી (૪) * કેણ. + કિણિ.

૧ માધવોવાચ:—

કર તત્તો ઉજલ વિમલ, નયણે કજ્જલ રેહ;

ચણુ કરિ ભૂલી ગુંજાફલેં. તિણ હસિ નાખ્યા તેણ. ૨૭૪
મોતી.

(કામકંદલાઉવાચ)—

સુંદરિ ચોરે સંગ્રહી, સવિ લીધા સિણગાર;

નાક ફૂલી લીધી નહી, કહિ પ્રી કવણ વિચાર ૨૭૫

---

૧ અર્થ:—આંખ્યોમાં જેણે મેસની લીટીઓ કરેલી છે અર્થાત્ જેણે આંખ્યોમાં મેશ આંજી છે અને જેના હાથ ઉજ્વલ અને લાલ રંગના છે તથા જે હાથમાં મોતિ છે તે હાથ સ્તનની પાસે રાખેલો હોવાથી તેણે જાણ્યુ કે આતો ચણોઠી છે એમ ધારી હસિને ફેંકી દીધાં. અર્થાત્ હાથ સુંદર રક્ત વર્ણના હતા અને તેમાં શ્વેત વર્ણનાં મોતિ આવતાં તે લાલ દેખાયાં, અને હાથ સ્તનના પાસે હોવાથી લાલ દેખાતાં મોતિમાં સ્તનની ડીટડીઓની શ્યામતાનાં બિંદુ જણાતાં સ્ત્રીએ જાણ્યું કે હુ પ્રેમઘેલી થઈને મોતિ જાણી હાથમા લીધાં પણ આતો ચણોઠીઓ છે તેથી હસિને નાખી દીધાં. ૨૭૪

૨ અર્થ:—હે વહાલા ! સ્ત્રીને ચોરે પકડીને બધાં ઘરેણાં ઉતારી લીધાં પરન્તુ નાકતું ફૂલ લીધું નહી તે શા વિચારથી ? ૨૭૫

(૧) + * I બહુલ (૨) + ઠા. (૩) * + થણિ ભુલ્લી. (૪) * ણિ. હસિ નાખ્યા તેહિ. × હાસિકરિ — * લ. (૫) * લી-ધઉ. (૬) * પ્રીય. I સખી — * ગિ.

૧ (માધવોવાચ):--

અહર રંગ રત્તો[1] હૂઓ, મુખિ[2] કજ્જલ મસિ વન્ન;
જાણ્યો[3] ગુંજાહલ અછઇ, તિણું[4] ન ઢૂકઇ મન્ન. ૨૭૬

૨ (કામકંદલાઉવાચ):--

* સુંદરિ મંદિરિ આપણુઈ, રયણી નાદ સુલીણુ;
વીણુ આલાપી દેખિ શશી, કિણિ ગુણિ મૂકી વીણુ. ૨૭૭

---

૧ અર્થ:--હોઠને રંગ રાતો હતો અને મોઢાનો રગ મેશના વર્ણ જેવો શ્યામ-કાળો હતો તેથી નાક ઉપરની હીરાની ચુનીને ચણોઠી ધારી તેના ઉપર મન દીધું નહી. અર્થાત્ સ્ત્રીના લાલ હોઠનું પ્રતિબિંબ ચુનીમાં પડતાં તેનો શ્વેત રંગ હોવા છતાં લાલ દેખાવા લાગી અને સ્ત્રીના મુખનો વર્ણ કાળો હતો તેનુ પ્રતિબિંબ પડતાં તે શ્યામ બિંદુ ( મિંડુ ) જણાવા લાગ્યું તેથી ચોરે ચણોઠી ધારીને લીધી નહી ૨૭૬

૨ અર્થ:--કોઇ સુંદરિ પોતાના મહાલયમાં રાત્રિએ વીણાના સ્વરમાં આસક્ત થઈ છે અર્થાત્ વીણા વગાડે છે તેથી ચંદ્રમાં વીણાનો આલાપ દેખે છે છતાં કયા ગુણ-કારણથી તેણે વીણા મૂકી દીધી. ? ૨૭૭

(૧) * રત્તઉ હૂઉ. + રત્તૂ I રત્તા હુઆ. (૨) * ખ. - I મિ. (૩) * જાણિઉં. (૪) * તિણિઇ ન ચૂકઉ.

૧ (માધવોવાચ):—

વિરહુ વિયાપી રયણુ ભરિ, પ્રીતમ વિન તને ખીણુ;
સસિહર રથ મૃગ મોહીયો, તિણુ હસિ મૂકી વીણુ. ૨૭૮

— * ખી. (૧) I જગણો. (૨) * મુ. — I મુ. (૩) — હિ.

૧ અર્થ:—પ્રીયતમના વિયોગથી શરીર ક્ષીણ થઇ ગયું છે અને રાત્રિમાં પ્રીયતમ પ્રત્યેના હૃદયાકર્ષક પ્રેમનું સંગીત ગાતાં ગાતાં વિયોગ વ્યથા જાગ્રત થઇ છે અર્થાત્ વિયોગ દુઃખથી હૃદય ભરાઇ આવ્યું છે પરન્તુ તેની વીણાના સ્વરથી સંગીત કરનારની સ્થિતિનું ભાન નહીં રાખતાં ચંદ્રરથમાં જોડાએલો હરણ મોહિત થઇ ગયો-થંભાઇ ગયો. અર્થાત્ સંગીત કરતાં સુંદરિ દુઃખદ હૃદયે ચંદ્ર સન્મુખ જોવા લાગી કે હવે રાત્રિ કેટલી છે પરન્તુ તે તો સ્થીર જણાયો તેથી વિચાર્યું કે અરે અહિંઆં સર્વત્ર નિર્જન સમજી હું પ્રેમ સંગીત ગાઉં છું પરન્તુ પેલા ચંદ્રરથમાં જોડાએલો મૃગ વીણાના સ્વર માધુર્યના બહાને સ્થંભિત થઇ મારૂં પ્રેમ સંગીત સાંભળી ગયો તેથી હસિને વીણા મુકી દીધી. અથવા વિયોગીની સ્ત્રીનું શરીર પ્રીયતમ વિના ક્ષીણ થઇ ગયું છે અને પ્રેમ સંગીતથી વિયોગની વિવિધ દુઃખદ સ્મૃતિઓ થઇ રહી છે. તેથી વધારે દુઃખ થતાં ચંદ્ર સન્મુખ જોવા લાગી તો તેણે વિચાર્યું કે અરે આ ચંદ્રરથમાં જોડાએલો મૃગ વીણાના સ્વરમાં મુગ્ધ થઇ ઉભો રહ્યો છે પરન્તુ તે શું એટલું પણ સમજે છે કે હું સ્થંભિત થતાં રાત્રિ લાંબી થશે અને તેથી વિયોગીનીને કેટલું દુઃખ થશે? પણ એને તો તેની ક્યાં દરકાર છે, માટે વિચાર્યું કે તું ભલે થંભાઇ રહ્યો પણ હું વીણાજ નહીં વગાડુ એટલે તું શું સાંભળવાનો હતો, એમ વિચારી વીણા મુકી દીધી ને ફરી ચંદ્ર તરફ જોવા લાગી તો ચંદ્ર ચાલતો જણાયો તેથી સુંદરિ હસિ, કે કેમ મૃગરાજ હવે ચાલવા માંડ્યું સાંભળતા હતા સંગીત તે ક્યાં ગઇ તમારી સ્વર મુગ્ધતા? અથવા વિયોગીની સ્ત્રીનું શરીર ક્ષીણ

૧ (કામકંદલાઉવાચ):—

પરદેસ્યાં પ્રિઉ આવીયઉ, હયવર ચડિયો જેણ;
સુંદરિ તા તૈં તાજણે, ફૂટૈ (દે) કારણિ કેણ. ૨૭૯

૨ (માધવઉવાચ) —

અજી દીહ, થા કઇ ઘણો, અસ્વ વાહણ છઇ ભાણ;
ટાર હુણંતા તાજણે, કરિ કંપઇ કેકાણ. ૨૮૦

---

થઇ ગયુ છે અને પ્રેમ સંગીતથી વિયોગની વિવિધ દુઃખદ સ્મૃતિઓ થવાથી સુંદરિએ ચંદ્ર તરફ જોયું તો તેને જણાયું કે વીણાના સ્વરથી મુગ્ધ થએલો મૃગ સ્તંભિત થઇ ગયો છે એટલે તેણે હાસ્ય કર્યું અને વીણા મુકી દીધી અર્થાત્ તેણે વિચાર્યું કે હે મૃગરાજ તું સ્વર મુગ્ધ થઇ ને થંભાઇ ગયો છું પરન્તુ જો તું સ્વર મુગ્ધ થતાં થતાં મારા પ્રેમ સંગીતનું રહસ્ય સમજી જઇ પ્રેમ મુગ્ધ થઇશ તો તું પણ પ્રીયતમાના વિયોગથી પીડાઇ મારા જેવી દશા ભોગવીશ, તેથી હસી અને તેની એ દશા ન થાય એમ વિચારી વીણા મુકી દીધી. ૨૭૮

(૧) I પ્રિય પરદેશી નિપજઈ. × સી (૨) × આવીઉં. (૩) × ઉ (૪) I ર. (૫) I તા. (૬) × ફુટ્ટઈ I મારૈ કવણ ગુણેણ- (૭) I કામાઉવાચ

૧ અર્થ:—પ્રીયતમ પરદેશથી આવ્યો અને જે ઘોડા ઉપર બેઠો હતો તે ઘોડાને તાજી ચાબુકથી સુંદરિએ માર્યો તે શા માટે કુદવા લાગ્યો? ૨૭૯

૨ અર્થ:—હે અશ્વ? તુ સૂર્યનું વાહન છું અને હજી તારે ચાલવાનો દિવસ ઘણો છે એમ વિચારી હાથમાં રહેલી તાજી ચાબુક સુંદરિએ મારી તેથી તે કુદવા લાગ્યો. અર્થાત હું ઉભો રહ્યો એટલું મોડુ થઇ ગયુ એમ સમજી તે કુદવા લાગ્યો કે જેથી ઉભો રહ્યો તેટલા વખતની ખામીને પહોંચી વળાય અને બરાબર વખતે અસ્ત થાય. ૨૮૦

૧ (કામકંદલાઉવાચ):—

> ભીંતિ લિખ્યો દેવર ભણઇ, ભાભી ભારથ દેખિ;
> નિરત કરિ દેવ નિરખિ, રામાયણ અતિ સંખ. ૨૮૧

---

૧ અર્થઃ—આ પદ્યનો અક્ષરાર્થ ઉપલક દ્રષ્ટિએ કરવાથી એવો અર્થ સામાન્ય રીતે દરેક માણસ કરે કે 'ભિંતે ચિતરેલો દિયર કહે છે કે હે ભાભી તું ભારત જો, અને નિરાંત કરીને રામાયણ સારી રીતે દેવ તું જો.' પરન્તુ વાસ્તવિક રીતે આ અર્થ નથી, આનું શાબ્દિક ચણતર સિધુ સાદુ હોવા છતાં રહસ્ય ગુપ્ત હોવાથી તે કામકંદલાની ઉક્તિમાં મૂકવામાં આવેલ છે તેનુ રહસ્ય નિચે પ્રમાણે છે:—

માધવ કહે છે કે એનું રહસ્ય એ છે કે.—"હે મૂર્ખ ' ઇંદ્રિયોમાં વ્યાપેલા કામાગ્નિના તેજમાં અંજાએલો તું શાંતિ રાખ=મનને પકડ ફેરવી સભોગ સુખની ખોડનુ પરિણામ જો ? અને હે મૂર્ખ ' સ્ત્રીનુ ચરિત્ર સારી રીતે નિહાળ ? ૨૮૧

નોટ.–भित्ति ( भिद् क्तिन् ) स्त्री· त्तिः ખોડ, એબ પૃ ૯૫૧. लिख् ( तुदा० पर० सेट् लिखति ) સભોગ કરવો. પૃ ૧૧૧૭. देव ( दिव् अच् ) पु० वः બાળક, મૂર્ખ, પૃ. ૬૧૧ र (रा ड) पु० रः કામદેવનો અગ્નિ પૃ ૧૦૭૯ भा ( भा अङ· टाप् ) स्त्री० मा० કાંતિ તેજ. પૃ ૯૬૫. भी ( भी क्विप् ) स्त्री० બીક, ભય, પૃ. ૯૭૩. रत ( रम् क्त ) त्रि० અનુરક્ત, આસક્ત, મૈથુન, પૃ. ૧૦૮૪. देव ( दिव् अच् ) क्लो० ઇંદ્રિય, પૃ. ૬૧૧ निर्वृति ( निर् वृ क्तिन् ) स्त्री० સુખ. निर्वृत्ति ( निर् वृत् क्तिन् ) स्त्री० ફલ, પરિણામ, પૃ. ૭૧૬ रामायण. रामा ( रमतेऽनया ) स्त्री० નારી, સ્ત્રી, પૃ. ૧૦૯૭. रामायाः-अयनं चरित्रं रामायणं, આ તમામ શબ્દો માટે શબ્દ ચિંતામણિના ઉપર જણાવેલા પૃષ્ઠ જુઓ.

(માધવઉવાચ):—

ચઉપઇ.૧

પ્રીતમ પોઢ્યો[1] મહલ[2] મઝારિ, પુહપ[3] કરંડ પઠાવઇ નારિ;
ઉપરિ સંકર પન્નગ રાજિ, ચંપક લિખીયો[4] કહો[5] કુણ[6] કાજિ.૨૮૨

૨ (કામકંદલાઉવાચ):—ઉત્તર.

મયણ બાણ ભય શંકર લિખઇ, પરિમલ જાઇ પવન અહિ ભખઇ;
લિખીઉ ચંપક ભમર ભએણ, એ ત્રણિહ પ્રી લિખિયા તેણિ.૨૮૩

---

૧ અર્થ:—પ્રીયતમ મહેલમાં સુતો છે અને સ્ત્રી પુષ્પનો કંડિયો મોકલે છે પરન્તુ તેણે તેના ઉપર શંકર, શેષનાગ, અને ચંપકનો છોડ શા માટે ચિતર્યો તે કહો ? ૨૮૨

૨ અર્થ:—મદનબાણ ( કામદેવ ) કુસુમાયુધ હોવાથી પોતાના હથિયાર ભૂત પુષ્પ લઇ લેય તેટલા માટે તેના શત્રુ શંકરને ચિતર્યો, પુષ્પમાંની સુગંધ પવન ન લઇ જાય તેટલા માટે પવનનો શત્રુ સર્પ ચિતર્યો, કારણ કે તે પવન ભુક્–પવનને ખાનાર કહેવાય છે. જેથી ફુલની સુગધ ઓછી થાય નહી, અને ભ્રમર પુષ્પમાંની કેસર ખાઇ ન જાય માટે ચપકનો છોડ ચિતર્યો કારણ કે લોકોક્તિમાં 'ચપકના છોડ ઉપર ભમરો ન જાય' એમ કહેવાય છે. હે પ્યારા! એ કારણોથી તેણે એ ત્રણે કંડિયા ઉપર ચિતર્યા. ૨૮૩

'(૧) * પુઢિઉ + પુઢિઓ I ઉઠયો (૨) I હિ (૩) * + પુંપ. × પુહવ I પુષ્ફ (૪ + ઉ (૫) × હુ I કહો. (૬) * + કિણિ

૧. (માધવઉવાચ):— પ્રશ્ન:-

× સુંદરી રયણી વિરહ વ્યાકુલી, વીણુ વજાવઇ મુંકઇ વલી;

લિખઇ ભુયંગમ સિંહ કેસરિ, તે કિણિ કારણિ કહિ સુંદરિ. ૨૮૪

૨ (કામાઉવાચ):— ઉત્તર:-

× વાઇ વીણુ ગંમણુ[1] નિસિ કાજિ[2], નાદ રંગિ થંભિઉ[3] નિસિરાજ;

પીઇ[4] વહંતુ પન્નગ વાઇ[5], સિસિ[6] વાહણુ મૃગ નાસી[7] જાઇ[8]. ૨૮૫

---

૧ અર્થ:—રાત્રિમાં વિયોગથી અકળાએલી સુંદરિ વીણા વગાડે છે અને મૂકી દઇ સર્પ અને કેસરિસિંહ ચિતરે છે તો તું હે સુંદરિ! તેનું કારણ શું તે કહે? ૨૮૪

૨ અર્થ:—વિયોગ દુઃખથી દુઃખિત થએલી સુંદરિ રાત્રિ વિતાવવા માટે વીણા વગાડે છે અને તેના આનંદદાયક સ્વરથી રાત્રિનો રાજા (ચંદ્ર) થંભાઇ ગયો આમ ઘણો વખત વીણા વગાડયા પછી સ્ત્રીએ ચંદ્ર સામુ જોયું તો તેને જણાયું કે ઓહો! આતો મારી વીણાના સુંદર સ્વરમાં મુગ્ધ થઇને ચંદ્ર ઉભો રહ્યો છે તેથી રાત્રિ ખુટતી નથી એવું વિચારી તેણે સર્પ અને કેસરિસિંહ ચિતર્યો અર્થાત્ પવન વિના સ્વર દૂર સુધી જઇ શકતો નથી માટે વીણાના અવાજને લઇ જનાર પવનનો નાશ કરવા સર્પ ચિતર્યો કે જેથી ચંદ્રમા વીણાનો સ્વર સાંભળી શકે નહી અને કેસરિસિંહ ચિતર્યો તે એવા હેતુથી કે ચંદ્રનું વાહન હરણ તેને દેખિ ભયભીત થઇ નાશી જાય તો ચંદ્રમાનો તુરત અસ્ત થતાં દિવસ થાય. ૨૮૫.

(૧) I ગયણુ. (૨) I ગાજ (૩) I થંભ્યો. (૪) I પીયૈ. (૫) I ૫. (૬) I શશિ. (૭) I નાહો. (૮) I ૫.

(માધવઉવાચ):—

गाहा [१]

संझावंदण समए, वाला दट्ठूण अंवरं रत्तं ।

हसिया पुणो विसन्ना, पुण हसिया कवणकज्जेण ॥२८६॥

(કામકંદલાઉવાચ):—અંબર વસ્ત્રં રક્તં દૃષ્ટવા.

---

१ संध्यावन्दन समये, वाला दृष्ट्वा अम्बरं रक्तम् ।

हसिता पुनः विषण्ना, पुनः हसिता किम् कार्येन ॥२८६॥

અર્થ:—સંધ્યા વંદન વખતે ( સાંઝે ) બાળા આકાશ રાતુ જોઇને હસિ વળી દુખીત થઈ, અને વળી હસિ તે શું કામ? ૨૮૬

કામકંદલા કહે છે કે-સધ્યા વદન વખતે આકાશ રાતુ જોઇને બાલા હસિ તે એ હેતુથી કે તું મારા રક્તવસ્ત્ર જેવું થવા જાય છે અને મારા કોસુંબીક વસ્ત્રની શોભા ધારણ કરવાનો પ્રયત્ન કરૂં છું પણ શું એ શોભા તારામાં આવી શકવાની છે? કદી નહી, પછી થોડીવારે આકાશનો રંગ બદલાઇને વધુ રાતો થયો એટલે એવો વિ-ચાર આવ્યો કે ખરેખર આતો વધારે રાતુ થયું તેથી મારા રક્ત વસ્ત્રની શોભા જરૂર હરિ લેય એમ લાગે છે એથી તેને ખેદ થયો. દુ:ખીત થઈ. વળી થોડીવાર થતા અને સંધ્યાનો રગ ઝાંખો પડતાં હસિ તેનુ કારણ એ છે કે અરે વળી સધ્યા મારા રક્તવસ્ત્રની શોભા લુટી લેવાની તૈયારી કરતી હતી પરન્તુ તે પહેલાં જ તે નિસ્તેજ—શોભા વિનાની થઇ ગઇ

(માધવોવાચ પ્રશ્ન):—

गाथा १

× वाला चंकमती पए पए, कीस कुणइ मुहभंगम् ।

૨ (કામકંદલોવાચ) ઉત્તર:—

नूणं रमणपएसे, मेहलया छिज्जइ नहपंति ॥२८७॥

(માધવઉવાચ):—

। शार्दुलविक्रित काव्यम् ३ ।

※ काचित् कान्ता रमणवसतौ प्रेषयन्ती करण्डं,
सा तन्मूले समयमलिखद्व्यालमस्यो परिष्टात् ।
गौरीनाथं पवनतनयं चम्पकं चास्यभावं,
पृच्छत्यार्यान्भाति कथमिदं मल्लिनाथः कवीन्द्रः ॥२८८॥

---

१ वाला संक्रमते पदे पदे, कस्मात् करोति मुखभङ्गम् ।
અર્થ:—બાળા પગલે પગલે ચાલતાં મુખ (મોઢું) કેમ કટાણું કરે છે ?

२ नूनं रमणप्रदेशे, मेखलया छिद्यते नखपंक्ति ॥२८७॥
અર્થ:—નીશ્ચે કરીને બાળાના પેડામાં કંદોરાથી છેદ થાય છે, અર્થાત્ કંદોરો ઘસાય છે. તેથી અને રતિ ઉત્થાન સ્થાનમાં નખ પંક્તિથી છેદ થયો છે માટે બાળા મોઢું કટાણું કરે છે. ૨૮૭

૩ અર્થ:—કોઈ સ્ત્રી પતિના વાસસ્થાનમાં પુષ્પકરંડક મોકલતાં તેણીએ ભયભીત થઈને એના ઢાંકણા ઉપર સર્પ, ગૌરીનો પતિ શંકર, પવન પુત્ર હનુમાન, અને ચંપક ચીતર્યો, કવિઓમાં ઇંદ્ર મલ્લિનાથ શાન્ત ચિત્તવાળા માણસોને પુછે છે કે આનું રહસ્ય શું ? ૨૮૮

(કામકંદલાઉવાચ):—

કંડિયામાંના ફુલોની સુગંધ પવન લઈ ન જાય માટે સર્પ, કામદેવ પોતાના હથિયાર રૂપ ફુલ ન લઇ લેય માટે શંકર, સૂર્ય પોતાના કીરણોથી ફુલ શોષાવી-સુકાવી ન નાખે માટે પવન પુત્ર હનુમાન, ( લૌકિકમાં એવી કથા પ્રચલિત છે કે જ્યારે હનુમાન જન્મ્યો ત્યારે સૂર્યને ખાઇ જવાનઃ વિચારથી પકડવા માટે તૈયાર થયો હતો તેથી તેને સૂર્યને ડરાવવા માટે હનુમાન ચિતર્યો ] અને ફુલમાંની કેસરા ભમરો ન લઇ જાય માટે ચંપક.

(માધવઉવાચ):—

गाहा [1]

* बालापियेण भणियं तुज्झमुहं पुण्णचंदसारिच्छं ।
ता कीस मुद्धमुहि, जलेण पक्खालए वयणं ॥२८९॥

---

નોટઃ-અત્રે આપેલા ૨૮૮ મા શ્લોકનુ તદ્દન અધુરૂં અને અશુદ્ધ એક ચરણ શ્લોકની બાજુમાં બતાવેલા નિશાનવાળી પ્રતિમાં આપેલ હતું તે શ્લોક શોધ કરતાં સુભાષિત રત્નભાંડાગાર નામક સંગ્રહ ગ્રંથના પ્રકરણ ૪ થામાં પૃષ્ઠ ૧૯૯ મે ૮૪ મો શ્લોક મળી આવ્યો તેથી અત્રે એ ત્રુટી પૂર્ણ કરી છે. સુભાષિતમાં શ્લોકની શરૂઆતમાં આટલો પાઠ ભેદ છેઃ-काचिद् बालां रमण वसतिं. આ શ્લોકનું રહસ્ય બતાવનાર પાછળ આવી ગએલ ગુજરાતિ પદ્ય જુઓ ૨૮૨ અને ૨૮૩ મું.

[1] बालायाः प्रियेन भणितं, तवमुखं पूर्णचंन्द्र सदशम् ।
तर्हि कस्मात् मुग्धमुखी !, जलेन प्रक्षालयसि वदनम्॥२८९॥

અર્થઃ—બાલાના પતિએ કહ્યું કે તારૂ મુખ પૂર્ણચંદ (પૂનમના

(કામકંદલાઉવાચ):--મુહડઇ કાજલ લાગુ છઈ (તેથી) ઇતિ ભાવઃ

## ચઉપઇ.

૮ કેસરિ સિંઘ અનઇ પાખર્યો, કુપન્નગ નઇ પંખઇ ભર્યો;
કામકંદલા રતિ અણુહાર, સજ્યા વલી સોલહ સિણગાર. ૨૯૦

(માધવઉવાચ):-

ગાહા. ૧

बहुवासरम्मि पत्तं, वल्लहं दट्ठूण रंजियावाला ।
कंठिविलग्गी सुत्ता, नहु रमियं कवणकज्जेण ॥२९१॥

(કામકંદલાઉવાચ):-आधानवर्ती. ગર્ભવતિ હોવાથી.

(ચાલુ પ્રતિમાં ઉપરની ગાથા પછી આગળ લખાઇ ગએલી ૨૭૯ મી કડી છે.)

---

ચદ્ર) જેવું છે તો હે સુંદર મુખવાળી? તું શા માટે પાણિથી મોહું સાફ કરે છે? ૨૮૯

જવાબમાં-મુખ ઉપર મેશ લાગી છે માટે તે સાફ કરૂં છું કે તમે મારા મુખ સાથે કલંકિત ચદ્રને સરખાવી શકો નહી અર્થાત્ મારૂ મુખ ચંદ્ર કરતા સુંદર અને સ્વચ્છ છે તે તમને જણાવવા આ લાગેલી મેશ સાફ કરવા પાણીથી ધોઉં છું.

१ वहुवासरं प्राप्तं, वल्लभं दृष्ट्वा रंजितावाला ।
कण्ठं विलगित्वा सुप्ता, नखलु रमितं किं कार्येन ॥२९१॥

અર્થઃ—વહાલાને ઘણે દિવસે આવેલો જોઇને બાળા આનંદીત થઇ અને ગળે વળગી ને સુતી પરન્તુ સંભોગ ન કર્યો તેનું કારણ શું? ૨૯૧

(માધવોવાચ):—

દૂહા. ૧

૮ હૂં તુજ પુછું હે સખિ, ઇન નર કીસિ અવત્થ;
પાણિ પીવઈ મૃગ જ્યું, જનહુ (જ)ન વે। (જો)ડઇ હત્થ. ૨૯૨
રાતોથે। પરનારીસું, ચલણ કહ્યોથે। સત્થિ;
હું રૂની ઉણિ લૂહિઉ, કજ્જલ લગ્ગઉ હત્થિ. ૨૯૩

*(કામકંદલાઉવાચ):—૦૦૦

गाथा २

मुत्ताहलं न चिणइ, तारापडिविंवभोलिउ हंसो ।
दुज्जण जणेहिं धट्ठो, न विसासइ सज्जणे सयणे॥२९४॥

---

૧ અર્થ:—હે સખિ? હું તને પુછુ છું કે આ પુરૂષ કેવિ અવસ્થાવાળો હશે કે જે હરણની માફક પાણી પીયે છે અને માણસ માણસ પ્રત્યે હાથ જોડે છે. ૨૯૨

જે પરસ્ત્રી ઉપર આસક્ત હતો અને જેને સાથે ચાલવા કહ્યું હતું, હું રડી એણે લુછી નાખ્યુ, અને હાથે કાજળ લાગ્યું. ૨૯૩

૨ मुक्ताफलं न चिनोति, ताराप्रतिर्विंच भ्रमितः हंसः ।
दुर्जनजनैः धृष्टः, न विश्वसति सज्जने स्वजने ॥२९४॥

અર્થ:—તારાના પ્રતિબિંબથી ભ્રમિત થએલો હંસ મોતી ચણતો નથી. અર્થાત્ પાણિમાં પડતાં તારાના પ્રતિબિંબથી ભુલથાપમાં પડેલો હંસ મોતીને તારાના પ્રતિબિંબ સમજીને ખાતો નથી. તેવી રીતે દુર્જન મનુષ્યના સહવાસમાં આવી વિપરીત વિચારો બાંધી નિર્લજ્જ થએલો માણસ સારા માણસોમાં અને સગાં માણસોમાં વિશ્વાસ કરતો નથી

નોટ:—ઉપર આપેલી ૨૯૨ અને ૨૯૩ ની કડિઓનું રહસ્ય અને પ્રત્યુત્તર વિદ્વાનોએ વિચારવો.

(માધવોવાચ):—

(गाथा)[1]

अवलादल मुहवन्ना, उत्तंगा दोंवि जोव्वणारंभे ।
मयणराय पडिमल्ला, कालमुहा केण कज्जेण ॥२९५॥

(કામાઉવાચ):—

(गाथा)[2]

पइठाण कट्ठमेहो, अहरे सिंगार लोयणा लट्ठा(द्ध) ।
कंचू(यं) भीडि मु वद्धा, कालमुहा तेण कज्जेण ॥२९६॥

---

१ अवला दल मुखवर्णाः उत्तुंङ्गाः द्वावपि यौवनारम्भे ।
मदनराज प्रतिमल्लाः, कालमुखाः केन कार्येन ॥२९५॥

અર્થ:—સ્ત્રીના ઇન્દ્ર પર્વતો અર્થાત્ મેરૂ પર્વત જેવા વર્ણવાળા એ પર્વતો અર્થાત્ એ સ્તનો યૌવનના પ્રારંભમાં ઉંચા હોય છે કે જે વસન્ત ઋતુની શોભાના પ્રતિમલ્લ અર્થાત્ વસન્ત ઋતુની શોભાને હરાવી દેનાર છે છતાં કાલા મુખવાળા શું કામ થયા છે. ૨૯૫

२ प्रतिष्ठानं कष्ट मेअहो, अधरे शृंङ्गारः लोचने लष्टे ।
कंचुकं भीडि मु ! वद्धौः, कालमुखाः तेन कार्येन ॥२९६॥

અર્થ:—અહો અમારે રહેવાનું સ્થાન કષ્ટમય છે ( દબાનારૂ ) અને હોઠને તો સુંદર શોભા તથા નેત્રો પોતાની વિશાળતાથી શોભિ રહ્યાં છે અને અમને કાંચળીથી ખેંચીને બાંધી દીધા છે એવા ખેદ ભર્યા વિચારથી શ્યામ મુખવાળા થઇ ગયા છે. ૨૯૬

### ગાથા[1]

किं तुअइ कडि नहु तुडइ, जहण भारेण नाभिमंडलयं ।
भज्जणभएण विहिणा, रोमावलिथंभयं दिन्नं ॥२९७॥

(માધવોવાચ):—

### દૂહા. [2]

૮　પસુ જેમ પુલંદો જલ પીયઇ, પંથી કહિ કારણ કવણુ;
　કવિ વો કુરંવીય કજ્જલે, મુધહુઅ સંતિ વા(ચા) રેઇ. ૨૯૮

(કામકંદલાઉવાચ):— ..............................

---

१ किं तुदति कटि न खलु त्रुटति, जघन भारेन नाभिमण्डलम्।
　भंगभयेन विधिना, रोमावलिस्तंभः दत्तः ॥ २९७ ॥

અર્થ:—તારી કેડો અને નાભિમડલ જઘન (જાગ) ના ભારથી હું ધારું છુ કે તુટિ જતી નથી પરન્તુ શું પીડાતી નથી? અર્થાત્ જરૂર પીડાય છે. એટલાજ માટે વિધિએ કેડ અને નાભિમડલ તુટિ જવાના ભયથી રોમાવલિ (સુંદર સુક્ષ્મ વાળ શ્રેણિ) રૂપિ થાંભલો દીધો. છે. અર્થાત્ તારી કેડો બહુજ પાતળી અને જાગો પુષ્ટતાથી શોભિ રહી છે. ૨૯૭

૪ નોટ —દુહાનું ઉત્તરાર્ધ અશુદ્ધ છે અને બીજી કોઇ પ્રતિમાં તે ન હોવાથી સુધારી શકાયો નથી અને અર્થ આપી શકાયો નથી

(માધવોવાચ):—

गाथा [1]

अंवा ? अच्चरिअचरियं, विहुरा रोवंति मुत्तियामाला ।
विहुरा कुंचियबद्धा, वंधणभएण विहए वाला ॥२९९॥

(કામકંદલાઉવાચ):—

ઉત્તરઃ-બાળા સ્નાન કરી રહી એટલે વેણિ (ચોટલા) ના વાળ ખભા ઉપર છુટા પડેલા છે તેમાંથી પાણિના બીંદુઓ હૃદય ઉપર થઇને ટપકે છે તે મોતિની માળાની માફક શોભિ રહ્યાં છે પરન્તુ જ્યારે એ છુટા પડેલા વાળને ગોળ વાળીને બાંધ્યા અર્થાત્ અંબોડો વાળ્યો, ત્યારે બાળા જાણે પોતે મોતિની માળાથી બંધાઈ જશે એવા ડરથી બીહવા લાગી-ધ્રુજવા લાગી. અર્થાત્ બાળા સ્નાન કરીને ઉઠી તેથી ટાઢ વાવા લાગી તેથી ધ્રુજવા લાગી. તે જાણે પોતાના વાળ બંધાયા તેમ પોતે પણ બંધાઇ જશે કે શુ ? એવા ભયથીજ ધ્રુજતી હોય નહીં ? ૨૯૯

---

१ अम्बा ? आश्चर्य चरितं, विधुराः रुदन्ति मौक्तिकामाला ।
विधुराः कुञ्चितबद्धाः, वन्धनभयेन बिभेतिवाला ॥२९९॥

અર્થ:—હે માતા ! એક આશ્ચર્યની વાત છે કે છુટા પડેલાઓ રડવા લાગ્યા અને તેના અશ્રુ બિંદુઓ બાળાના કંઠમાં મૌક્તિક માળાની માફક શોભવા લાગ્યા અને જ્યારે છુટા પડેલાઓને ગોળ વાળીને બાંધ્યા ત્યારે બાળા પોતે બંધાઈ જશે તેવા ભયથી બીહવા લાગી-ધ્રુજવા લાગી. ૨૯૯

(માધવોવાચ):—

गाथा १

गयदंत पिट्ठि भिन्नं, दइयं दट्ठूण रणहमज्झम्मि।

હું તુઝ પૂછું હે સખી, हसिउण रुन्ना कव्वणकज्जेण॥३००॥

(કામકંદલાઉવાચ):—

गाथा २

हसइ सा वाल पुणाविपुणरोवइ,
पेक्खिवउं अच्चरिय पिउमुहं जोवइ।
सुरयसंभोग सुतिक्खपयोहरा,
किण्ण उक्कंत गयदंत फुट्टं उरं ॥ ३०१ ॥

---

१ गजदन्त पृष्ठभिन्नं, दयितं दृष्ट्वा रणमध्ये।

................ हसित्वा रुदिता किम् कार्येन ॥३००॥

અર્થ:—હે સખિ હું તને પુછું છું કે રણસંગ્રામમાં જે હાથિને દમન કરતો તે હાથીની પીઠથી ભેદાઈ ગએલા પતિને જોઇને તું હસિને રડી તે શું કામ? ૩૦૦

२ हसति सा वाला पुनरपि पुनः रुदति,
प्रेक्षयित्वा आश्चर्यं पतिमुखं दृश्यति।
सुरतसंभोग सुतिक्ष्ण पयोधरौ,
किण्ण उत्क्रान्त गजदन्त स्फुटितं उरः ॥३०१॥

અર્થ:—તે બાળા અત્યંત ઉત્કંઠાથી અથવા ન સહન થઇ શકે તેવા સુરત સભોગ વખતે હાથિના દાંત જેવા ઉંચા સુંદર સ્તનો જે પતિની છાતીથી દબાતા હતા તેજ પતિનું હૃદય હાથીની પીઠનો ધક્કો લાગતાં પડિ ગયા બાદ તેની લાત વાગવાથી ચિરાઇ ગયું તે આશ્ચર્ય જોઇને વળી વળીને હસે છે અને મૃત પતિનું મુખ જોઈ તેના વિ-

(કામા પ્રતિ માધવોવાચ):—

गाथा [1]

चित्तंगहे लिहियं, पावकपसरेइ रयणिमज्झम्मि [2] ।
वाला गहिऊण करं, न मुक्कइ छंडइ पाणा ॥३०२॥

(માધવોવાચ):—

गाथा [2]

अंवा ! अच्चरिअ चरियं, काणामहिलाण कुणइ पिम्मं ।
कर छड्डेउं सवणगहियं, अहरं छड्डिऊण चुंविअं नयणं॥३०३॥

---

યોગથી અને પતિ મરવાથી પ્રાપ્ત થએલા વૈધવ્યના દુઃખથી વળી વળીને રડે છે. ૩૦૧

(૧) * भित्तिम्मिलिहियचित्तं, (૨) * नयर.

૧ चित्रं गृहे लिखितं, पावकः प्रसरति रजनिमध्ये ।
बाला ग्रहित्वा करं, न मुञ्चति त्यजति प्राणान् ॥३०२॥

અર્થ:—ઘરની અંદર ચિતરેલું ચિત્ર રાતે ફેલાએલા અગ્નિથી ઘર બળી જવા છતાં તે તે ભિંતનો ત્યાગ કરતું નથી તેમ બાળા હાથ પકડ્યા પછી પ્રાણ ત્યાગ કરે છે પણ હાથ છોડિ દેતી નથી. અર્થાત્ બાળાએ હૃદયથી પ્રેમ કરીને જો હાથ ઝાલ્યો અર્થાત્ પરણી તો પછી પ્રાણ ત્યાગ કરે છે પરન્તુ હાથ મુકી દેતી નથી અર્થાત સ્વીકારેલનો ત્યાગ કરતી નથી. ૩૦૨

૨ अम्बा ? आश्चर्यं चरितं, काणामहिलानां करोति प्रेमम् ।
करं त्यक्त्वा श्रवणग्रहितः, अधरं त्यक्त्वा चुम्बितं नयनम्॥३०३

અર્થ:—હે માતા ! આશ્ચર્યની વાત છે કે તે કાણિ સ્ત્રીની સાથે પ્રેમ કરે છે અને તેણે હાથ છોડિને કાન પકડ્યો તથા હોઠે ચુંબન કરવાનું મુકીને નેત્રને ચુંબન કર્યું ? ૩૦૩

૧ (કામકંદલાઉવાચ):—

ચુંબીયા નયણુ તિણુ કાજિ મિત્રાં તણુઇ,
રીઝવણુ પ્રીયછલ રાખવા આપણુઇ,
કંત સંતોષિયો મિત્ર નહુ લિખિઓ,
એમ અચરિજ મઇં તું પેખિઉ હે સખી.　　૩૦૪

---

૧ અર્થ:—તેણે મિત્રોને ખુશી કરવા અને પ્રીય માણસને પોતાને સ્વાધીન રાખવા નેત્રોને ચુંબન કર્યું, અને પોતાની સુંદરતાથી તેણીને સંતોષ પમાડયો પરન્તુ તેમાં મિત્રો સમજી શકયા નહી હે સખિ એ પ્રમાણે તેં આશ્ચર્ય જોયુ. ૩૦૪

નોટ:—અત્રે ઉપર આવેલી ૩૦૩ ની ગાથાનું રહસ્ય મને નિચે પ્રમાણે સમજાય છે.–

'તે કાણી સ્ત્રી ઉપર પ્રેમ કરે છે' એટલે જેનું મન અને નેત્રો એક પતિ શિવાય બીજા તરફ જતાં નથી એવી સુદૃઢ પ્રેમવાળી સતી સ્ત્રી ઉપર તેણે પ્રેમ કર્યો

'હાથ છોડીને કાન ઝાલ્યો' એટલે પોતે મિષ્ટ વચનોથી સ્ત્રીને મુગ્ધ કરી દીધી કે જેથી તે સ્ત્રી પતિના મુખમાંથી સપ્રેમ શુ વચન નિકળે છે તે સાભળવા સદા ઉત્કંઠિત થઈ રહે અર્થાત્ પતિના વચનનુ પાલન કરનારી

'હોઠ છોડિ નેત્રોનું ચુંબન કર્યું' એટલે પોતે તેના તરફ સપ્રેમ જોતાંજ તેનાં નેત્રોને આકર્ષી લીધાં અર્થાત્ સ્ત્રી બીજી તરફ નજર પણ ફેરવતી નથી, બીજા સામુ જોતિ નથી.

ઉપરોકત કથનનો સારાંશ એટલોજ છે કે–તે સતી સ્ત્રી પોતાનાં મન કાયાથી પતિ શિવાય બીજાને ચાહતી નથી અને પતિનુ વચન પાલવામાં તૈયાર રહી પતિ શિવાય પ્રેમદૃષ્ટિથી કોઇના સામું જોતી નથી

(માધવોવાચ):—

ગૂઢા. ૧

વન રિપુ તસ રિપુ, તાસ રિપુ, તસ રિપુ હાર પીએણુ;
જઇ તણુ મૂંકી ધાહુડી, તાં મૂંકી શ્રી પીગેણુ. ૩૦૫

(કામકંદલાઉવાચ):—શંકર–મહાદેવ.

૨ (માધવોવાચ):—

[1]માલા સુંદર ઇમ ભણઇ, કિણુ ગુણુ મુંકી ધાહ;
[2]સુર તેત્રીસા રિપુ ધવલ, તસુ વાહણુ રિપુ સૌ[3] (ક) હિ. ૩૦૬

(કામકંદલાઉવાચ):—વાઘના ભયથી હરણુ નાસી ગયું.

---

૧ અર્થ:—વનનો શત્રુ, તેનો શત્રુ, તેનો પણુ શત્રુ, તેના શત્રુ રૂપિ હાર જેને પ્રીય છે, એવો તે જેના તરફ દોડ્યો તે પતિએ પ્રીયતમાનો ત્યાગ કર્યો સમજવો. ૩૦૫

જવાબ:—વનનો શત્રુ અગ્નિ, અગ્નિનો શત્રુ મેઘ, મેઘનો શત્રુ પવન, પવનનો શત્રુ સર્પ તેજ હાર જેને પ્રીય છે તે જેના મનમાં વસ્યો અર્થાત્ મહાદેવ જેના મનમાં વસ્યો તે પુરૂષે સ્ત્રીનો ત્યાગ કર્યો સમજવો કારણુ કે માહાદેવ કામદેવને બાળી મુકનાર હોવાથી જ્યાં શંકર વસે છે ત્યાં કામદેવ રહી શકતો નથી અને કામદેવ રહ્યો નહીં તો તેને ઉત્પન્ન થવાનું સ્થાન સ્ત્રી, તેનો તો તે ત્યાગજ કરે છે, અર્થાત્ જેના મનમાંથી કામદેવનો નાશ થયો તે ત્યાગધર્મ સ્વીકારે છે.

(૧) I સિંગાલા સુંદર ભણૈ. (૨) I તેદ્યે તેત્રીસાં ધુરિ (૩) I સાહિ.

૨ અર્થ:—માલાસુંદર એમ કહે છે કે–તેત્રીસ કરોડ દેવતાઓના શત્રુનું વાહન તેનો શત્રુ કોણુ? કે જેનાથી તેણે દોટ મૂકી. ૩૦૬

જવાબ:–તેત્રીસ કરોડ દેવતાનો શત્રુ મહાદેવ તેનું વાહન પોઠિયો

૧ (માધવોવાચ):—

તૂંગી મંડણ તાસ રિપુ, તસ રિપુ ઘાલઇ મુજ,

ઈંદ્રહ વાહણ અહિ ડસણ, સો પહિરાવું તુજ.  ૩૦૭

(કામકંદલાઉવાચ):—ચૂડો.

૨ (માધવોવાચ):—

ઇંદ્ર વાહણ અહિડસણ, સો સઘલાં કરિ હોઇ,

જિણ દીઠઇ કંચણ ગલઇ, કંતા ? દેઇ સોઇ.  ૩૦૮

(કામકંદલાઉવાચ): —સોહાગ=સૌભાગ્ય. સિંદૂર.

---

તેનો શત્રુ વાઘ, તેના ભયથી તેણે દોટ મુકી, અર્થાત વાઘના ભયથી હરણ નાસી ગયુ અથવા ચંદ્રનું વાહન હરણ તે વાઘના ભયથી નાસી ગયુ એટલે ચંદ્ર અસ્ત થઇ ગયો.

૧ અર્થ:—રાત્રિને શોભાવનાર, તેનો શત્રુ, અને તેનો શત્રુ તે મને ઇંદ્રવાહનનો અહિ દશન આપે તો તને પહેરાવું. ૩૦૭

જવાબ—રાત્રિને શોભાવનાર ચંદ્ર, તેનો શત્રુ રાહુ, અને તેનો શત્રુ વિષ્ણુ—કૃષ્ણ, તે જો મને ઇંદ્ર વાહન (ઐરાવણહાથી) ના વાંકા દાંતનો બનેલો આપે તો તને પહેરાવુ, અર્થાત્ ચડો પહેરાવું.

૨ અર્થ —હે વહાલા ! ઇંદ્ર વાહનના વાંકા દાંતનો બનેલો તો સઘળાના હાથમા હોય છે પરન્તુ જેના દેખવાથી સોનુ ગળી જાય છે તે મને આપો. ૩૦૮

જવાબ:—ઇંદ્રનુ વાહન હાથી તેના વાંકા દાંતનો બનેલો ચૂડો તો બધાના હાથમા હોય છે પરંતુ જેને દેખવાથી સોનું ગળી જાય છે તે

૧ (માધવોવાચ):—

સારંગ સુત વાહણુ ઘરણી, આસણુ અસણુ ન અંગિ;
સારંગ સબદ્દ મહુલિયાં, પાડોસણિ સુરંગિ. ૩૦૯

(કામકંદલાઉવાચ):—બાવીહો=બાપીહો, બપૈયો.

૨ (માધવોવાચ):—

સારંગ સુત ઉરિ સુભખ્યણુ, સારંગ હીતી હોઇ;
જિણુ દીઠાં સારંગ રખઇ, થારઇ હોઈ તો ઢોઇ. ૩૧૦

(કામકંદલાઉવાચ):—સારંગી.

---

*સિંદૂર સૌભાગ્યનું ચિન્હ મને આપો

૧ અર્થ:—લક્ષ્મી પ્રત્યે પ્રેમ રાખનારનો પુત્ર અને તેનું વાહન તેની સ્ત્રી કે જે ખાતી કે બેસતી નથી, તેને અંગમાં (શરીરમાં) ઉત્પન્ન કરનાર ચિત્રવિચિત્ર શબ્દ મુકનાર અને જેની પાડોશણુ સુરંગી છે? ૩૦૯

જવાબ:-લક્ષ્મી પ્રત્યે પ્રેમ રાખનાર કૃષ્ણુ તેનો પુત્ર પ્રદ્યુમ્ન (કામદેવ) તેનું વાહન મકરંદ મોગરાના છોડની સુગંધ તેની અનુગામિની રતિ-પ્રીતી તેને સાંગમાં ઉત્પન્ન કરનાર જે ચિત્રવિચિત્ર શબ્દ મુકે છે અને જેની પાંખો નારંગીના રંગ જેવી છે તે બપૈયો.

* નોટ—સિંદૂર પ્રાચિન કાળમાં સ્ત્રીઓના સેંથામાં શણુગાર તરીકે પૂરવાનો રીવાજ સુપ્રસિદ્ધ છે અને વર્તમાનમાં દાક્ષિણાત્ય વનિતાઓ સેંથામાં સિંદૂરની લીટી કરે છે પરન્તુ ગુર્જર વિગેરે દેશોની વનિતાઓ માથે વસ્ત્ર ઓઢતી હોવાથી તે સિંદૂરની લીટી રહી શકે નહીં માટે કરતી નથી.

૨ અર્થ:—તારા હૃદયને શોભાવનાર સારંગનો પુત્ર કે જે સાર-

૧ (માધવોવાચ):—

જલ સુત તાસ સુત, સુત સૂ વલ્લહી મ મંડિ;

હરણાખી પ્રિય ઇમ ભણઇ, કઇ છંડસિ કઇ છંડ. ૩૧૧

(કામકંદલાઉવાચ):—લુચ્ચા માણસની સંગત. આસુરી માણસની સંગત.

૨ (માધવોવાચ):—

શ્રી પતિસૂ રય મંડણો, ભોઇણ નંદણ નાહ;

તસુ ઉરિ બંધવ વલહી, તસુ ઉપરિ ઉચ્છાહ. ૩૧૨

(કામકંદલાઉવાચ):—નાદ=સ્વર, રાગ.

---

ગનો નાશ કરનાર હોય અને જેને દેખવાથી સ્ત્રી પ્રેમ રાખે તે તારી પાસે હોય તો આપ. ૩૧૦

જવાબ:—હૃદયને (કંઠને) શોભાવનાર સારંગપુત્ર (કામદેવનો પુત્ર) નાદ—સ્વર રાગ, કે જેનાથી ખેંચાઇને હરણ સાંભળવામાં મુગ્ધ થઇ ભાન ભુલી મરે છે, એટલે જે સારંગ—હરણને મરવાનું કારણ છે અને જેને દેખવાથી સ્ત્રી પ્રેમ રાખે છે તે સારંગી તે જો તારી પાસે હોય તો આપ.

૧ અર્થ:—હરિણાક્ષી પ્રીયતમને એમ કહે છે કે—જલનો પુત્ર, તેનો પુત્ર, તેના પુત્રની સાથે તું પ્રેમ ન કરીશ, કર્યો હોય તો ત્યાગ કર નહી તો હું તારો ત્યાગ કરીશ. ૩૧૧

જવાબ:—જલસુત ચંદ્ર, તેનો પુત્ર શુક્ર, (શુક્રાચાર્ય દૈત્યોનો ગુરૂ) શુક્રનો પુત્ર—શિષ્ય અસુર—(આસુરી સ્વભાવનો, દુષ્ટાચરણવાળો માણસ) તેની સાથે મિત્રતા ન કરીશ એમ સ્ત્રી કહે છે છતાં કરી હોય તો છોડી દે નહીં તો હું તને છોડિ દઇશ.

૨ અર્થ:—લક્ષ્મીના પતિનો પુત્ર, અને રઇ—રતિનો મંડન, તથા

૧ (માધવોવાચ)—

ઈંદ્રહ આસન રવિ સુતન, સુગ્રીવહ ભંડાર;
એ તિને કીધા એકઠા, કહિ સખિ કઉણુ વિચાર. ૩૧૩

(કામકંદલાઉવાચ):—સિંહ-કર્ણ,......

૨ (માધવોવાચ);—

અલિ વાહુણ વાહુણ નઈ ચલી,
સસિ વાહુણ વાહુણ ઉલખી;
ભીમ સુત ન તસુ મઇ પડિભગ્ગઉ,
રવિ ચ(ન)ઉ નંદણ કરે વિલગ્ગઉ. ૩૧૪

---

ભૂમિનંદનનો સ્વામિ, તેના હ્રદયમાં રહેલાનો ભાઇ તેને વહાલી તેના ઉપર એની ઇચ્છા છે. ૩૧૨

જવાબઃ–લક્ષ્મીપતિ કૃષ્ણ તેનો પુત્ર પ્રદ્યુમ્ન (કામદેવ) તેનો મંડન એટલે તેને ઉત્પન્ન થવાના સ્થાનભૂત, અને ભૂમિનંદન, મંગળ તેનો નાથ (ગ્રહોનો સ્વામિ) ચંદ્ર તેના હ્રદયમાં રહેલો અર્થાત્ ચંદ્રની વચમાં દેખાતી હરિણની આકૃતિ તેનો ભાઈ હરણીઓ તેને વહાલી સારંગી તેના ઉપર ( તેની ) ઇચ્છા છે અર્થાત્ સારંગી વગાડવાનું મન છે.

૧ અર્થ:—ઇંદ્રનું આસન, સૂર્યનો પુત્ર, અને સુગ્રીવનો ભંડાર એ ત્રણે એકઠા કરીને હે સખી ? તું કહે કે તેમાં શું રહસ્ય છે. ૩૧૩

જવાબ:—ઇંદ્રનું આસન સિંહ, સૂર્યનો પુત્ર કર્ણ, અને સુગ્રીવનો ભંડાર.........,એ ત્રણે એકઠા કરવાથી, સિંહકર્ણ.........થાય છે.

૨ અર્થ:—ભમરાનું વાહન, તેનુ વાહન, તે લેવા માટે ચાલી, ચંદ્રનું વાહન તેનું વાહન, તેને તું ઓળખ, ભીમનો પુત્ર તેમાં પડીને ભાંગી ગયો, અને સૂર્યનો પુત્ર હાથે વળગ્યો. ૩૧૪

(કામકંદલાઉવાચ):—

ભમરાનું વાહન કમળ, અને કમળનું વાહન પાણી, ચંદ્રનું વાહન હરણ અને હરણનું વાહન ચંદ્રનાં કીરણો. એટલે દોરડુ, ભીમનો પુત્ર ઘટોત્કચ, એટલે ઘડો, તે ભીમ ભયંકર કુવાની અંદર પડીને ભાંગી ગયો અને સૂર્યનો પુત્ર શનિ એટલે ચી-કણો કાદવ હાથે લાગ્યો અર્થાત્ હું પાણી ભરવા માટે ઘડો અને દોરડુ લઇને ગઇ પરન્તુ ઘડાનું મ્હોડું દોરડેથી બાંધી કુવામાં નાખતાં તે ઘડો તેમાં પડીને ભાંગી ગયો અને હું લ-પસી જવાથી હાથે કાદવ લાગ્યો.

१ (માધવોવાચ):—

અજાસુ રિપુ ભોઇણાં, કંઠ કહિ ગયો વિદેસ;
ખિમણા હુયા કિ ચઉગણા, હું તુ ઝુરૂં ઇણ દેસ. ३१५

---

१ અર્થ:—અજાંશુનો ભયકર શત્રુ તેને કહિ વિદેશ ગયે અને હુ તો આ દેશમાં ઝુરૂ છુ તો તે બમણા થાય કે ચ ઘણા.? ३१५

રહસ્ય:—અજાંશુ ચંદ્રના કિરણોનો પ્રકાશનો શત્રુ રાહુ. પતિ મોટલિને વિદેશ ગયો અર્થાત્ વિ–દેશ+દેહ બીજા દેહમાં મરી ગયો તેથી રાહુ રૂપ વસ્ત્ર અર્થાત્ શ્યામ–કાળુ વસ્ત્ર આ ગયો તેથી તેના વિયોગે હું આ દેશ-આ દેહમા + આવેશમાં છું–દુઃખી થઉ છું તો તે બમણા થયા કે ચાર ઘણા અર્થાત્ ૨ ... પ્રશ્ન છે.

૧ (કામકંદલાઉવાચ):—

ચાહુ સુ પાવું નહીં, તં વાસુ ન સુહાઇ;
તિણ કારણિ ઘણ દુબ્બલી, જાગતિ રયણ વિહાઇ. ૩૧૬

૨ (માધવોવાચ) —

મંદિર મંડણ તાસ રિપુ, જઇ તૂં ઘાલઇ મોહિ;
તો ઇંદ્રાસણ મંડણો, સો પહિરાવું તોહિ. ૩૧૭

(કામકંદલાઉવાચ):—કંકુ.

---

૧ અર્થ:—જે ચાહુ છુ તે મળતુ નથી તેટલા માટે વસવું ગમતું નથી અને જાગતાં જ રાત્રિ જાય છે તેથી સ્તનો દુર્બલ થઇ ગયાં છે ૩૧૬

રહસ્ય:—જે ચાહુ છુ તે મળતુ નથી અર્થાત્ કોસુંબીક વસ્ત્ર તે પતિના મરણથી મળતું નથી અને તેમાં વસવું ગમતું નથી તે શ્યામ વસ્ત્ર ઓઢવુ ગમતું નથી અર્થાત્ પતિ વિયોગે જીવવું ગમતુ નથી અને રાત્રિ જાગતાંજ જાય છે એટલે વિયોગ અને માનસિક અનેક દુ:ખથી ઉંઘ આવતી નથી એટલાજ માટે સ્તન દુર્બલ છે અર્થાત્ સ્ત્રીના શરીરમાં વધારેમાં વધારે પુષ્ટ જો કોઇ અવયવ તરી આવતો હોય તો તે સ્તન છે, શરીર દુર્બલ થતા થોડો સમય લાગે પરન્તુ સ્તન દુર્બલ થતાં તો જ્યારે મરણની અણીએ પહોચે તેટલી દુર્બલતા આવે ત્યારે જ દુર્બલ થાય તેથી અત્રે પ્રશ્નમાં સ્તનની દુર્બલતા પુછી છે અને તેણે તેનાં કારણો જણાવ્યાં છે

૨ અર્થ:—મંદિરનો મંડન તેનો શત્રુ તે જો તું મને આપે તો હું તને ઇંદ્રાસન મંડન પહેરાવું. ૩૧૭

જવાબ:—મંદિર—ઘરનો મંનન થાંભલો અર્થાત્ લાકડુ તેનો શત્રુ અગ્નિ તેના વર્ણ જેવું લાલ કંકુ. તે જો તુ મને આપે તો, અર્થાત્

૧ (માધવોવાચ):—

ઈંદ્રહ આસણ મંડણો, જિસ તિસ કઇહી હોઇ;

કચણ કો રિપુ દેહી મો, તો હૂં ઘાલું તોઇ.  ૩૧૮

(કામકુંદલાઉવાચ):—સિંદૂર.

૨ (માધવોવાચ):—

ઉંચા ભૂપતિ તાસ ઉરિ, તસુ રિપુ સ્વામિ સોઇ,

તાસ પિતા મહિ તી વસઇ, તસુ સુત આણી દોઇ.  ૩૧૯

(કામકુંદલાઉવાચ:)—મોતી.

---

ચાંડલો કરે તો–પરણે તો હું તને ઇન્દ્રાસન મડન હાથી તેના દાતનો બનેલો ચૂડો તને પહેરાવુ.

૧ અર્થ:—ઇંદ્રાસન મંડન તો જેના તેના હાથમાં હોય છે પ-રન્તુ કંચનનો શત્રુ જો તુ મને આપુ તો હું તને મદિર મંડનનો શત્રુ આપુ. ૩૧૮

જવાબ.–હાથી દાંતનો ચૂડો તો જેના તેના હાથમાં હોય છે પ-રન્તુ જે સોનાનો શત્રુ અર્થાત્ સિંદૂર (સ્ત્રીનો શણગાર) જો તું મને આપુ તો હું તને કંકુનો ચાંડલો કરૂં અર્થાત્ પરણું.

૨ અર્થ:—ઉચો રાજા તેના હૃદયનો શત્રુ, તેનો પિતા તેની અંદર વસનાર તેનો પુત્ર તું મને લાવી આપ ૩૧૯

જવાબ·—ઉચો રાજા મેઘ, તેનો શત્રુ પવન તે વાય ત્યારે વર-સાદ વરસે, એ વરસાદનો પિતા સમુદ્ર, (લોકોક્તિમાં સમુદ્રમાંથી વર-સાદ પાણી લઇને વરસે છે અર્થાત્ સમુદ્રમાંથી મેઘ પેદા થાય છે માટે તે વરસાદનો બાપ છે) તેની અદર જે વસનાર છે તે છીપ અને તેનો પુત્ર, તેના પેટમાં પેદા થતાં મોતી, તે તું મને લાવી આપ

૧ (કામકંદલાઉવાચ):—

ચાહુ સુ પાવું નહીં, તં વાસુ ન સુહાઇ;
તિણુ કારણિ ધણ દુબ્બલી, જાગતિ રયણ વિહાઇ. ૩૧૬

૨ (માધવોવાચ).—

મંદિર મંડણુ તાસ રિપુ, જઇ તૂં ઘાલઇ મોહિ;
તો ઇંદ્રાસણુ મંડણો, સો પહિરાવું તોહિ. ૩૧૭

(કામકંદલાઉવાચ):—કંકુ.

---

૧ અર્થ:—જે ચાહુ છુ તે મળતું નથી તેટલા માટે વસવું ગમતુ નથી અને જાગતાં જ રાત્રિ જાય છે તેથી સ્તનો દુર્બલ થઇ ગયાં છે ૩૧૬

રહસ્ય—જે ચાહુ છુ તે મળતુ નથી અર્થાત્ કોસુંબીક વસ્ત્ર તે પતિના મરણથી મળતું નથી અને તેમાં વસવું ગમતું નથી ને શ્યામ વસ્ત્ર ઓઢવુ ગમતુ નથી અર્થાત્ પતિ વિયોગે જીવવું ગમતુ નથી અને રાત્રિ જાગતાંજ જાય છે એટલે વિયોગ અને માનસિક અનેક દુ:ખથી ઉંઘ આવતી નથી એટલાજ માટે સ્તન દુર્બલ છે અર્થાત્ સ્ત્રીના શરીરમાં વધારેમાં વધારે પુષ્ટ જો કોઇ અવયવ તરી આવતો હોય તો તે સ્તન છે, શરીર દુર્બલ થતા થોડો સમય લાગે પરન્તુ સ્તન દુર્બલ થતાં તો જ્યારે મરણની અણીએ પહોચે તેટલી દુર્બલતા આવે ત્યારે જ દુર્બલ થાય તેથી અત્રે પ્રશ્નમાં સ્તનની દુર્બલતા પુછી છે અને તેણે તેનાં કારણો જણાવ્યાં છે

૨ અર્થ:—મંદિરનો મંડન તેનો શત્રુ ને જો તું મને આપે તો હું તને ઇંદ્રાસન મંડન પહેરાવું. ૩૧૭

જવાબ:—મંદિર—ઘરનો મંનન થાંભલો અર્થાત્ લાકડુ તેનો શત્રુ અગ્નિ તેના વર્ણ જેવું લાલ કંકુ. તે જો તું મને આપે તો, અર્થાત્

## ચોપાઈ.

ઇમ અનેક દૂહા નઈ ગાહ[1], રમતાં કામકેલિ ઉચ્છાહિ[2];
ખિણ[3] એક[4] માંહિ વિહાણી રાતિ, ઇમ[5] ભોગવિ[6] માધવ સંઘાત. ૩૨૦
વનિતા પ્રતિ માધવ વિનવઇ, શીખ દીયો[7] તો ચાલુ હિવઇ,
રહો[8] પ્રચ્છન્ન ન જાણઇ કોઇ, જીમ[9] આણંદ અમ્હાં ઘર[10] હોઇ ૩૨૧
માધવ કહઇ રાયની[11] આણ, જો[12] જાણઇ તો[13] જાઇ[14] પરાણ,
જો જીવંતી[15] કાયા રહી, નિશ્ચઇ[16] વલી મિલેસ્યાં[17] સહી. ૩૨૨
વાત[18] સુણી વેશ્યા ધડહડી[19], મુર્છા[20] આવી ઢરણી[21] ઢણી;
છાંટઇ[22] પાણી વીંજઇ વાઇ[23], ખિણ[24] એકે સચેત સુંદર થાઇ. ૩૨૩
પ્રી આગલિ વિરહણિ વિલવિલઇ[25], આંસુ પડઇ હીયડો[26] ઉકલે;
વાજિ[27] લહર પસી જઈ અંગિ, જાણે (કરિ) સાંડસી ભુયંગ[28]. ૩૨૪

---

(૧) I હા. (૨) I * હ. (૩) * ણિ. (૪) I ઈ. (૫) * પ્રેમ ભોગવઇ પ્રી સંઘાતિ (૬) × વિલસઇ (૭) * દીઉ તઉ ચાલિ ઉંહુવઇ. (૮) * રહિઉ I રહ્યા. (૯) * કિમ આણંદ અહિયાં મનિ. (૧૦) I ઘરિ (૧૧) I રાજા. (૧૨) × જઉ. × જો ખંડુ તુ. (૧૩) × તુ. (૧૪) I જાવે પ્રાણ. (૧૫) I તાં. (૧૬) * ય. (૧૭) * મિલેસઉ × મિલેશાં. (૧૮) I કામા સુણિ થઇ વિવલી. (૧૯) * હડઇ. (૨૦) × મૂર્છા. (૨૧) * ધરણિ ઢલઇ. I ઢલી (૨૨) × છં. (૨૩) × વાયુ I વાય (૨૪) × ખિણઇ સચેતી સુંદરિ થાય. I ખિણેક સુંદર સચેત ન થાઇ. (૨૫) × વલી વલઈ. (૨૬) * હીઉ. ઉકલઇ (૨૭) * વાજઈ લહરિ પિસઈ સહી અંગ. (૨૮) * ભુઅંગિ × સાડસીઅ ભુયંગ.

## ચોપાઈ.

ઇમ અનેક દૂહા નઈ [1]ગાહ, રમતાં કામકેલિ [2]ઉચ્છાહિ;
[3]ખિણ [4]એક માંહિ વિહાણી રાતિ, [5]ઇમ [6]ભોગવિ માધવ સંઘાત. ૩૨૦

વનિતા પ્રતિ માધવ વિનવઇ, [7]શીખ દીયો તો ચાલુ હિવઇ;
[8]રહો પ્રચ્છન્ન ન જાણઇ કોઇ, [9]જિમ આણંદ અમ્હાં [10]ઘર હોઇ ૩૨૧

માધવ કહઇ [11]રાયની આણ, [12]જો જાણઇ [13]તો [14]જાઇ પરાણ;
જો [15]જીવંતી કાયા રહી, [16]નિશ્ચઇ વલી [17]મિલેસ્યાં સહી. ૩૨૨

[18]વાત સુણી વેશ્યા [19]ધડહડી, [20]મુર્છી આવી [21]ઢરણી ઢળી;
[22]છાંટઇ પાણી વીંજઇ [23]વાઇ, [24]ખિણ એકે સચેત સુંદર થાઇ. ૩૨૩

પ્રી આગલિ વિરહણિ [25]વિલવિલઇ, આંસુ પડઇ [26]હીયડો ઊકલે;
[27]વાજિ લહર પસી જઈ અંગિ, જાણે (કરિ) [28]સાંડસી ભુયંગ. ૩૨૪

---

(૧) I હા. (૨) I * હ. (૩) * ણિ. (૪) I ઈ. (૫) * પ્રેમ ભોગવઇ પ્રી સંઘાતિ (૬) × વિલસઇ. (૭) * દીઉ તઉ ચાલિ ઉંહુવઇ. (૮) * રહિઉ I રહ્યા. (૯) * ક્રિમ આણંદ અહિયાં મનિ. (૧૦) I ધરિ (૧૧) I રાજા. (૧૨) * જઉ. × જો ખડુ તુ. (૧૩) * તુ. (૧૪) I જાવે પ્રાણ. (૧૫) I તાં. (૧૬) * ય (૧૭) * મિલેસઉ × મિલેશાં (૧૮) I કામા સુણિ થઇ વિવલી. (૧૯) × હડઇ. (૨૦) * મૂર્છા. (૨૧) * ધરણિ ઢલઇ. I ઢલી (૨૨) × છં. (૨૩) × વાયુ I વાય (૨૪) × ખિણઇ સચેતી સુંદરિ થાય. I ખિણેક સુદર સચેત ન થાઈ. (૨૫) * વલી વલઈ. (૨૬) * હીઉ. ઉકલઇ (૨૭) * વાજઈ લહરિ પિસઈ સહી અંગ. (૨૮) * ભુઅંગિ. × સાડસીઅ ભુયંગ.

માધવ ઇક[1] વાત[2] સુણઉ મુજ તણી, સંભલ[3] કરિ ક્રિપા મુજ ભણી;
તૂં માહરઇ છઇ આણુ આધાર, મુજનઇ કાંઈ[4] તજઇ નિરધાર.૩૨૫

દે આલિંગન લાગિ હાથ,[5] સામી[6] મુજ તેડઉ હિવ સાથિ;
રહઇ[7] કિમ જલ વિન[8] માછલી, પ્રીત[9] ન પાલઇ પ્રી પાછિલી. ૩૨૬

નીંઠ[10] નીઠ સમજાવી બાલ, વિષમ પંથ[11] છઇ સુકુમાલ,
વાઘ ચોર[12] સાવજ (ભય) ઘણા, સહિવા દુઃખ પરદેસાં તણા. ૩૨૭

નહીં રહુણરી હિવણાં[13] વાર, જાવા દે[14] મા વરજ ગમાર;
રોવઇ મુખે મૂકઇ નીંસાસ, નારી છંડો[15] કાંઇ નિરાસ.　　૩૨૮

**શ્લોક ***

त्यजेदेकं कुलस्यार्थे, ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे, आत्मार्थे पृथिवीं त्यजेत् ॥३२९॥

---

(૧) × એ. (૨) * વાત મું તણી. (૩) × સાંભલિ કરે કૃપા મુજ ભણી. I તો વિણ ન રહુ પ્રી મુજ ભણી. (૪) × આજ. ત્યજ. (૫) × થિ (૬) × સ્વામિ હિવ મુજ તેડુ સાથિ I સ્વામિ મુજ લે જાવૈ સાથ (૭) I કિમૈ. (૮) * ણુ — × તિ. — × ૭ (૯) I પ્રીત પાલૈ પ્રીઉ પાછલી. (૧૦) I નિત પ્રતિ સમજાવૈસા. (૧૧) × પંથ તું છ૭. × પંથ તુઉ તનુસુ. — × વિ (૧૨) I ચોર ભય સાવજ તણા. — × હુ — × સી. (૧૩) × હુવણુ૭. (૧૪) × મમ દ્રોહંગઃ I દે તું હોહંગિ. — × ખિ (૧૫) * છંડઉ. I છંડે.

× અર્થઃ—કુળના ભલા માટે એકનો ત્યાગ કરે, અને ગામના

## गाहा.

[१]विरहो वसन्तमासो, नवनेहो पढमजुव्वणारंभो ।
पंचमगेयस्स झुणि, पंचग्गी को जणो सहइ ? ॥३३०॥

[२]जणणी जम्मभूमि, पच्छिमनिद्दा य [१]अहिनवं पेमं ।
[२]सज्जण जणाण गुट्ठी, पंचवि दुक्खेहिं [३]मुंचिज्जइ॥३३१॥

---

ભલા માટે કુળનો ત્યાગ કરે, દેશના ભલા માટે ગામનો ત્યાગ કરે, અને પોતાના ભલા માટે પૃથ્વીનો ત્યાગ કરે. ૩૨૯

१ विरहः वसन्तमासः, नवस्नेहः प्रथमयौवनारम्भः ।
पञ्चमगेयस्य ध्वनिः पञ्चाग्नी कः जनः सहति ॥ ३३० ॥

અર્થ:—વિયોગ, વસન્ત માસ, નવીન સ્નેહ, શરૂ થતુ પ્રાથમિક યૌવન–જુવાની, પંચમ રાગનો સ્વર, આ પાંચ અગ્નિ કોણ માણસ સહન કરી શકે ? ૩૩૦

(१) + सहायसुट्ठीय. I सहाससुट्ठीय. (२) + सणइट्ठमाणुसं. (३) + मुच्चंति.

२ जननीः जन्मभूमिः, पश्चिमनिद्रा अभिनवं प्रेमम् ।
सज्जनजनानां गोष्ठीः, पञ्चाऽपि दुःखैः मुच्यते ॥३३१॥

અર્થ:—માતા, જન્મભૂમિ, પાછલી રાતની ઉંઘ, નવો બંધાએલો પ્રેમ, સજ્જન માણસની સાથે વાર્તાલાપ, આ પાંચ દુ:ખથી–મુસીબતથી છોડાય છે. ૩૩૧

१रे संकर! मा सिरज्जसि, अहवा मा देसि माणुसं जम्मं।
अह जम्मं मा पिम्मं, अह पिम्मं मा विजोगं च ॥३३२॥

८ २नवसत्ता ससिवयणी, हर हार आहार वाहना नयणी।
उदहि रिउ सुअगमणी, सा सुंदरि कत्थ हो माइ॥३३३॥

३वसिऊण मुज्झहियए, चित्तं गहिऊण कत्थ चलिओसि।
पंथी परगहमंडण, पुणो तुमं कत्थ दिसेसि? ॥३३४॥

---

१ रे शंकर! मा सृजसि, अथवा मा ददस्व मानुष्य जन्मम्।
अथ जन्मं मा प्रेमं, अथ प्रेमं मा वियोगं च ॥ ३३२ ॥

અર્થ:—હે શંકર! તુ જગત બનાવીશ નહી, અથવા બનાવુ તો માણસનો જન્મ આપીશ નહી, અને જો માણસનો જન્મ આપુ તો પ્રેમ કરાવીશ નહી, પ્રેમ કરાવુ તો વિયોગ કરાવીશ નહો. ૩૩૨

२ नवसत्वा शशिवदनी, हर हार आहार वाहना नयनी।
उदधि रिपु सुत गमनी, सा सुन्दरी कुत्र अहो माता॥३३३॥

અર્થ:—હે માતા! નવીન ગર્ભવતી, ચંદ્ર સમાન મુખવાળી અને મહાદેવના હારનો આહાર જેનું વાહન છે તેના જેવા નેત્રોવાળી અર્થાત મહાદેવનો હાર સર્પ તેનો આહાર પવન તે જેનુ વાહન છે અર્થાત્ ચંદ્રમા રહેલા હરણનુ વાહન પવન છે એટલે હરણ સમાન નેત્રોવાળી સમુદ્રના શત્રુના પુત્ર જેવી ગતિવાળી અર્થાત્ સમુદ્રનું મથન કરનાર સમુદ્રનો શત્રુ મહાદેવ તેનો પુત્ર ગણપતિ. એટલે તેનું મોઢુ હાથી જેવું હોવાથી ગણપતિ એટલે હાથી તેના જેવી ચાલવાળી તે સુંદરી ક્યાં છે? ૩૩૩

(१) × जीव. (२) × रे पइ पंथ.

३ स्थित्वा मम हृदये, चित्तं गृहित्वा कुत्र चलितः।
पान्थ? परगृहमण्डन, पुनः त्वं कुत्र दृश्यसि ॥३३४॥

## દૂહા.

ચંદન કઠ્ઠ કપૂર રસ, સીતલ[1] ગંગ પ્રવાહ;
મન[2] રંજન તન[3] ઉલ્હવન, કદિ[4] મિલસ્યઇ નાહ. ૩૩૫

ચંદ મુખી હંસા ગમણ[5], કોમલ દીરઘ[6] કેસ,
કંચન[7] વરણી કામિની, વલિ કદહી[8] દીસેસિ. ૩૩૬

એ સિધાવો સિદ્ધ[9] કરો, પૂજો[10] થાંકી આસ;
મત વિસારો[11] મન થકી, હું છઉં થાંકી દાસી. ૩૩૭

× સજ્જણ ગુણે સમુદ્દ, જિઉં તરિ થક્કી તેણ;
અવગુણ છેટ ન સભરઇ, ખિણહિ વિલંબુ જેણ. ૩૩૮

એ સિધાવો સિદ્ધિ કરૂ, બહુ ગુણવંતા નાહ;
સા જીહા શતખંડ કીય[12], જેણ કહિજ્જઇ[13] જાહ. ૩૩૯

---

અર્થ:—મારા હ્રદયમાં વસિ ચિત્ત લઈને તું ક્યાં ચાલ્યો. પારકા ઘરને શોભાવનાર હે પાથ! વળી તુ ક્યારે દેખાઇશ? ૩૩૪

— ~ ણ (૧) * લુ (૨) * જન + જણ. (૩) I મનઉલસણ — ~ ણ. (૪) × કદે મિલેશઉ નાહ. + * તુ કિમ પામિસિનાહ. I મિલેસી. (૫) × I ણિ (૬) × દીહર — × ણ (૭) I ચંપક વરની (૮) + કદી I કદે. (૯) × દ્દિ. કરૂ. (૧૦) I પૂરો (૧૧) × રૂ. (૧૨) × હૂઅ. I કરિ. (૧૩) × ભણિ ગઇ. + જિણિ કહિજ્જે

गाथा १

१ ऊज्जडीयो ईअदेसो, सो वसियो जत्थ पियजणो जाइ ।
पीउ ! परदेसह मंडण, पुणो तुमं कत्थ दिसेसि ॥३४०॥

પૂજઉ આસા સિદ્ધિ સુંદર, ૨ ચલિઉ જિસેણ કજ્જેણ;
છપ્પય વાસ નિવાસો, સો ૩ દિજ્જો અમ્હ નામેણ. ૩૪૧

गाथा. २

× वट्टंत गमण दीहा, जं भणियं कंत तं खमिज्जासु ।
अम्हे चिय नत्थिगुणा, तुम्हाण य नत्थि गुणछेओ॥३४२॥

---

(૧) × ઉજ્જડ હુઉ દેસો. (૨) × ચલિઉસિ જેણ. (૩) × દિજ્જઈ.

१ उद्‌ध्वस्तः एतद्देशः, सः वसितः यत्र प्रीयजनः यायिन् ।
प्रीय ! परदेशमण्डन, पुनः त्वं कुत्र दृश्यसि ॥३४०॥

અર્થ:—જ્યાં પ્રીય મનુષ્ય જાય છે ત્યાં તે દેશ ખરેખર વસેલે છે અને આ દેશ ઉજ્જડ થએલો છે હે પરદેશને શોભાવનાર વહાલા તું ફરીને ક્યા દેખાઈશ? ૩૪૦

२ वर्तंत गमनदिवसाः, यद्भणितं कान्त ! तत् क्षमस्व ।
अस्मासु खलु नास्ति गुणाः, युष्माकं नास्ति गुणछेक ॥३॥

અર્થ—હે વહાલા ! તમારા જવાના દિવસો નજીક આવે તો જે તે કાંઇ કહ્યું હોય તે તુ ક્ષમા કર કારણ કે અમારામાં જરૂર ગુણો નથી પરન્તુ તમારા ગુણનો પાર નથી. ૩૪૨

१ जाउ[1] सरीर पाउ, असहंतो दुज्जणो जणो जाउ ।
जाउ रोर[2] कलंको, मा[3] जाउ सज्जणो सयणो ॥३४३॥

२ रे पीउपवासगामि, अंचल गहिऊण कुप्पिउ कीस ।
पढमं चिय किं मुकं, अह जीयं अद्ध पढियं च ॥३४४॥

---

(१) × ओ. (२) × रोग (३) I मा जावो सगुणो सज्जणो

१ यातु शरीर पापं, असहन्तः दुर्जनः जनः यातु ।
यातु रोर कलङ्कं, मा यातु सज्जनः स्वजनः ॥३४३॥

અર્થ:—શરીરમાં રહેલુ પાપ જાઓ, નહી સહી શકનાર અર્થાત ઈર્ષાળુ દુર્જન માણસ જાઓ, દરિદ્રતા અને કલક જાઓ, પરન્તુ સજ્જન માણસ અને પોતાનું માણસ અર્થાત્ પતિ અથવા જેની સાથે સુદૃઢ પ્રેમ બધાયો હોય તે ન જાઓ અર્થાત્ તેનો વિયોગ ન થાઓ. ૩૪૩

२ रे प्रीय ! प्रवास गामि, अञ्चलं गृहित्वा कुपितः किम् ।
प्रथमं खलु किं मुक्तं, अथ जीवितं अर्द्धपठितं च ॥३४४॥

અર્થ:—હે મુસાફરીમાં જતા વહાલા ! છેડા પકડીને પછી ક્રોધિત શું થયો, પરન્તુ હું ચોક્કસ માનુ છુ કે તેં પહેલુ જીવિતવ્ય અને પછી અડધુ બોલેલુ વાક્ય મુકિ દીધું. અર્થાત્ મરણ પામેલા પતિ પ્રત્યે સ્ત્રીનું આ કથન છે કે હે વહાલા મારો છેડો ઝાલીને તું કોપાયમાન કેમ થયો છું અર્થાત્ તું હવે કેમ બોલતો નથી. નો તેથી હું હવે નિશ્ચયથી માનું છું કે પ્રથમ તે જીવીતવ્ય છોડી પછી અડધુ કહેલું વાક્ય છોડી દીધું. ૩૪૪

## દૂહા.

જો[1] ગચ્છસિ[2] ગચ્છ પ્રીય, કંઠા[3] ગ્રહણ મ જોઇ;
રોવણ છેહ વિલગ્ગઇ, અવસ અમંગલ હોઇ.　　૩૪૫

હાઅડા ભીંતર[4] પઇસ[5] કરી, ઉગ્યા[6] સલ્લરિ[7] રૂખ;
નિત સલસલઇ[8] નિત પલ્લવઇ[9], નિત નિત નવલા દુઃખ. ૩૪૬

સખિ એ આંમણ દૂમણિ, મારગ ઉભી કાંઇ;
જે જીવકા[10] વલહા, તે[11] ચલિઆ જાઈ.　　૩૪૭

સંભાર્યઉ[12] સંતાપ, વીસારિયા[13] ન વિસરઇ;
કાલિજાની[14] કોર, ખરહડ[15] તો ફાટે નહી.　　૩૪૮

વીછડતાં પ્રી[16] માણસાં, નયણે કીધો સોગ;
ઓઢણ[17] પહિરણ સાડી ફૂંચીયો[18], હૂયો[19] નિચોવણ જોગ. ૩૪૯

---

(૧) × જઉ (૨) × સિતુ. I જોગ છે તો (૩) × કંઠગ્ગ-હણુ. – × ણિ ગ્ગિ. સિ (૪) × ભીતિરિ. (૫) * સિ. (૬) × ઉગ્ગ × ઉગા. (૭) I સાલર. (૮) * સલ્લઇ. × સાલઇ. (૯) × પલ્લવઇ. × પાલ્હવઇ. I પાલવૈ (૧૦) I રા (૧૧) * તેઉ. (૧૨) × સભાર્યા (૧૩) × વિસહતાં. (૧૪) * કાલેજા વિચિકાપ. (૧૫) ~ હર તઉ ફિટઇ. + તુ ફિટે (૧૬) I પ્રીય. (૧૭) I ઉ (૧૮) I કચૂઉ. (૧૯) I હુઉ

સાજણ[1] દેસંતરિ[2] ગયા, જોયણુ લાખાં[3] છેહ;
વીસારિયા ન વીસરઈ, જાં જીવન[4] છંડઇ દેહ. ૩૫૦

સજણીયા[5] સહુ કો કરઇ[6], અમ્હે[7] ન કરિસ્યાં કોઇ,
જેતા[8] સુખ સનેહડા, તે તા ફિરિ[9] દુ:ખ હોઇ; ૩૫૧

આઉ[10] તનજાદરાં[11] મસીકરાં, ધૂયા[12] જાઇ સરગ્ગ[13],
મત પ્રી વાદલ હોઈ કૈ[14], વિરહ બુઝાવઇ[15] અગ્ગિ. ૩૫૨

નિમિષ[16] એક દિન હૂયા, રયણ[17] હૂઇ છમાસિ[18];
વાલિંભ વિરહ[19] તુઝ ભણૈ, જીવ જલૈ[20] નીસાસ; ૩૫૩

હીયડા ફૂટિ પસાઉ કરી, કેતા દુખ સહેસ[21];
વાલંભ પ્રી[22] વિછોહીયો, જીવી કાહ[23] કરેસિ. ૩૫૪

---

(૧) I સજન (૨) * સાં. (૩) × લ. I જોવન લિખીયો છેહ. (૪) I જીવૈતાં સનેહ. (૫) * સા. (૬) × કરૂ I કરો. (૭) * અહ્મે (૮) × જેતું સુખ સયોગનુ તે તું. (૯) × ફરિ. (૧૦) * અ. + ઓ (૧૧) * રૂ મિસિ કરૂં (૧૨) × આ. (૧૩) * ગ્ગિ (૧૪) * કરિ. (૧૫) * વરસિ. (૧૬) × નમિષ × નિમપ. (૧૭) * ણિ. (૧૮) * સ. (૧૯) * વિરહિઇ તુઝ તણઈ. – I તુમ (૨૦) * જીલઈ જયું વાસ. (૨૧) × સિ (૨૨) × પ્રીય માણસ વિછોહીયાં. I વાલંભ વિરહ વિછોહીયો. (૨૩) * કાહુ. I કરેસ

કેહી કીજૈ[1] વાતડી, કેહી કીજૈ[2] કથ્થ;
જેહા સજ્જણ વિછડે[3], તેહા ન ચડસ્યૈ[4] હત્થ. ૩૫૫

રે હીયા વજાંઇ[5] ઘડ્યો, કંઇ[6] પાષાણ કુરંડ;
વાલંભ[7] નર વિછોહિતાં[8], ફૂટો[9] ન ખંડો ખંડ[10]. ૩૫૬

કરવતડી કિરતાર, જઉં[11] સિર દીસઇ તાહરૈ,
તો[12] તું જાણૈ[13] સાર, વેદન[14] વિછોહયા તણી. ૩૫૭

ગાથા[1]

૮ जइ गच्छसि तउ गच्छपिय, को वारइ तुज्झ गम्ममाणस्स ।
तुज्झ गमणे मुज्झ मरणं, विहलिय को पणासेई ॥३५८॥

---

(૧) * કીજઇ વત્તડી. (૨) * કીજઇ. (૩) * વીછડઇ. + વીછુડઇ. (૪) * ચડઇ I ચડે. (૫) * વજ્જિ ઘડિઉ. I (રે) હીયાવજ્જ ઘડીઉસિ. (૬) × વજ્જં વજ્જેણ સારિચ્છં. (૭) * લિં. I વાલિભ તણું વિજોગડે. (૮) * ઉં. (૯) * હૂઉં. (૧૦) ~ ડિ. (૧૧) * જઇ સિરિ મેહલઇ અપ્પણઇ, × જો સિર દિજઇ તાહરઇ. (૧૨) * તુ (૧૩) * જાણત. (૧૪) * વેયણ.

૧ यदि गच्छसि तदा गच्छ प्रीय, कः निवारयति तव गममानस्य
तव गमने मम मरणं, विस्खलितं कः प्रनाशयति ॥३५८॥

અર્થ.—હે વહાલા ! જો તું જતો હોય તો જા. તને જતાને રોકી રાખે છે તારા જવાથી મારૂં મરણ છે તો અહિ રહેલા—નષ્ટ થએલા તેનો પ્રાણ નાશ કરે—અટકાવે. ૩૫૮

## દૂહા.

૮ વાલંભ તઇ વિરુઉ કીયો, વહિલો દાખ્યો છેહ;
થે તોડ્યો કવડી વડઇ, લાખ ટકાનો નેહ ૩૫૯

## ચોપાઈ.

આધવાનલ[1] ચાલ્યો પરદેસ, કામકંદલા છાંડ્યો[2] વેસ;
છંડૈ[3] રંગત દક્ષિણી ચીર, ન કરઈ સોલ શૃંગાર સરીર. ૩૬૦
કામકંદલા ઇણ[4] પરે રહઈ, બીજો[5] લોક વાત નવિ લહુઇ[6];
તજઇ[7] તિલક કાજલ[8] તંબોલ, મંજણુ[9] ન્હાવણ ખોલ અંગોલ. ૩૬૧
જીમઇ[10] નહીં સરસ આહાર, જાં ન મિલઇ માધવ ભરતાર;
વિધવા વેસઇ[11] તે વિરહણી, દુર્બલ દેહ કીધી[12] પ્રી ભણી. ૩૬૨

---

(૧) * માધવ તે ચાલિઉ પરદેસિ. (૨) × છડિઉ. + છડિઓ. I છંડૈ. (૩) * છંડઇ. + છંડે. (૪) * ઇણિવિધિ (૫) * બી-જઉ. + બીજુ. I બીજા. (૬) + લહે. I કહે. (૭) * તિજઇ. + તિજે. × ત્યજઇ I તજૈ. (૮) * કજજલ. (૯) * જાજણુ ન્હાણ ખોલિ અંઘોલ. (૧૦) + જીમે. (૧૧) * વેસિઇ. I વિવિધ વેસૈ. (૧૨) * કીઉ. I કીયો + કીયો

માતા સમઝાવે[1] ઘણું, કર્યું[2] ન કરઇ[3] કુલ કર્મ[4] આપણો[5];
આવે[6] મોટા[7] ઘરિ નરરાય, કામકંદલા તે ન સુહાઇ. ૩૬૩

માતા મ કરિ ઘણો[8] વેસાસ, આણો[9] પુરૂષ મુજ[10] આવાસિ;
અંગથિકી રાખિસ[11] વેગલા, ગીત વિનોદ[12] દેખાડસિ[13] કલા. ૩૬૪

માતા આગ્રહ મંડઇ[14] ઘણું, સીલ ન ખંડઇ[15] કાયા તણો[16];
કામકંદલા ઇણ[17] પરિ રહઇ[18], વિરહ વિયાકુલ[19] મન[20] દુખ સહઇ[21]. ૩૬૫

માધવ દેસ નગર બહુ ફિરી, વિષમ પંથ વિલંઘઇ[22] કરી;
વિરહ વિયોગઇ[23] ચિત્ત ચાલવઇ[24], પુહુ તો[25] જઈ દેસમાલવઇ. ૩૬૬

પુર પાટણ[26] ફિર દીઠા તેણ, જોઇ[27] પહુતો નગર ઉજેણ[28];
ગઢ મઠ મંદિર પઉલિ[29] પગાર, નવ બારહ જોયન[30] વિસ્તાર. ૩૬૭

---

(૧) ~ સમઝાવઇ ઘણુઉ. I ઝાવે ઘણો. (૨) × કાં I કિમ. (૩) I કરૈ + કરે (૪) ~ ક્રમ. (૫) * આપણઉં. + આપણું. I આપણો. (૬) × આવઇ + આવે. (૭) * ઘરિ મોટા. (૮) * ણા. (૯) ~ આવુ. (૧૦) + મુજ્ઝ. (૧૧) + * રાખુ. (૧૨) * નાદ. (૧૩) * દેખાડિસુ. – I મીઠાવૈણ કરિ આગ્રહ ઘણો (૧૪) * માંડઇ ઘણઉં. + માંડે ઘણો. (૧૫) * છડઇ + ખડે. (૧૬) * તણુઉ. + તણુ I તણો. (૧૭) + ઇણિ. (૧૮) + રહે I રહૈ. (૧૯) I વિયા ચિંત તન. (૨૦) * મનિ. (૨૧) + સહે I સહૈ. (૨૨) + વનલંઘી. I વલિ લંઘી (૨૩) * વિયોગિ. (૨૪) + ચાલવે I ચાલવૈ. (૨૫) * પુહુતુ I પુહુતો. જોઇ. (૨૮) * પટ્ટણ ફિરિ દીઠા તેણિ. (૨૭) × જઇ દીઠઉ + દીઠું. I પુહુતો. × પઇઠઉ (૨૮) * ઉજેણિ. (૨૯) * પોલિ. I પોલ પ્રાકાર. (૩૦) * જોઅણ × યોજન. I જોયણ.

સિપ્રા નદી વહઇ અતિ ચંગ, મહાકાલ[1] પ્રાસાદ ઉત્તંગ;
ચઉસહિ જોગણિ[2] પીઠ સુઠામ[3] તિહાં[4] દેવી હરસિદ્ધી[5] નામિ[6]. ૩૬૮
અક્ષ[7] યક્ષ વર વ્યંતર રહઇ, બાવન વીર ઠામ ગહગહઇ;
સુપનંતરિ નવિ પડઇ દુકાલ, ચોરાસી ચૌહટા[8] સુવિશાલ[9]. ૩૬૯

પધડી છંદ.

વિક્રમાદિત્ય તિહાં[10] કરઈ રાજ,
પૃથિવી ઉરણ[11] જિણ કરી[12] આજ;
પરનાર બંધવ રિણ[13] અભંગ,
સરણા[14] વિલંબ જિણ સાવિલિંગી. ૩૭૦
પરદુખ[15] ભંજણ બિરૂદ[16] જાસુ,
ઇહક જન નિત[17] પૂરવઇ આસ;
અતિ[18] સૂરવીર નર[19] સાહસીક,
છત્રીસ[20] લાખ ચાલઇ અનીક. ૩૭૧

---

(૧) × મહંકાલ. (૨) * ચોગિણી (૩) × સુજાણ. (૪) ⁄ તિહિ. (૫) * હરિસિદ્ધિ. I હરિસિદ્ધા. (૬) × ઠાંમ (૭) * સિદ્ધવડઇ બહુ + વડે. I અક્ષય વડ બહુ વિંતર રહૈ. — I ર. નપ. (૮) * ચહુટાં × ચઉહટાં. + ચઉટા. (૯) I સૂવિસાલિ. (૧૦) * તિહિં. (૧૧) * જિણિ ઉરણ કરી (૧૨) I કીધ. (૧૩) * રણિ. × રણ. (૧૪) * સરણગત વજ્જ્ર સાવ. (૧૫) * દુખહ. (૧૬) * બિરદ જાસ. + બિરદ જાહ. (૧૭) × નિતુ. (૧૮) I તે. (૧૯) I નઇ. (૨૦) I બત્રીસ.

[1]સોલહ સઇ અંતે ઉરી નારિ,
[2]છ સહસ વેશ્યા નગરિ મઝારિ;
[3]આગીયો નામ **વેતાલ** [4]જાસ,
નિત સેવ કરઇ [5]જાણીયઇ દાસ.　　૩૭૨

[6]**ખાપરો ચોર** સઘલઇ પ્રસિદ્ધ,
[7]**કુવડીયો** જૂયારિ [8]વાચા બદ્ધ;
[9]તિહાં **માધનામ પંડિત** સુજાંણ;
[10]વરધિ નિરતી ગુણ નિહાણ.　　૩૭૩

એહવી **નગરી ઉજેણી** [11]ઠામ,
[12]સાંભલઇ શ્રવણ ભૂપતિ વખાણ;
[13]અતિ હરખ્યો માધવ મન માંહિ,
[14]દેખી ઉજેણી [15]અતિ ઉચ્છાહ.　　૩૭૪

---

(૧) × સોલસહસ. + સોલહસે અતિ વરી. I સોસૈસ અંતે ઉરવર નારિ. (૨) × વિ. I છ સહિસ – * રી. (૩) * આગીઉ I આગીયો. (૪) I જાસુ. (૫) * નરજાણિ. + કરિજાણિ (૬) * ખાપરઉ. (૭) * કઉહિઉ. × કુડિઉ. (૮) * વાચ (૯) * તિહિ. (૧૦) * વરદીધ સરસતી ગુણ નિહાણ. I વરદૈ સરસ્વતી. (૧૧) * ઠાણિ. I નાંમ (૧૨) * સંભલિ શ્રવણે. I સાંભલૈ શ્રવણે ભૂપ સુજાણ. ⁊ વખાણિ. (૧૩) ‘ અનિ તેહ હરખિઉ મન માંહિ. (૧૪) I દેખિયૌ. (૧૫) I અતિહિ * + મનિ ઉચ્છાહિ. – I નરનાર.

## ચોપાઇ.

માધવ હિંડઇ નગર મઝારિ, રૂપવંત દીસઇ બહુ નારિ.
સારો[1] દિન તિણ[2] નગરી ફિરી, કોઇ ન પૂછઇ[3] આદર કરી. ૩૭૫

×તિણિ[4] દેસડઇ ન જાઇઇ, જિહાં આપણુ[5] ન કોઇ;
સેરી સેરી હીંડતાં, શુદ્ધિ[6] ન પૂછઇ કોઇ. ૩૭૬

## શ્લોક.

※ तत्र देशे न गन्तव्यं, यत्रात्मीयजनो नहि ।
मार्गेहि गच्छतां तेषां, कुशलं कोनु पृच्छति ॥३७७॥

## દૂહા.

I માધવ હિવ તિણ નગરમૈ, દુખે નીગમૈ રૈણ;
કામકંદલા મનમૈ વસૈ, સંભારૈ નિજ વેણ. ૩૭૮

I ચિતમૈ વસિ રહી કાંમિની, પ્રેમ પ્રીતસાં સુવિલાસ;
ભુખ પ્યાસ નિદ્રા તજી, મનમૈ રહૈ ઉદાસ. ૩૭૯

---

(૧) * સારઉ. (૨) * તિણિ. (૩) * I વાત. (૪) I તિણ દેસડિ. (૫) I અપણો. (૬) I સાર ન પૂછૈ.

* અર્થ:—જે દેશમાં આપણો માણસ નથી ત્યાં જવું નહી કારણ કે માર્ગે જતાં તેઓને કુશળ કોણ પૂછે? ૩૭૭

॥અથ શિવા શકુન ॥

શિવા તણા વલી હુઇ ઈતે આણજ્યો;
ગામિં ચાલતાં ડાબી શિવા, બોલિં તો સુખ આપે સ્વા. ૨૨૫
જીમણી ફ્રાઉં નિખર હુઈ સહી, ચોર અનિં રાજાનિં કહી;
દેવયાત્રાઇ તે ચાલતાં, જીમણી દીપ્ત દિશિ શુભ મતા. ૨૨૬
રાજદ્વારિ જાતાં વલી કહી, વામ પાસેં દીપ્ત દિસિ ગ્રહી;
શીવા બોલી શુભ જાણવી, એહવિં શબ્દ હીઈ નાણવી; ૨૨૭
અજુઆલા પખવાડા માંહિં, બાલક અર્થિં ઘણા સ્વિર થાઈ,
ક્ષુધાક્રાંત ક્રોધિ કલકલી, બોલિં તે નિષ્ફલમાંહિ ભલી. ૨૨૮
ગામાંતરાથી ઘરિ આવતાં, જિમણી શીવા હુઈ ઇછતાં;
દિન દિન સુખ પાંમીઇ અસેસ, પામી વ્યાપાર આવી નિજ દેસ. ૨૨૯
જીમણી શીવા નિખર તે કહી, રાજિ કાજ શાત દિસિ રહી;
જીમણી ફ્યાઉં શુભ જાણવી, દીપ્ત દિસેં નીખર આણવી. ૨૩૦
મધ્યરાત્રિ ઉત્તર ઇશાન, શીવા સ્વર કરતી શ્મસાન;
સ્થિતિ વાસીનિં મહા ભય કહઈ, ચરવાસી તે દુખ નવી લહિ. ૨૩૧
રવિ ઉદયે પૂરવ ઇશાંન, શુભ બોલીએ આણુ શાન;
સૂર્ય ઉદય થકી એક પહુર, પુરવ અગનિ અશુભનું ધુર. ૨૩૨
તપન ઉદય વલી આણીઇ, બીજા પહુર લગી જાણીઈ;
દક્ષિણ અગનિ અશુભ કહિવાઇ, નિવાસ નૈરતિ ત્રીજઇ યામ થાઇ ૨૩૩
નૈરતી પછિમ ચઉથિ યામ, અશુભ તણું તે કરિં કામ;
રાત્રિણી પહુર પછિમ દિશિ સહી, સેસ થાકની ઉત્તર કહી. ૨૩૪
એતલી દિસિ અસુભ બોલતી, શુભ કારીજ તે ગ્રહી વારતી,
રાત્રિં ફ્યાઉ દક્ષિણ દિસિં, બોલી તો સુખ પાંમી રસિં; ૨૩૫
સૂર્ય ઉદઇ બિંબમાં જઇ, પૂરવદિસિ બોલી તિહાં થઈ;
ગ્રામાધીશ તે ચિંતા કરેં, પુહવી રૂધિરઇ ને વલી ભરે. ૨૩૬

આસતમણ વેલા પશ્ચિમમાંહિ, બોલિં [illegible]
ઉત્તર દિશિ સંચાનિ સમેં, [illegible] ૨૩૭
શીવા નગરમાંહી [illegible]
[illegible] ૨૩૮
શીવા શકુન સંપૂરણ હુઆ.

॥ ઇતિ શીવાશકુન ॥

## ॥ અથ હરિણશકુન. ॥

હિરણ નામ તે કહીસ [illegible]
પૂરવ પુણ્ય સંજોગિ મિલેં, હરિણ અધુરાં [illegible]. ૨૩૯
[illegible] સહીત પાસેં જાઇ વામ. અશુભ માંહિ [illegible]
પહેલું દક્ષિણ વામજ જાઇ પંઠ. તેહનું ફલ [illegible] ૨૪૦
હરિણ ટોલા માંહિથી એક. શુન્ય નાસીકા જાઇ [illegible]
સરવ સાથ માંહિ એકનઇ સદા લાભ હુઇ તેહનિં. ૨૪૧
વામ પાંસેં મૃગ જઇ ગેલતાં, ચાલણ હારને કષ્ટ આપતાં.
વાગુર સહીત વધ બંધન કરિં. પછિં ભય સઘલો અપહરિં. ૨૪૨
ગામ ચાલતાં મૃગ ઉતરી, સાહમું થઇ બેસે હિત ધરઇ.
હર્ષ સહિત દ્રવ્યઇ ઘર ભરિં, દેવ જોગિ જો મૃગ મુતરઇ ૨૪૩
લાભ હુઇ સ્વપક્ષેં ઘણો, મૃગ મલકરતો તે વલી સુણો:
શત્રુ પક્ષનિં કષ્ટ પેખીઇ. અથવા મૃતક અવસ્થા દેખીઇ. ૨૪૪
મૃગ ટોલામાંહિ એકલો, ડાબો જાઇ નહી તે ભલો:
નેત્રરોગની પીડા કહે. અથવા વ્યાધિ શરિરઇં લહે. ૨૪૫
સ્વપક્ષમાંહોથી મૃગ ઉતરી, ભૂમિ ખણઇજુ ચરણે કરી:
નિધાન લાભ સહી જાણજો. પરપક્ષે ચોર ભય આણજો. ૨૪૬
મૃગ ઉતરી જો પુંઠે જાય, અથવા કુંડાલિ વલી થાય;
વિ કહી નિભય ટાલી ઘણો. સ્વચ્છ ચિત્તને લાભજ ઘણો. ૨૪૭

હરણ ઉતરતાં માંહિથી બેય, અર્ધ માર્ગે પાછો વલી તેહ;
કાર્યાર્થીને સઘલે કામ, અરધ ફલ આપે નિરવાણ. ૨૪૮
મૃગલા શિંગેશિંગ આહણતાં, પથિક ઉપાય ઈષિતાસંગ કરતાં;
..............જો પેખિયે, કાર્ય સિદ્ધિ સઘલી પેખીયે. ૨૪૯
મૃગ ઉતરી માંહોમાંહિ, રમત કરી શાંતિ દિશિ જાય;
કન્યા લાભ પથિકને કહે, મિત્ર પ્રાપ્તિ વલી તેહથી લહે. ૨૫૦
ઉતરતા વલી ત્રાસવે નાહાર, નીપનું કામ શત્રુભય સાર;
મૃગ ત્રાસવ્યા દિશો દિશ ગયા, ચાલણ હારને અશુભ કહીયા ૨૫૧
વોલાવી ઘર આવે જેહ, દેશ નાશ કરાવે તેહ;
અથવા કુટુંબ જુજુઓ કરે, નરપતિ ભય અધિકેરો કરે; ૨૫૨
મૃગ શુકનની કહી એ વાત,

॥ इति मृगशकुन. ॥

॥ अथ नाहारशकुन. ॥

નાહાર તણા સુણજો વિખ્યાત;
ગામે ચાલતા ડાબો નાહાર, ઉતરે તો તસ્કર ભય અપાર. ૨૫૩
જીમણે પાસે કષ્ટમાં પડે, રામા સાથે સ્ત્રી વ્યાધે નડી;
નવ પરણીત વધુ વર આવતાં, પિતર ઘર સમિયે ભાવતાં. ૨૫૪
તીણે સમે નાહર જો ઉતરે, માય બાપ વિનાશજ કરે;
જો સાસરા સમિપે ભરનાર, ઉતરે તો વધુને ભાર. ૨૫૫
અથવા સાસુ પુત્ર કંપતાં, મનુષ્ય એકને પાડે ખતા;
કરસણને વૃષાવિણ ક્ષેત્ર, માંહિ નાહાર દેખે નિજ નેત્ર. ૨૫૬
રોગ અથ રાજા ભય જાણ, દુર્ભિક્ષ અને અગ્નિ વલી જાણ;
મેઘ વૃષ્ટિ હુઆ પછી કહુ, નાહાર ડાબો ક્ષેત્ર જો લહું. ૨૫૭
કરસણ વૃષભ વૃદ્ધિ ઘણ થાય, નિપને કરસણ જમણો જાય;
ચોર અર્થ રાજા વલી હરે, નિપને અર્થ કાંઇ નવિ સરે. ૨૫૮

મારગ જાતાં લાંબે સ્વરે, રોવે નાહાર અગનિ ભય કરે;
પુઠે રૂદન શોક વલી હોય, વ્યાપાર કામે જાતા વલી સોય. ૨૫૯
વામ ઉતરે વાણિજ ઘણું, દ્રવ્ય અહિત પંથિને સુણું,
ડાબે કરિ દ્રવ્યના હાણ, નિર્દ્રવ્યને દ્રવ્ય આપે આણુ. ૨૬૦

ગામ ચાલતાં ડાબો નાહાર, ઉતરે તો સુખ આપે અપાર;
સઘલે કામે દીસ દિશિ જાય, તો સુણ સંપત્તિ સઘલી થાય. ૨૬૧
કટકી જાતાં ભુંઇ ખણે, યુદ્ધ હોય સંદેહ નવિ ગણે;
સાહમો બેસી લાગે પગે, સંઘ કુહુઇ બોલે નવિ ડગે. ૨૬૨

ગામે આવતા સાથ હોય ઘણો, ડાબો નાહાર હોયતો સુણો;
આગલા સાથને દ્રવ્ય વ્યય કહે, વિચલાને પુત્ર ચિંતા લહે. ૨૬૩
પાછલા નરને સ્ત્રી પક્ષ હાણ, ત્રણે ફલ જુજુઆ કરી માંન;
નરપતિ પ્રવેસે પ્રદક્ષિણ પાસ, નાહાર ઉતરે નહી તે ખાસ. ૨૬૪

પરચક્ર અનાવૃષ્ટિ હોય દેસ, ભક્ષણ સહિત નાહાર હોય સુવિશેષ;
દક્ષણ વામ ઉતરે તો ભલો, સર્વ સિદ્ધિ આપે એકલો; ૨૬૫
નાહાર શુકનની એ કહી વ્યકિત,

॥इति नाहारशकुन.॥

---

॥अथ लाटशकुन ॥

લાટ તણી સાંભલજો યુકિત;
ગામ ચાલતાં જીમણી ભલી, પ્રવેશે ડાબી લ્યો વલી. ૨૬૬
સાહમી આવી આગલે જાય, પ્રયાણે સુખ સંપત્તિ થાય;
ગામ ચાલતાં પુઠે લટા, આવી સુખ આપે ઉતકટા. ૨૬૭
દક્ષિણવામ લટા વઢી બેય, વિવાહ ગામાંતર મકર તેય;
તી ભુમિ ન લેવી નવી, વ્યવસાયે વ્યવહાર ન કરે પુહવી; ૨૬૮

સુહણામાહિ લાટ પેખીયે, પુત્ર લાભ તેહને ભાખીયે;
**ખંજન પક્ષી** સુપને દીઠ, અશ્વલાભ કહેવો સીઠ. ૨૬૯
ગાંમ પ્રવેશે જીમણી લાટ, વિવાહ કાજે વધૂ ઉચાટ;
વ્યપારે જો જીમણિ જાય, તેણે પ્રયાણે લાભ નવિ થાય; ૨૭૦
પ્રવેશે જીમણી બોલે બોલ, ગામાંતર વલી કરે નિટોલ;
ક્ષેત્ર સેઢામાંહિ બોલે સોય, રાજકાજથી બંધન હોય. ૨૭૧
હિયુ ખણી ખુણે વલી છુપી; પાંખ પડફડી વિસળ કરે લપી;
પાડુઇ ચેષ્ટા કરતી ફરે, સઘલે કામ અશુભ હોય શિરે. ૨૭૨
પાંખ નસાડી લાટ આવતી, ગામાંતરે ભય ઉપજાવતી;
પુષ્પ ફલ વસ્ત્ર તૃણ મુહધરી, દીસે તો ધનની વૃદ્ધિ કરી. ૨૭૩
પહિલે દિને ખેત્રમાં વલી, સુખે ફલ લેઈ ઉતાવલી;
લટામાંહિ જાતી દેખિયે, ધાન્ય નિષ્પત્તિ સબલી ભાખિયે ૨૭૪
લાટ બે બોલે તે માંહી, પાછલી બોલિ ફલ કહેવાઈ;
સમકાલે જો બે બોલાય, મહાભાગ્ય ફલ તેહથી થાય. ૨૭૫
ખેત્ર માંહિથી લાટ નીસરી, દીઠે કરસણ ચિંતા કરી;
મુખ કકરી લાટ દીસતી, ઉંદર ટીડ ઉપદ્રવ કારતી. ૨૭૬
સંતાન કાજે શુકન જોઇએ, વામ લટાયે સુત પામિયે;
અધિકારિને ડાબી હોય, વયરીથી સુખ પામે સોય. ૨૭૭
નરપતિ મલવા જાતા વહી, જીમણિ લટા, શુભ જાણો સહી;
વાયસ સહિત લટા પેખિયે, તસ્કર ભય વાટે દેખિયે; ૨૭૮
ચાસ અને વાયસ બિહુ ચંચ, લટા દેખિયે એહવે સચ;
બટાઉને હોય વિણાસ, પથિકને વૈરિથી ત્રાસ. ૨૭૯
લગ ચાસ બે બલ કરી, વાયસ હણે જો ચાંચે કરી;
મારગ જાતા નયણે દીઠ, પંથિને કહીયે અનિઠ. ૨૮૦
લાટ અને વલી જાણું ચાસ, નીલી ચડી કરાવે ત્રાસ;
પથિકને હત્યાદિક પાપ, અથવા અપકીર્તિ સંતાપ. ૨૮૧

ચાસ કરતાં દીસે શુદ્ધ, પક્ષ આપણી માંહિ વિરૂદ્ધ;
લાટ શુકન કહ્યા હિત ધરી,

॥इति लाटशकुन.॥

---

॥अथ जंवूकशकुन.॥

જંબૂક તણા સુણજો મનધરી. ૨૮૨
ગામ ચાલતાં જંબૂક વામ, બોલે તો સુખ આપે ઠામ;
જીમણા બોલ્યા નિખરમાં ભલી, પ્રયાણે પથિક ઘણુ રલી. ૨૮૩
ઠામ રહ્યા ચિહું દિશે સમકાળ, ગાઢ શબ્દ કરે શીયાલ;
ગામમાંહિ પર ચક્ર ભય જાણ, અશુભ માંહિ બોલ્યા નિરવાણ. ૨૮૪
સૂર્ય અસ્તથકી યામ બેય, વાયવ્ય પશ્ચિમ દિશિ એય;
પથિકને હોય ઉદ્વેગ, જંબૂક બોલે જો વડવેગ. ૨૮૫
પૂરવ ઇશાન રાત્રિ મધ્ય, પછી બોલે તો નિખર તે વચ્ય;
દક્ષિણ બોલ્યા સદા શુભસહી, સંધ્યા વેલા ઉત્તર કહી. ૨૮૬
દિવસે નિખર બોલ્યા શિયાલ, રાજદ્વાર માંહિ રાત્રિ ભાલ;
પેસે તો હુઈ છત્ર ભંગ, અથવા કાંઇક ઉપાવે ઉદંગ. ૨૮૭
સૂર્યોદય વેલાયે જંબુકા, નગર પ્રવેશ કરે વનથીકા;
અગનિ અથ ચોર ભય હોય, ઘરમાં પેસે તે વલી જોય. ૨૮૮
ઘર સ્વામિનો હોય વિણાસ,

॥इति जंवूकशकुन.॥

---

॥अथ छींक शकुन.॥

છીંક શુકનનો બોલુ હવે ખાસ;
પ્રયાણે જો છીંકજ હોય, અશુભ ફલ કહીજે સોય. ૨૮૯

પહિલા શુકન હુઆ હોઇ ઘણા, છીંક હુઈનીઃ ફ્લ તેહ તણા;
છીંક હુઆ પછી જાણ, શુકન હોય તે કરૂં પ્રમાણ. ૨૯૦
વામ છીંક અર્ધ ફ્લ લહી, દક્ષિણ અગ્નિ મોષ એ સહુ કહી;
પૃષ્ટ છીંક સુખદાયક સદા, ઘણી છીંક નીઃફ્લ હોઈ સદા. ૨૯૧
હાસ ભય ઉપાધિ કરી, હઠ ઘણું વલી મનમાં ધરી;
એહવી છીંક ફ્લ નવી જાણીયે, શ્વાન છીંક નીખર માનીયે. ૨૯૨
મંજારી છીંક મરણને કરે, પશુ છીંક કષ્ટકારી સરે;
વસ્તુ વેચતાં છીંકજ હોય, આગળ ફિરીયાણો મુંહગો હોય. ૨૯૩
વસ્તુ વહોરતાં છીંકજ સહી, લાભ ઘણું વખાણે કહી;
ગઇ વસ્તુ કોઇ જાવા જાય, છીંક હુઇ લાભેરે નાય ૨૯૪
નવા વસ્ત્ર વલી પહેરતા, છીંક થકી આવે અણ છતા;
ભોજન હોમ પૂજાનો કામ, મંગલીક જે ધરમ સુ ઠામ. ૨૯૫
કામ એતલા કીધા પછી, છીંકે નર કોઇ જો વચી;
સવિશેષે કામ વલી કરે, પુણ્ય તણુ તે પાતુ ભરે. ૨૯૬
પ્રેત ક્રિયા કીધાને અંતે, વલી ક્રિયા કરાવે ખંતે;
ઋતુ સ્નાન કરીને રહે, છીંકે તો તે પુત્રી લહે. ૨૯૭
ઋતુ વતીને દેઇ દાન, પછે હોય તો પુત્ર નિદાન;
વૈરિ જીતવા જાતા જોઇ, છીંકે પિશુન સબલો હોય. ૨૯૮
રોગી કાજે વેદ તેડવા, જાતાં છીંકે જો નવ નવા;
રોગીને મૃત્યુ જાણીયે, કામ વિના ભિષક્ ન આણીયે. ૩૯૯
વૈદ રોગીને ઘરે આવતા. છીંકે જો ઓષધ આપતા;
શીઘ્ર રોગ રોગીનો સમે, આહાર લેવું જે જે ગમે. ૩૦૦
વ્યાપારિ લીધે વ્યાપાર, છીક હોય તો રિદ્ધિ અપાર;
લેખુ શુદ્ધ દીધુ રાયને, છીંક ફ્રૂક થાય તેહને. ૩૦૧
પાણી વીવા અથ પ્રીસવા, છીંકે દૃષ્ટિ દોષ હોય નવા;

નવે ઘર વસવા આવીયે, છીંક હોય તો ઉચાળીયે. ૩૦૨
છીંક તણા એ મન આણજો,

॥ इति छींकशकुन. ॥

॥ अथ पल्ली–गृहगोधाशकुन. ॥

ગૃહગોધાના વલી જાણજો;
વૃષભ અશ્વ રથાદિક લહી, વાહને જઈને પલ્લી રહી. ૩૦૩
વાહન નાશ તેહથી લહે, છત્ર ઉપરિ છત્ર ભંગ કહે;
સંભોગ કરતી જો દેખિયે, સ્ત્રીલાભ પથિક ભાખિયે. ૩૦૪
લઘુ વડી નિત કરે જો તેહ, પથિક રોગ નહીં સંદેહ;
જીમણે પાસે શુભ જાણવી, વામ ચઢી નીખર માનવી. ૩૦૫
સંબલમાંહિ પલ્લી દેખીયે, વિષમ વિષનું ભય ભાખીયે;
વસ્ત્રમાંહિ ચાલતા હુઇ પલ્લી, મારગ અગનિ કહી તે ભલી. ૩૦૬
સય્યાસે તો પલ્લી ચડે, પુત્ર વિના તેહને નવી નડે;
સોડમાંહિ પલ્લી આવતી, પરસ્ત્રી દોષ તે ઉપાવતી. ૩૦૭
પલ્લી જેહને માથે પડી, નિરધન ધન આપે વડવડી;
સધતીને ચિત ચિંતા કરે, કાંઇક કષ્ટ તેહને શિર વરે. ૩૦૮
પલ્લી પ્રકરણ હીયે ધરો,

॥ इति पल्लीशकुन. ॥

॥ अथ श्वानशकुन. ॥

શ્વાન તણું વલી કહીશુ ખરો;
શ્વાન તણી જે જાતા પંચ, ધોળો બ્રહ્મ નહીં ખલ ખંચ. ૩૦૯
રાતે વર્ણ ક્ષત્રિ જાણીયે, પીળો વૈશ્ય વલી વખાણીયે;
કાળું શુદ્ર કાબરો જાતિ, આપણી (તેને) ફલદે ઘણો. ૩૧૦
અપર જાતિ ફલ આપે હીન, પ્રયાણે પ્રયાણે નહીં દીન;
ગામ ચાલતા પહિલુ વામ, પછે જીમણું જો જાએ શ્વાન; ૩૧૧

પથિકને પહેલું કલ્યાણ, છેહડે કષ્ટ કરે નિરવાણ;
ભક્ષણ સહીત શ્વાન હોય ભષ્ય, ભસ્મ કેશસ્યું અભષ્ય. ૩૧૨
ગામ ચાલતા મારગ શ્વાન, લાંબા પગ કરી સોવે જાંન;
પથિકને શોક ઘણું કહે, ભૂમિ ખણી વિત્ત લાભજ કહે. ૩૧૩
ગામ ચાલતા કુકર વલી, અર્ધ મારગે બેસે જો ટલી;
ગામાંતર ઘણા દિન થાય, ભૂંઇ લોટે તો કષ્ટ કહેવાય. ૩૧૪

શુકન મારગે સાહાસુ જઈ, રૂદન કરે તો મરણજ સહી;
રૂદન કરી વલી પાસે વામ, સ્ત્રી પક્ષે તે ઘાતજ ઠામ. ૩૧૫
જીમણે પાસે વલી રોય, પક્ષ આપણે ચિંતા સોય;
પુઠે રૂદન કરે જો શ્વાન, ઘરમાંહિ હોય કાંઇક યાન. ૩૧૬
મલકરતો નીખર કહેવાય, સંભોગ કરતો સુખમાં થાય;
સૂર્ય ઉદય ઘર ઉપરિ રહ્યો, ભસે તો અગ્નિનો ભય કહ્યો. ૩૧૭
ઘર પુઠે ક્ષાત્ર ભય લહી, ઘર મધ્યે અન્ય પ્રવેશજ કહી;
શ્વાન અસ્થિ લેઇ ઘર માંહે, પેઠે ગૃહપતિ મૃત્યુ કહેવાહે. ૩૧૮

શ્વાન શુકન જોવા વિધિ એહ, એક વર્ણ કુકર હોયે જેહ;
ભક્ષ કરાવી સંતોષીયે, પછે કાર્ય તેહને પુછીએ. ૩૧૯
જેહવી કુકર ચેષ્ટા કરે, તેહવા શુકન હીયામાં ધરે;
જીમણે પગે પાસું પિણ કાંન, અથવા ભસુહિ આમિ કરિ માન. ૩૨૦
નાક ઓષ્ટ જીભ ને કંઠ, હૃદય હડટુ કક્ષા પુઠિ;
કેડ ઉદર પાસુ જાણીયે, જંઘા પુછ ગુહ્ય આણીયે ૩૨૧
હાથ અને વલી પગનાં તલાં, એટલા અંગ ખણે તો ભલા;
ઘાંણ કરી લોટી ઘર વલી, જીમણા હુંતિ ડાબો વલી. ૩૨૨
દક્ષિણ પાસિ બેસી સુવે, જીમણો પગ ઉપાડી જુવે.
દક્ષિણ નમિ શબ્દ વલી કરે, રૂડે થાનક જઇ સુતરે; ૩૨૩
પટ્ આસન પ્રસાદ પર્યંક, ધવલહરી અથવા બેસે પંક.
પાણી બેહેડે થાપીત કલશ, દુર્વાકુલ વલ્લી સરસ; ૩૨૪

ક્ષીર વૃક્ષ તોરણુ વીંજણે, મુંજ માટી અગનિ સાથીયે;
ઠામ એતલે કરે લઘુશંક, મુહડે લક્ષણુ લે નિશંક. ૩૨૫
શંઘ્યો ધાનને આમીષ પુરૂષ, ફલે કરી સંપૂરણુ સુખ;
એહવી કુકર ચેષ્ટા કરે, દીસે તો સિદ્ધિ ઘરમાં ભરે. ૩૨૬

કુચેષ્ટા કુકરની કહું, ગ્રંથમાંહિ કહી જીમ લહું;
નિદ્રા કરે બગાઇ ખાય, અંગભંગને નાશી જાય. ૩૨૭
ડીલ કાનને ધુણે સીસ, દેહ નચાવી કરે વલી રીસ;
ખાંસી વમિ ચિંત મન ધરઇ, અલક્ષ ખાય આક્રંદ કરઈ. ૩૨૮

હડકી કરે લોટે માંહિ રાખ, ભસ્મ ઉડાડે વિશામ ભસે ભાખ;
દાંતે પાહાણુ ગ્રહીને રોઈ, આંખ મીંચી સૂર સાહમું જોઇ. ૩૨૯
કુચેષ્ટા એહવી કરે શ્વાન, શાંતિ પ્રશ્ન નિશ્ચય કરી યાન;
દીપ્ત પ્રશ્ને ભય ભજે ઘણું, એ મહિમા કુકરનો સુણું. ૩૩૦

આસો અને કાર્તીકને માસ, શ્વાન શુકન અલ્પ ફલ ભાસ;
કૂકરને કામ ઘણો દહે, સુધી પુરૂષ સદા ઇમ કહે. ૩૩૧
ગામ માંહિ પુર બાહિર જેહ, શુકન લહ્યા કહ્યા મેં તેહ;
શુભાશુભ શુકન જે લહિ, આતત અનાગત ભાવજ કહી. ૩૩૨

શુકન જોઇને કરસ્યે કામ, હહની વાધે સઘલે મામ;
દુષ્ટ પરાભવ ન કરે કદા, શુકન ભાવ જે જાણે સદા. ૩૩૩

॥ इति श्वानशकुन. ॥

॥ अथ प्रशस्ति. ॥

વાગડ દેશ વયરાગર નામ, રાજધાનીનું રૂડું ઠાંમ;
જીહાં પટ દર્શનના વિશ્રામ, દેશ મધ્ય ગિરપુર વલી ગામ. ૩૩૪

ગઢ મઢ મંદિર સુચંગ, જૈન પ્રાસાદ જીહાં ઉત્તંગ;
રાજ્ય કરે રાજા ગુંણ નીલો, દાની માની ભોગી ભલો. ૩૩૫

કવિતા શ્રોતા વકતા જાણ, શૂરવીર ધીર ગુણ ખાણ;
સહુસ્ત્રમલ્લ રાઉલ ભૂપાલ, પૃથ્વી પ્રજા તણો પ્રતિપાલ. ૩૩૬
તસ સુત કુંવર કર્મસિંહ જેહ, ચૌદ વિદ્યા ગુણ જાણે તેહ;
કીરત તેજ અને પરિવાર, શત શાખા વાધે વિસ્તાર. ૩૩૭
તસ ઘર ગાંધી સંઘ પ્રધાન, ઉર ઉપગારી ન ધરે માંન;
પુત્ર પૌત્ર કરે નિત ગેલ, મંગલિકની વાધી વેલ. ૩૩૮
સંઘ રત્ન પુત્ર યોગીદાસ, શુકન શાસ્ત્રનો કરે અભ્યાસ;
તેહને ભણવા કાજે કરી, પ્રાકૃત બંધ એ ચઉપઇ ખરી. ૩૩૯
શુકન દિપિકા ચઉપઈ નામ, શુકનાર્ણવ માંહિ એ ઠામ;
અથવા વસંતરાજની સાખ, શુકનોદ્ધાર ભાખીએ લાખ. ૩૪૦
એતલા ગ્રંથ જોઇને કહી, અલ્પબુદ્ધિ કરી જે મેં લહી;
જમક ન જોડ્યો અક્ષર બંધ, વર્ણ માત્ર નવિ જાણ્યો સંબંધ. ૩૪૧
સાચો કરજ્યો જાણ સુજાણ, પંડિત આગલ અછુ અજાણ;
શુકન સમુદ્ર ન લાભે પાર, ચંચ ભરી કીધો ઉદ્ધાર. ૩૪૨
વ્યોમ રસ રતી ચંદ્ર વખાણ,(૧૬૬૦)સંવત્સર એ હીયડે આંણ;
સરદ ઋતુ જે આસો માસ, શકા પૂર્ણ ચંદ્ર કલાવાસ. ૩૪૩
વિબુધ મુખ્ય દક્ષ આણીયે, પંડિત દેવવિજય વખાણીયે;
તાસ સીસ કરજોડી કહે, શુકન સુણતાં સવિ સુખ લહે. ૩૪૪
એ ભણતાં સવિ લહઇ ઋદ્ધિ, એ ભણતાં પાંમી જે વૃદ્ધિ;
જયવિજયને પરમાનંદ, ભણતા ગુણતાં સદા આણંદ. ૩૪૫

॥ इति शकुनशास्त्र चोपाइ संपूर्ण. ॥

## નક્ષત્ર સ્વાધ્યાય.

વીર જિણેસર ચરણ નમેવિ, તારા પરિ બોલું સંખેવિ;
અભિચિ તારા ત્રિણિ વખાણ, ગોશીર્ષોકાર તે જાણ. ૧
શ્રવણ તારા ત્રિણિજ કહ્યા, કાહાર તણે આકારે રહ્યા;
પંચ તારગા શકુની રૂપ, રીખ ધણીઠા એહ સ્વરૂપ. ૨
શતભીષા તારા શત અવધાર, ફુલ વિખરાજ્યું વિસ્તાર;
પૂર્વભદ્રપદ્ઞ દો તાર, અર્ધ વાવિનો છે આકાર. ૩
તિમ ઉત્તરભદ્રવયા જોઇ, અર્ધ વાવી તારગા બે હોઇ;
રેવઇ તારા વર બત્તીસ, નાવાકાર કહ્યા જગદીસ. ૪
અશ્વિની અશ્વખંધ આકાર, તારા ત્રિણિ હોય વિચાર;
ભરણી ભગ આકારે કહી, તારા ત્રિણિ તેહના સહી. ૫
નાવીની કોથલી સમાન, છ તારા કૃતિકા પ્રધાન;
રોહિણી છે સગડુદ્ધી કાર, તારા પંચ કહ્યા અતિસાર. ૬
મૃગશીર મૃગ શીસા વલી જાણ, તારા ત્રીણે કરી વખાણ;
રૂધીર બીંદુસમ આદ્રાં જોય, તેહનો તારો એકજ હોય. ૭
તુલાકાર તે તારા પંચ, નામ પુનર્વસુનોએ સંચ;
પુષ્પ ત્રિણિ તારા તે કહી, સરાવલા સંપુટ સમ લહી. ૮
અશ્લેષા છ જીસી પડાગ, છહ તારા જાણવા લાગ;
મઘા મહાગઢનું આકાર, તારા સાત હીયે અવધાર. ૯
પૂરવ[1] ઉત્તર[2] બે ફ્ગુણી, અદ્ધ પલંકાકારે સુણી;
દો દો તારા તેહનાં જોય, વીર વચન એ નિશ્ચે હોય. ૧૦
હસ્ત તારગા પંચ વખાણ, હાથ તણે આકારે જાણ;
ચિત્રા ફુલ તણા સુખ તુલ, તારો એક છે બહુ મૂલ. ૧૧
સ્વાતિ એક તારો જિને કહ્યો, ખીલાને આકારે રહ્યો;
તારા પંચ દામણ આકાર, વિશાખાના તે અવધાર. ૧૨

(૧) પૂર્વા ફાલ્ગુની. (૨) ઉત્તરા ફાલ્ગુની.

અનુરાધા એકાવલી સમુ, તારા ચ્યાર જિન વચને નમું;
જેષ્ટા છે ગજ દંત સમાન, તારા ત્રિણિ જિન વચને માન; ૧૩
મૂલ તારગા અછેઇગ્યાર, તે સવિ વિંછી ને આકાર;
પૂર્વાષાઢા ગજગતિ સમું, તારા ચ્યાર હિયે સંક્રમું. ૧૪
ઉત્તરાષાઢા તારા ચ્યાર, બેઠા સિંહ તણે આકાર;
એક ઉલખી ગ્રંથ પરિ લહી. પઠન ક્રિયા આરાધો સહી. ૧૫

ઇતિ



પંડિત સમયસુંદર વિરચિત—

# चार प्रत्येक बुद्ध चौपइ.

અથ કલિંગકાપરાભિધાન કરકંડુ પ્રથમ—

પ્રત્યેક બુદ્ધ

## વૃત્તાંત.

### પ્રથમ ખંડ.

#### દુહા.

સિદ્ધારથ[1] સુત કુલતિલો, મહાવીર ભગવંત;

વર્ત્તમાન તીરથ ધણી, પ્રણમો[2] શ્રી અરિહંત. ૧

તસ[3] ગણધર ગૌતમ નમો,[4] લબ્ધિ[5] તણા ભંડાર;

કામધેનુ સુરતરૂમણી, ચારૂ[6] નામ વિચાર. ૨

વિણા પુસ્તક ધારણી,[7] સમરૂં સરસુત[8] માય;

મુરખને[9] પંકિત કરે,[10] કાલિદાસ કહિવાય. ૩

પ્રણમો[11] ગુરૂ માતા પિતા, જ્ઞાન દ્રષ્ટિ દાતાર;

---

(૧) + શ્રી સિદ્ધારથ કુલતિલઉ. (૨) + મું, (૩) + સુ. (૪) + મું. (૫) + લબ્ધિ તણઉ. (૬) + વારૂ. (૭) + ધારિણી. (૮) + સરસતિ. (૯) + નઇ. (૧૦) + કરઇ — * હે (૧૧) + મુ.

કીડીથી કુંજર કરે, એ મોટો ઉપગાર. ૪

ગારૂડ ફણની મણી ગ્રહે, તે જીમ મંત્ર પ્રભાવ;

તિમ મહિમા મુજ ગુરૂતણો, હું મતિમૂઢ સ્વભાવ. ૫

મુજને સુમતિ જગાઇઓ, ઉઠ ઉઠરે ઉઠ;

ગુણ વરણન ગુરૂવાતણા, હું તુજ પૂરસો પુઠ. ૬

તિણ મુજ ઉદ્યમ ઉપનો, પંખીને જીમ પાંખ;

એક લાભ વલિ કહે સુમતિ, દુધ ભર્યો વલિ સાંખ. ૭

કરકંડૂ રાજા(૧) દુમુખ(૨), નમિને(૩) નિગ્ગઇ(૪) સુદ્ધ;

ઇણ નામે ઉત્તમ હુવા, ચ્યારે પ્રત્યેક બુદ્ધ. ૮

ચારિતીયા ચારે ચતુર, મોટા સાધુ મહંત;

તિહૂં ખંડે કહું ચરિત હું, જીમ પામું ભવઅંત. ૯

---

(૧) + કરઇ. (૨) + મોટઉ – * કાર – + ડિ. (૩) + ફણિની. * થી. (૪) + ગ્રહઇ. (૫) + ણી. (૬) + સ. (૭) + નઇ. (૮) + સુમતિઇં જાગવ્યઉ. * મુજનેં સુમતેં જાગવ્યો. (૯) + ઊઠિ ઊઠિરે ઊઠિ. (૧૦) + વરણવિગરૂઆં ~ વરણવ ગિરૂઆ. (૧૧) + પુરિસપુઠિ (૧૨) * તિણેં. (૧૩) + – ઉપનઉ ઊપન્યો. (૧૪) + નઇ (૧૫) + કહઇ. (૧૬) + ભર્યઉ. (૧૭) * ...સંખ. (૧૮) + દુમઇ. (૧૯) + વલિ (૨૦) + ઇણિનામઇ + આ. – + ર – + સ્યા – * મહોટા. (૨૧) + હાં. ...) + કહું. – + રિ

ચ્યાર[1] ખંડ એ ચઉપઈ, ચહુ[2] ખંડે પરિસિદ્ધ;
પ્રથમ ખંડ કરકંડૂનો[3] સાંભલો[4] મને વિશુદ્ધ.    ૧૦

---

## ઢાલ ૧ લી.

### ચઉપઇ.

#### રાગ ગઉડી.

જંબુનામૈ[5] એહુજ દીવ, દોયચંદ્રા દોસૂર[6] કહીવ,
ભરતખેતર[7] તિહાં કહીયે ભલો,[8] શત્રુંજય[9] તીરથ ગુણનિલો;[10] ૧
ત્રેસઠ શલાકા પુરૂષ રતન જીહા ઉત્પત્તિ[11] જીન ધર્મ જતન્ન;
સાઢા પંચવીસ આયજ[12] દેશ, સાધ્વી સાધુ[13] ધઇ[14] ઉપદેશ
દેસ કુલિંગનામૈ[15] પ્રસિદ્ધ, ચંપાનગરી[16] રિદ્ધિ સમૃદ્ધ,[17]
રાજ કરે[18] દધિવાહનરાય. રામચંદ્ર[19] સમ ન્યાય[20] કહાય.    ૩

---

(૧) * ચિહું ખંડે કહું ચોપઇ (૨) + ચિહુ – + ર.. (૩) + નઉ. (૪) + સાંભલિજ્યો મન સુદ્ધ * સાંભળો મન. (૫) + જંબુનામઇ એહિજદીપ, * જંબુનામૈ. (૬) + સૂરિજ દીપઇ * સૂરજ દીપ. (૭) + ખેત્ર (૮) + કહિયઇ ભલઉ * કહિયે. (૯) + જિહાંસે મુંજ. (૧૦) + નિલઉ. – + ઠિ. – + નથી. (૧૧) + ઉતપતિ. (૧૨) + આરિજ દેસ (૧૩) + સાધુ સાધવી. (૧૪) * દીયે – + કલિં. (૧૫) + નામઇ પરસિદ્ધ. * નામે. (૧૬) * નયરી. (૧૭) + રિદ્ધિ સમૃદ્ધિ. (૧૮) + કરઇ (૧૯) + ચંદ. (૨૦) + નામ.

તેજ પ્રતાપ અધિક તેહુનો,[1] વચન ન લોપે[2] કો તેહનો;
વયરી રાજા માને આણુ,[3] દધિવાહન શું[4] કરે વખાણુ. ૪
ચેડાને[5] જે પુત્રી સાત, તેહતણી સુનજ્યો[6] ઇકવાત;
વીરે વખાણી સાતે સતી, નામે પાપ રહે[7] નહિં રતી. ૫
ચેડારાજા[8] શ્રાવક શુદ્ધ, એક તીર નાખે[9] તે યુદ્ધ;
પુત્રી પરણાવાની[10] સૂંસ. પણ[11] કન્યાને વરની હુંસ. ૬
આપ આપણા[12] મનરૂચ હૂઈ, પુત્રી પરણાવી જૂ જુઈ;
રાયઉદાઇ[13] પરભાવતી, શતાનીકને[14] મિરગાવતી. ૭
શ્રેણિકનૃપ પરણી ચેલણા,[15] તેપરપંચતણી ખેલના;
જેષ્ઠા[16] નંદવર્ધન નૃપઘરે,[17] લીલા લાડ કરે બહુપરે.[18] ૮
ચંડપ્રદ્યોતન પરણી શિવા, સુજ્યેષ્ટાલ્યઇ વૃત પાલવા;[19]

---

(૧) + તે હુઉ * જેહનો. (૨) + લોપ(ઇ.) કો જેહનઉ. (૩) + માનઇ. (૪) + નું ઘણું વખાણ * ના ઘણાં. (૫) + ચેડાનઇ ઘરિ * ચેડાની જે. (૬) + સુણિજ્યો * સુણજો. (૭) + નામઇ પાપ નરહઇ ઇ કરતી, (૮) + ચેડઉ — + સુ. (૯) + નાખઇ (૧૦) + પરિણાવાનઉસઉસ * પરણાવ્યાનો સુંસ. (૧૧) + પણિ કન્યા નઇવિરતીહઉંસ. (૧૨) + આપણી મા નઇ રૂચિ, (૧૩) + ઉદાયન. (૧૪) + નઇ. (૧૫) + ણા. (૧૬) + જ્યેષ્ટા. (૧૭) + ઘરઇ. (૧૮) + કરઈ બહુ પરઇ. (૧૯) + લિ.

દધિવાહન[1] ઘર પદ્માવતી, સાક્ષાત જાણે સીતાસતી. ૯

રૂપે[2] રાણી રતી[3]સમાન, કલ્પવેલ[4] જીમ આપે[5] દાન;

રાજાને[6] પણ વલ્લભ ઘણું, નામ જેહનું પ્રભાતે[7] ભણું. ૧૦

રૂપવંત ને[8] પાલે સીલ, એહ[9] અધિકાઇ લહીયે[10] લીલ;

એક સાંખને[11] દુધે ભર્યો, સેખર[12] ઉપર ખુરો ધર્યો. ૧૧

એક સિંધને[13] વલી પાખર્યો, આપઅને[14] સંજમ આદર્યો;

ધની[15] વિનયધર્મ આદરે[16], જ્ઞાનવંતને[17] કિરીયા કરે[18]. ૧૨

માનીતી નઇ એટઉ જણઇ, બુદ્ધિવંત નઇ વિદ્યા ભણઇ;

કઠ ભલઉ નઇ ગુણઇ સિદ્ધાંત, ધ્યાન કરઇ નઇ રહઇ એકાંત. ૧૩

ફાસુઅન્ન સુપાત્રે[19] દાન, ભણ્યો ગણ્યો[20] હોઇ કરેન માન;

તપસ્વી ન કરે[21] ક્રોધ લગાર, ઇમ[22] ઇહ સીલરૂપ અધિકાર. ૧૪

---

(૧) + રિ. (૨) + રૂપઇ. (૩) + રંભ. (૪) + કલપવેલિ. (૫) + આપઇ. (૬) + નઇ પિણ. (૭) + પરભાતે. (૮) + નઇ પાલઇ (૯) + એ. (૧૦) + લહીઇ. (૧૧) + શંખ નઇ દુધઇ ભર્યઉ. (૧૨) + સેવર ઉપરિ સુરઉ ધર્યઉ. (૧૩) + સીહઅનઇ પાખર્યઉ. (૧૪) + અનઇ સંયમ આદર્યઉ (૧૫) + ધનવંત (૧૬) + આદરઇ. (૧૭) નઇ (૧૮) + કરઇ (૧૯) + પાત્રઇ. (૨૦) + ભણ્યઉ ગણ્યું નઇ ન કરઇ. (૨૧) + કરઇ (૨૨) + એમઇ.
+ એમ રૂપ શીયલ.

રાજારાણી સુખ ભોગવે[1], રાજકાજ મહિતા[2] જોગવે;
ગઉડીરાગે[3] પહલી ઢાલ, સમયસુંદર કહે[4] વચન રસાલ; ૧૫

---

## દુહા.

એકદિન[5] દોહલો[6] ઉપનો, ગર્ભતણે[7] પરભાવ;
દિનદિન થાયે દૂબલી, રાણી તિન[8] પ્રસ્તાવ. ૧

દધિવાહન પૂછે[9] પ્રિયા, કહિ કુણ કારણ એહ;
તું કિમ[10] દીસે દૂબલી, સુન[11] પ્રીતમ સસનેહ. ૨

હું પહરૂં[12] વેસ તાહરો[13], તું છત્રધારે[14] શીષ;
ગજચઢિ વનમાંહે ભમું, મુજ મન એહ જગીસ. ૩

કહે[15] રાજા ચિંતા મ કર, કરસ્યું[16] એહ-પ્રકાર;
સોહગણ[17] સાચી તિકા, જેહનો[18] વશ ભરતાર. ૪

---

(૧) + ભોગવઇ. (૨) + મુહુતા જોગવઇ. (૩) + રાગઇં પહિલી. (૪) + કહઇ. (૫) + ઇક. (૬) + ડોહલ ઊપનું. (૭) + તણઇ. – + દિ. – + ઇ (૮) + નેણ – + વિ. (૯) + પૂછી. (૧૦) + કા દીસઇ. (૧૧) + સુણિ. – + સુ. (૧૨) હિ. (૧૩) રા (૧૪) ધારઇસીસ. – નિ. (૧૫) કહઇ* રિ (૧૬) કરિસું * કરશું. (૧૭) ગિ. (૧૮) જેહનઇવંસિ * જેહને

## ઢાલ.

### રાગ—મારૂણી.

રાણી[1] વેસ કરી રાજાનો, ગજચઢે[2] હર્ષ અપારજી;
રાજા છત્રધરે[3] રાણીને. પૂઠે[4] બહુ પરિવારજી. ૧

કોઇ રાખઉરે, કોઈ સૂરસુભટને ભાખઉરે;
કોઇ હાય ઉપાય મુજ દાખઉરે, મને હાથી અપહરિ જાઈ;
દયાલ કોઇ રાખઉરે.
પદ્દમાવતી રાણી ઇમ વિલવઇ, ખીણ ખીણ વિલખી થાઇ;
દયાલ કોઇ રાખઉરે. આંકણી ૨

નવી વાત દેખી ઇણ નગરી, લોકને અચરજ થાઇજી;
વન ઉદ્યાન વિનોદ કરાવી, દોહલો[5] પુરે રાઇ. કો૦ ૩
વૂઠો[6] મેહ પ્રથમ વનમાંહે પ્રગટયો[7] ભૂમ સુગંધજી;
બીજા[8] વન સમરંતા[9] દોડયો, દૂર ગયો[10] ગજ અંધજી. કો૦ ૪
વડ સાખા વલગી રહ્યો[11] રાજા, રાણી ગઈ ગજસાથજી[12];

---

(૧) નઉ (૨) ચઢિ હરપ (૩) ધરઇ રાણી નઇ (૪) પૂઠઇ – નઇ – નઈ – નઇ અચિરજ. (૫) ડોહલઉ, પૂરઇ. (૬) વુઠઉ. (૭) પ્રગટઉ ભૂમિ. (૮) વંઝ, (૯) સંગરતઉ દ્રઉડ્યઉ. (૧૦) દૂરિગયઉ (૧૧) વલિગીરહ્યઉ. (૧૨) સાથી.

હાહાકાર હુઓ[૧] નગરીમૈં, હાથી કેહને[૨] હાથજી. કો૦ ૫

ડંડાકાર ગયો[૩] અટવીમૈં, દીઠો[૪] એક તલાવજી:

પાણી પીણ ભણી ગજ પૈઠો[૫], રાણી લહ્યો[૬] પ્રસ્તાવજી. કો૦ ૬

હલુયે[૭] હલુયે ગજથી ઉતરી[૮], ચલી[૯] એકલીસ લેઈજી;

ગ્રીહવાઘથી બીહતી અમલા, કર્મને[૧૦] દૂષણ દેઈજી; કો. ૭

હાહાદેવ કરૂં કિમ હું હિવ, કુણકીધા મૈં[૧૧] પાપજી;

કોણ[૧૨] વિપતઅવસ્થા પાડી, રાણી કરે વિલાપજી કો. ૮

બીણુરોવે[૧૩] બીણજોવે ચહુદિસ, બિણ ચીંતારે રાઈજી;

કુણકુણ રાજલીલા ભોગવતી, એહ[૧૪] અવસ્થા આજજી કો. ૯

કિંહા ચંપાનગરીનાં મંદીર, કિંહા હીંડોલા ખાટજી;

કિંહા પ્રીતમપોઢણ[૧૫] સુખસિજ્યા[૧૬], કિંહા નવરંગી ઘાટજી[૧૭]; કો. ૧૦

કિંહા તે ભોજનભગતિ સું સાજ્યા[૧૮], કિંહા કુટુંબપરિવારજી;

(૧) હુઉ વનમાંહે. (૨) કેહનઇ હાથિ. (૩) ગયઉ અટવી માંહિ. (૪) દીઠઉ. (૫) પુઇઠઉ. (૬) લહ્યઉ. (૭) + હલુયઇ હલુયઇ. (૮) + ઉતરઈ. (૯) + ચાલી. (૧૦) + નઇ. (૧૧) + મઇં. (૧૨) + કુણ વિપત્તિ (૧૩) + ખીણ રોવઇ ખીણ જોવઇ ચુંહદિસિ. – + રાઇ. (૧૪) + કઉણ. (૧૫) + પઉિઢણ. (૧૬) + શજન. (૧૭) + ખા. (૧૮) + સજાઇ.

ડંડાકાર પડી હું અટવી, અબલા[1] કોણ આધારજી; કો. ૧૧

વલી વૈરાગચડી તે રાણી, રોયાં ન લાભે[2] રાજજી;

ચોરાસી[3]લખ જીવ ખમાવી, સારૂં આતમ કાજજી; કો. ૧૨

દુખમાંહી જે ધર્મ[4]સંભારે, તેહને[5] કોઇ ન તોલઇજી;

મારૂ[6]રાગે ઢાલ એહ બીજી, સમયસુંદર ઇમ બોલે[7]જી; કો. ૧૩

---

ઢાલ ૩

રાગ—વયરાડી

જમ્બુદ્વિમનિ આસ્યા ઘણી એહની ઢાલ;

હિવ રાણી પદ્માવતી, જીવરાસિ ખમાવે[8];

જાણાણું જગતે[9] ભલું, ઇણિ વેલા આવે; ૧ તે મુજ મિચ્છામિદુક્કડં

અરિહંતની સાખ, જૈ[10] મે જીવ વિરાધીયા;

ચઉરાસીલાખ; તે મુજ મિચ્છામિદુક્કડં; ૨

સાતલાખ પૃથ્વીતણા, સાતે અપકાય;

સાતલાખ તેઉકાયના, સાતે વલી વાઉ; ૩ તે૦

---

(૧) + કુણ. (૨) + લાભઇ. (૩) + ચઉરાસી. – + હે. (૪) + ધરમ સંભારઇ. (૫) + તેહનઇકોનહી. (૬) + મારુણી રાગ ઇ ઢાલ એ. (૭) + બોલઇ જી. (૮) + વઇ. (૯) + જગિ. – + શુ – + આવઇ – + ખિ (૧૦) + જેમઇ – + ૧.

દસ પ્રત્યેકવનસ્પતી, ચૌદ સાધારણ;[1]
બિતિ ચઉરિંદ્રી જીવના, બે બે લાખ વિચાર;[2] ૪ તે૦

દેવતા તિર્યંચ[3] નારકી, ચાર ચાર પ્રકાસ;[4]
ચૌદલાખ[5] મનુષ્યના, એહ[6] લાખ ચઉરાસી: ૫ તે૦

ઇણભવ પરભવ સેવીયા. જે પાપઅઢાર;
ત્રિવિધિ ત્રિવિધકરી પરિહરૂં, દુર્ગતિ[7]દાતાર; ૬ તે૦

હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ;[8]
દોષ અદત્તાદાનના, મૈથુન ઉનમાદ; ૭ તે૦

પરિગ્રહ મેલ્યો[9] કારમો, કીધો[10] ક્રોધ વિશેષ;
માનમાયાલોભ મૈં[11] કીયા, વલી[12] રાગને દ્વેષ; ૮ તે૦

કલહકરી જીવ દુહવ્યા, દીધા કુડાકલંક;
નિંદાકીધી પારકી, રતિઅરતિ નિસંક; ૯ તે૦

ચાડીખાધી ચૌંતરે,[13] કીધાથાપણમોસ;[14]

---

(૧) + ચઉદહ (૨) + બિબિ, (૩) + તિરજંચ. (૪) + ચા આરિ પ્રકાસિ. (૫) + ચઉદ. (૬) + એ – + વિ (૭) + દુરગ (૮) + મિરષા. (૯) + મેલ્યઉકારિમઉ (૧૦) + કીધઉ. (૧ + મઇ. (૧૨) + નઇ. (૧૩) + ચઉતરઇ. (૧૪) + કી થાપણિ મોસઉ.

કુગુરૂ કુદેવ કુધર્મનો[1], ભલો આણ્યો[2] ભરોસ; ૧૦ તે૦

ખાટીકિના[3] ભવ મૈં કીયાં, જીવના વધ ઘાત;

ચીડીમાર ભવ ચિડકલાં, માર્યા દિનરાત; ૧૧ તે૦

માછીગર ભવિ માછલા, ઝાલ્યા જલવાસ;

ધીવર ભીલ કુલિ[3]ભવે, મૃગ માર્યા[4] પાસ; ૧૨ તે૦

કાજીમુલ્લાંને[5] ભવે, પઢીયાં મંત્ર કઠોર;

જીવ અનેક જબ્બહુ[6]કીયા, કીધા પાપ અઘોર; ૧૩ તે૦

કોટવાલ ભવ[7] જે કીયા, આકરા[8] કરદંડ;

બદીવાન[9] મરાવીયા, કોરડા છડીદંડ; ૧૪ તે૦

પરમાધામીને[10] ભવે, દીધા નારકી દુખ્ખ;

છેદન ભેદન વેદના, તાડના અતિ તિકખ; ૧૫ તે૦

કુંભારના[11] ભવ જે કીયા, નીભા ઇંટ પચાયા;

તેલીભવ તિલ પીલિયા, પાપેપિંડ[12] ભરાયા; ૧૬ તે૦

---

(૧) + ધર્મનઉ (૨) + ભલઉ આણ્યઉ ભર ઉસો. (૩) + ખાટિકીનઇ ભવિમઇં. – + ચ. – + તિ – + પા (૪) + કો. (૫) + માડવ. (૬) + નઇભવિ. (૭) + જબઇ. (૮) + નઈ ભવિ કાય' (૯) + અકરોકરદંડ. (૫) + વાણુ (૧૦) + હુમ્મીનઇ તવિ (૧૧) + નઇ ભવિ. – + વિ. (૧૨) + પાપિ પેટ ભરાવા.

હાલીભવ હલ ખેડીયાં, ફાટયા પૃથ્વીપેટ;
સૂડનિંદાન કીયાઘણા, દીધી બલદ ચપેટ; ૧૭ તે૦
માલીનેભવ રોપીયા, નાનાવિધવૃક્ષ;
મૂલ પત્ર ફુલ ફૂલના, લાગા પાપ લક્ષ; ૧૮ તે૦
આધોવાઇ આગમી, ભરીયા અધિકાભાર;
ઉઠ પીઠ કીડા પડયા, દયા ન રહી લગાર; ૧૯ તે૦
છીંપાને ભવ છેતર્યા, કીધા રંગણુપાસ;
અગ્નિઆરંભ કીધાઘણા, ધાતુરવાદ અભ્યાસ; ૨૦ તે૦
સૂરપણે રણ જુજતાં, માર્યામાનસવૃંદ;
મદિરામાંસ માખણ ભખ્યા, ખાધામૂલને કંદ; ૨૧ તે૦
ખાણ ખણાવી ધાતની, પાણી ઉલિચ્યાં;
આરંભકીધા અતિઘણા, પોતે પાપ જે સંચ્યા ૨૨ તે૦
ઇંગાલકર્મ કીયાવલી, વનમેં દવદીધા;

(૧) + હાલીનઇ ભવિ હલખડયા. (૨) + ફાડયઉ પૃથિવી. -+ ણુ. (૩) + નઇ ભવિ (૪) + અધોવાઇ. (૫) + ભર્યા (૬) પોઠી ઉંટ. (૭) + છીપાનઇભવિ વેકર્યા. (૮) + રાગણિ (૯) + અગનિ. (૧૦) + કીયા. (૧૧) + પણઇ. (૧૨) + ભખ્યણ. (૧૩) + નઇ – + ણિ. (૧૪) + પોતઇ. (૧૫) + તે સંચ્યા (૧૬) + અંગાર. (૧૭) + વનમઇ.

સૂંસ[1]કીધી વીતરાગની કૂડાકોસ[2]જપીધા; ૨૩ તે૦
બિલ્લીભવ[3] ઉંદર લીધા[4], ગિલોઇ હત્યારી;
મૂઢગમાર તણે ભવે, મૈં[5] જુ લીખ મારી; ૨૪ તે૦
વલી ભાડભુંજાને ભવે, એકેન્દ્રીજીવ;
જુવાર[6] ચણા ગહું સેકીયા, પાડંતા[7] રીવ; ૨૫ તે૦
ખંડણ પીસન ગારના, આરંભ અનેક;
રાંધન ઇંધન આગના, કીયા પાપ સટેક[8]; ૨૬ તે૦
વિકથાચ્યાર કીધી વલી, સેવ્યા પાંચપ્રમાદ;
ઇષ્ટવિયોગ પમાડીયા[9], રોદન વિખવાદ; ૨૭ તે૦
સાધુ અને[10] શ્રાવકતણા, વ્રતલેઈ ભાંગ્યા;
મૂલ અને[11] ઉત્તરતણા, મુજ દૂષણ લાગ્યા; ૨૮ તે૦
સાપ વિછુ[12] સીંહ ચીતરા, સિકરાને[13] સમલી;
હિંસક જીવતણે ભવે, હિંસાકીધી સવલી; ૨૯ તે૦
સૂવાવડી દૂષણ ઘણા, વલી ગર્ભ[14] ગલાયા;

---

(૧) + યા — + ના (૨) + તે (૩) + ભવિ. (૪) + થા. (૫) + મઇ. (૬) + જવારી ચિણા ગેહું (૭) + ખડુકરતા રીવ.— — + ખાં — + ણ — + રિ — + ણ + ગિ. (૮) + અનેક — + રિ. — + પં. (૯) + કીયા ઘણા (૧૦) + અનઇ — + ગા. (૧૧) + અનઇ. — + આ. (૧૨) + સીંહવિંછી (૧૩) + સકરાનઇ. (૧૪) + ગરભ.

જીવાણી ઢોલ્યા ઘણા, શીલવ્રત[1] ભંજાયા; ૩૦ તે૦

ભવ અનંત ભમતાં થકા, કીયાકુટુંબ સંબંધ;

ત્રિવિધત્રિવિધકરી પરિહરૂં,[2] તિણસું પ્રતિબંધ, ૩૧ તે૦

ભવઅનંત ભમતાંથકા, કીયા દેહ[3]સંબંધ;

ત્રિવિધ ત્રિવિધ કરી વોસરૂં, તિણસું પ્રતિબંધ; ૩૨ તે૦

ભવઅનંત ભમતા થકા, કીયા પરિગ્રહસબંધ;

ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરૂં, તિનસું પ્રતિબંધ; ૩૩ તે૦

ઇણિપરિ ઇણભવેં પરભવે, કીધા પાપ એકત્ર;

ત્રિવિધ ત્રિવિધ કરી વોસરૂં, કરૂં જન્મ[4] પવિત્ર; ૩૪ તે૦

રાય વયરાડી જે સુણે,[5] એહ[6] ત્રીજી ઢાલ;

સમયસુંદર[7] કહે, પાપથી છૂટે[8] તતકાલ; ૩૫ તે૦

---

## દુહા.

વલી રાણી પદ્માવતી, સરણા[9] કીધાચ્યાર;

સાગારી[10] અણસણકીયો,[11] જાણપણાનો સાર;

---

(૧) + રતન. — + ધા. (૨) + વોસરૂં. (૩) + પરિગ્રહ. + — વિ. (૪) + જનમ — + ઇ. (૫) + સુણઇ, (૬) + એ. (૭) + ઇમ, (૮) + છુટઇ તે. (૯) + કીધા સરણાં (૧૦) + કીઉ.(૧૧) + નું

## ગાથા.

जइ[1] मे हुज्ज पमाओ, इमस्स देहस्स इमाए वेलाए;
आहार ग्रुयहि देहं, सव्वं तिविहेण वोसरियं, १

## દુહા.

તિહાંથી આગલ[2]ચાલતા દીઠો[3] તાપસ એક;
મનમૈ[4] ધીરજ ઉપનો અલગ[5] ટલ્યો ઉદ્વેગ; ૧
તાપસ[6] પૂછે કોણ તું, સઘલો[7] કહ્યો પ્રબંધ;
તાપસને[8] પણ ભૂલગો[9] ચેડા સો[10] સંબંધ; ૨
થઇ તાપસ આસાસના, મકરે[11] દુખ લગાર;
એ સંસાર અસાર[12] છે, દુઃખતણો[13] ભંડાર. ૩
રાણીને[14] જોરે કરી, ખવરાયા[15] ફલફુલ;
સંપ્રેરણ[16] સાથે ચલ્યો, તાપસ સહજ અમૂલ ૪

---

(१) यदि मम भवति प्रमादः, एतस्य देहस्य अस्मिन् समये आहारोपाधि देहं, सर्वं त्रिविधेन व्युत्सृष्टम् ॥ १ ॥

(૨) + આગઇ. (૩) + દીઠઉ. (૪) + મહિ – + તુ. (૫) + અલગઉટલ્યઉ ઉદ્દેક. (૬) + પુછઇકવણ. (૭) + સગલઉ કહ્યઉ. (૮) + નઇપિણિ. (૯) + ગઉ (૧૦) + સ્યુ (૧૧) કરિસિ. (૧૨) +છઈ. (૧૩) + તણઉ. (૧૪) + નઇ. આગ્રહ. (૧૫) + આ. (૧૬) + સાથઇ ચલ્યઉ. – + લિ

આગલ જઇ ઉભોરહ્યો[1], આવી ગામની સીમ;
હલખેડી ધરતી હિવે[2], સુજ ચાંપનનો[3] નેમ; ૫
સુનપુત્રી[4] એ દત્તપુર[5],-- નામે નયર[6] નજીક;
દંતચક્રરાજા ભલો[7], તું જાજે નિરભીક ૬
ઇમકહીને પાછોવલ્યો[8], તાપસ પરઉપગાર;
રાણીપણ પદમાવતી[9], પહુતી નગર મોઝાર; ૭

---

## ઢાળ ૪ ચઉથી.

### રાગ કેદાર ગઉડી

કાચીકલી કનીર વેહાં, સૂવટઉ રહ્યઉ લોભાય, મેરે ઢોલણા. એઢાલ.

હવે[10] રાણી નગરી ગઇરે હાં, પૂછતી ધર્મશાલ[11] કર્મવિટંબના.
વિધિસુ વાંદી સાધવી રે હાં, બૈઠી[12] અબલાબાલ; ક૦ ૧
હૈ હૈ કર્મ વિપાક કિમહિ ન છુટણા;
રોવા લાગી અતી ઘણું રે હાં, નયને નીર પ્રવાહ ક૦
કુણ કુણ કષ્ટમૈ[13] ભોગવ્યા રે હાં, દુઃખભરી[14] મનમાંહિ ક૦ ૨

---

(૧)+ ઉભઉ રહ્યઉ. (૨)+ હવઇ. (૩).+ ચાંપણનઉનીમ. (૪)+ ણી (૫) + દંત (૬) + નામઇનગર (૭) + ભલઉ. (૮) + નઇ પાછઉ વલ્યઉ. -- + ણિ (૯) + પુહની -- + રિ. (૧૦) + હિવ. (૧૧) + અછંતી ધ્રમશાલ. (૧૨) + બઇઠી (૧૩) + મઇ (૧૪) + ભરી બહુ.

સાધ્વીધર્મ[1] સુનાવીયો રે હાં, એહ સંસાર અસાર; ક૦
ધર્મસામગ્રી[2] દોહલી રે હાં, કુટુંબ અનંતીવાર; ક૦ ૩
વૈરાગે[3] મન વાલીયો[4] રે હાં, લીધો[5] સંજમભાર; ક૦
દીક્ષાથો ડરતીથકી[6] રે હાં, ન કહિયો[7] ગર્ભવિચાર ક૦ ૪
ઇમ અનુક્રમે વ્રત પાલતાં રે હાં, વધીયો[8] મોટો પેટ; ક૦
કોટપાટ[9] ગર્ભ પેટનો[10] રે હાં, ન રહે[11] છાનો નેટ; ક૦ ૫
કહે[12] ગુરૂની બૈઠી રહે રે હાં, હમ[13] કરશું નિરવાહ; ક૦
લોક ફોક પ્રીછે[14] નહીં રે હાં, જીનશાસનનો—ડાહ[15]; ક૦ ૬
બેટો[16] જાયો સાધ્વીરે હાં, છાનો મૂકયો[17] મસાણ; ક૦
રતનકંબલસું[18] વીંટીયો[19]રે હાં, વલિ મુદ્રડી[20] સહિ નામ[21]; ક૦ ૭
તઉપિણ બાલ મુઓ[22] નહીં રે હા, ઐ ચૈ એ પુન્ય પ્રમાણ; ક૦
ચંડાલ દેખી ચમકીયો[23] રે હાં, સ્ત્રીને[24] દીધો આન; ક૦ ૮

---

(૧) + સાધવી ધરમસુણાવી ઉરે હા – + + (૨) + ધરમ – +હિ. (૩) + વયરાગઇ (૪) + ઉ. (૫) + લીધઉ સયમ, (૬) + બીહતી. (૭) + કહ્યઉ ગરભ – + મિત્ત (૮) વાંધ્યઉ મોટઉ. (૯) + કોઢપાઢ (૧૦) પેટનઉ (૧૧) + રહઇ છાનઉ. (૧૨) + કહઇ. ગુરૂણી બાઇડી (૧૩) + અમ્હેકરિસ્યાં. (૧૪) + પ્રીછઇ. (૧૫) + ઉડાહ (૧૬) + બેટઉ જાયઉ. (૧૭) + છાનઉ મુકયઉ. (૧૮) + સ્યું. (૧૯) વીંટીઉ (૨૦) મુદ્રા. (૨૧) + નાણ. (૨૨) + મુઅઉ. (૨૩) + ચમકિઉ. (૨૪) – + સ્ત્રી નઇ દીધઉ આણિ

અવકર્ણિક[1] નામ આપીયો રે હાં, દીન દીન વાધે[2] તેહ; ક૦
ચંડાલનીસું સાધવી રે હાં, માંડયો[3] અધીક સનેહ ક૦ ૯
ગુરૂની[4] પૂછે સાધવી રે હાં, ગર્ભ[5] ન દીસે કેણ; ક૦
મૈ[6] જાયો મુઓ થકો રે હાં, બાહિર પરઠયો[7] તેણ; ક૦ ૧૦
બાલકસું બાલક રમૈ[8] રે હાં, માંગ્યો[9] ઘઈ મુજ દંડ; ક૦
ખાજ ખણાવે[10] હાથસું રે હાં, નામ પડયો[11] કરકંડ; ક૦ ૧૧
સાધ્વી[12] અંતર તપૈ[13] ઘણું રે હાં, બાલકશું[14] બહુ પ્રેમ; ક૦
બેટાપણ[15] માયને મલે રે હાં, મોહુવધ્યો[16] બિહું એમ; ક૦ ૧૨
મીઠા મેવા સાધવી રે હાં, ખાજા લાડુ ખુર્મ; ક૦
વહોરીને[17] દેવે બાલને રે હાં, હા હા મોહનીકર્મ; ક૦ ૧૩
કરકંડૂ મોટો[18] થયો રે હાં, રખવાલઇ સમશાન; ક૦
કર્મ રોલવે[19] જીવને રે હાં, કોઈ ન ચાલે[20] વાન; ક૦ ૧૪

---

(૧) + ઉ. (૨) + વાધઇ (૩) + માંડયઉ. (૪) + ણી પૂછઇ. (૫) + ગરભ ન દીસઇ. (૬) + મઇ જાયઉ મૂઉથકુ. (૭) + પરઠયઉ — + સ્યું. (૮) + રમઈ. (૯) + માગઇ ઘઉ. (૧૦) + ખણાવઇ. — + સ્યું (૧૧) + પડયઉ (૧૨) + સાધવી (૧૩) + તપઇ. (૧૪) + સ્યું (૧૫) + બેટઉ પણિ મા નઇ ઘણુ. (૧૬) + વધ્યઉ બહુ. (૧૭) + વિહરી નઈ ઘઇ બાલક નઇ (૧૮) + મોટઉ થયઉ (૧૯) + રૂલાવઇ જીવનઇ. (૨૦) + ચાલઇ,

[૧]એ ચોથીઢાલમૈ મૈ કરી રે હાં, [૨]રાગ કીદારા માંહિ; ક૦
[૩]સમયસુંદર કહે કર્મની રે હાં, [૪]મૈ ગતિ કહી નજાય; ક૦ ૧૫

---

## દુહા.

[૫]કારણકિણે મસાણમૈ; [૬]આએદો અણગાર;
વંસજાલમાંહે [૭]રહીયો, [૮]દીઠો દંડકસાર; ૧
એક જતી લાઠીતણા, [૯]જાણે ગુણને દોષ;
બીજાસાધુ ભણી [૧૦]કહે, [૧૧]સહજે, રાગ ન રોસ; ૨
[૧૨]ઇક ગંઠી લાઠી ભલી, [૧૩]વેઢ દુગંઠી [૧૪]થાય;
લાભ તીગંઠી [૧૫]સંપજે, ચઉગંઠી મરણાય; ૩
પંચગંઠી [૧૬]પથ ભય [૧૭]હરે. ષટગંઠી ભયજોઇ;
સતગંઠી નિરોગતા, અઠગંઠી [૧૮]રિધિષોઇ; ૪
નવગંઠી લાઠીસુજસ, દસગંઠી ઘઇસિદ્ધિ;
[૧૯]ચારાંગુલ વધતી અહી, ઇણિ લાઠી નૃપરિધ્ધિ; ૫

---

(૧) + ચઉથી ઢાલ મઈ એ કહી. (૨) + કીદારઇ ગાય. (૩) + કહઇ (૪) + મઇં — + કહીય (૫) + કિણહિ મસાણમઈ. (૬) + આયા. (૭) + રહ્યઉ. (૮) + દીઠઉ દંડ ઇક. (૯) + જાણઇ ગુણનઇ દોસ. (૧૦) + કહઇ. (૧૧) + સહજઈ. (૧૨) + એક ગાંઠી. (૧૩) + વેઢિ (૧૪) + થાઇ. (૧૫) + સંપજઇ (૧૬) + પથિ (૧૭) + હરઇ. (૧૮) + રિધિ હોઇ. (૧૯) + ચ્યાર આંગુલ વ

## ઢાલ ૫ પાંચમી.

### રાગ-સારંગ મલ્હાર.

### નણુદલની.

કરકંડૂ[1] પાસે હુંતો, તિહાં બ્રાહ્મણ પણ એકહો; બ્રાહ્મણ.

સાધુ વચન એહું[2]--સુણ્યા, લાગી ચોપ[3] પ્રત્યેકહો; બ્રા. ૧

દંડ ન ઘઉં તુજને[4] માહરો, કહે[5] કરકંડૂ બાલહો; બ્રા.

ચાલી જાસ્યા આપાંચુંતરે,[6] હું ધરતીરખવાલ હો; બ્રા. ૨ દં૦

ચ્યાર અંગુલ ધરતી ખિણી, બ્રાહ્મણ લીધો[7] દંડ હો; બ્રા.

કરકંડૂ જૂટીલીયો,[8] જગડોલગો[9] પરચંડોહો; બ્રા. ૩ દં૦

નગરગયા[10] બે જગડતા, ચઉવટીયે[11] કીયે ન્યાય હો; બ્રા.

રે બાલક બ્રાહ્મણભણી, લાઠીઘઇ પુન્યથાઈ હો; બ્રા. ૪ દં૦

કરકંડૂ કહે[12] મૈ નવિ દેઉં, રાજપાંસિ[13] અભિરામહો બ્રા.

પંચહસી કહે[14] એહને, તું દેજે[15] ઇક ગામહો; બ્રા. ૫ દં૦

---

(૧) + પાસઇ હુતઉ. - + પિ. (૨) + ભિહુ. (૩) + ચઉપ. (૪) + તુજનઇ (૫) + કહઇ. (૬) + આપે ચઉતરઇ. - + ૫ (૭) લીધઉ. (૮) + લાયઉ. (૯) + જગડઉ લાગઉ પ્રચંડ. (૧૦) + બેઉ (૧૧) + એકીઓ - + ય. (૧૨) + કહઇ કરકંડુ હું દ્યઉ નહી. (૧૩) + પામિસિ. (૧૪) + કહઇ એ હનઇ. (૧૫) + એક દેજ્યો એહ નઇ ગામ.

જગડોલાગો[1] ઇણિપરે, દંડલીયો[2] કરકંડૂહો; બ્રા.
કોપકીયો[3] બ્રાહ્મણમિલિ, મારિ કરાં સત ખંડહો; બ્રા. ૬ દ૦
કરકંડૂ માતાપિતા, નાસિગયા તતકાલહો; બ્રા.
નગર[4] કંચનપુર ગોયરે, સૂના સરવર[5] પાલહો; બ્રા ૭ દ૦
ઢાલભણી[6] એહ પાંચમી, રાગસારંગ મલ્હારહો; બ્રા.
સમયસુંદર કહે[7] હિવકહૂં, પુણ્યતણા ફલસારહો; બ્રા. ૮ દ૦

## ઢાલ ૬ ઠી.
### રાગ–ખંભાઇતી.

રાજા મુયો અપુત્રીયોરે[8], તિનઅવસર[9] તિનગામરે;
અશ્વ એક અધિવાસીયો[10] રે, નગર ભમૈ[11] ઠામોઠામરે. ૧
રાજપામીયો[12], કરકંડૂ કંચણપુરતણોરે[13], ફલ્યો[14] વચન સાધુનો[15] તતકાલ;
તેહવચન સુહામણોરે[16], એ એ પુન્ય પ્રમાણરે ૨ રા.
નગરી પુરૂષ નહિં તિસોરે[17], લાખમિલ્યો[18] લોક આયરે,

(૧) + જગડઉ લાગઉ ઇણિ પરઇ. (૨) + લીઉ. (૩) + કીઉ. (૪) + નયર કંચનપુર ગોયરઇ. (૫) + સરોવર પાલિ. (૬) + કહિઅ. (૭) + કહઇ. (૮) + પુત્રીયઉ. (૯) + તિણિઅવસરિ તિણિ ગામઉરે. (૧૦) + ઉ. (૧૧) + ભમઇ ઠામ ઠામો (૧૨) + પામીઉરે. (૧૩) + તણઉ. (૧૪) + ફલ્યઉ (૧૫) + સાધુનઉ. (૧૬) + મણઉ. (૧૭) + તિસઉ. (૧૮) + મિલી લોગાઇરે. – + ઇ. – + કાઇ.

પુન્યવિના નવી પામીયેરે, મોટીપદવી કાયરે, [1] ૩ રા.

નગરબાહિર જઇ આવીયોરે, સૂતો [2] જિહાં કુમારરે.

તીનપ્રદક્ષણા [3] દેઇ કરીરે, હીંસ્યો [4] હય અપારરે, ૪ રા.

ઉઠયો [5] કુંવર ઉતાવલોરે. [6] ઊંઘણગાઇ ખાતરે; [7]

પુન્ય [8] ધકેલો તડફડે રે, જાણું દારિદ્ર જાતરે; [9] ૫ રા.

અધીકારી નર આવીયારે, જય જય શબ્દ કરંતરે; [10]

કરજોડી ઉભા રહ્યારે, ચામર છત્ર ધરંતરે. [11] ૬ રા.

રાજા અશ્વ ઉપર ચઢયારે, [12] ચાલ્યો [13] નગર મઝારેરે;

હયગય રથ પાયક તણોરે, [14] પૂંઠે [15] અંત ન પારેરે. ૭ રા.

નગરી માંહે પૈસતારે, [16] બ્રાહ્મણ આડા આયારે;

એ ચંડાલરાજા હુઓરે, પ્રણમ્યો [17] નહીં [18] કેમ પાયારે. ૮ રા.

રાજા દંડ ભમાડીયોરે, [19] અગ્નિ [20] જિઉ બલવા લાગીરે;

---

(૧) + આવી ઉરે. (૨) + સુતઉ જેથી કુમારોરે (૩) + ત્રિણિ પ્રદક્ષણ દેઇ કરીરે (૪) + હીસ્યઇ હરય અપારો. (૫) + ઉઠિઉ. (૬) + ઉતાવલઉ. (૭) + ખાતઉ. (૮) + પુણ્યઇ ધકેલ્યઉ તડફડઇ. (૯) + દાલિદ્રજાતઉરે. (૧૦) + કરતા. (૧૧) + ધરંતા. (૧૨) + ઉપરિ ચડયઉ (૧૩) + ચાલ્યઉ. (૧૪) + તણુઉરે. (૧૫) પૂઠઇ. (૧૬) પઇસતાં (૧૭) પ્રણમું. (૧૮) અહ્મે (૧૯) ઉ. (૨૦) અગનિજ્યું બલિવા લાગઉરે

ડરતા[૧] વિપ્ર આવી નમ્યારે, ચલ્યો[૨] નહીં કોઇતાગરે[૩].  ૯ રા.

વાડ ધાન વાસી જિકોરે, હરિકેસી ચંડાલોરે;

કરકંડૂ બ્રાહ્મણ કીયારે, તે સગલા તતકાલરે.  ૧૦ રા.

સગલ નગર સિણગારીયોરે[૪], આનંદ અંગ ન માયરે[૫];

ગોખ[૬] ઉપર ચડી ગોરડીરે, ઇણિ ગલિ રાજા આવઇરે. ૧૧ રા.

ઘરઘર ગૂડી ઉછલેરે[૭], તોરણ બાંધ્યા બારોરે;

હાટ પટંબર છાઇયારે, ભીડ ઘણી દરબારોરે.  ૧૨ રા.

પૂરણ કલસ લેઈ પદમિનીરે, સુહવ સાહુમી આવઇરે;

ગોરી ગાવે[૮] સોહલોરે, મોતીથાલ વધાવઈરે.  ૧૩ રા.

નવરંગ નેજા ફરહરેરે[૯], ઢોલ દમામા બાજઇરે;

મદનભેરિ બાજૈ[૧૦] ભલી રે, નાદે[૧૧] અંબર ગાજઇરે.  ૧૪ રા.

રાજા[૧૨] મંદિર આવીયો[૧૩] રે, બેઠો[૧૪] તખત તુરંતોરે;

પરજા પાલે[૧૫] આપણી રે, ન્યાય તપાસ કરંતો રે;  ૧૫ રા.

રાજા કરકંડૂ હિવે[૧૬] રે, આણદાન વરતાવ[૧૭] રે;

---

(૧) બીહુતા. (૨) ચાલ્યઉ. (૩) કોઉ ત્રાગઉરે – ક. (૪) ઉ. (૫) માવઇ. (૬) ગઉખી ઉપરિ – રિ. (૭) ઉછલઇરે (૮) ગાવઇ સોહલઉ (૯) હરઇ. (૧૦) વાજઇ. (૧૧) નાદઇ. (૧૨) રાય. (૧૩) આવીઉરે. (૧૪) બઇઠઉ. (૧૫) પાલઇ. (૧૬) હિવઇરે, (૧૭) નગર વરતાવઇરે,

મનવંછીત ફૂલ પામીયા રે, પુન્યતણે[1] પસાવ રે; ૧૬ રા.
ભલો[2]રાગ ખંભાયતી રે, સોહલાનીઢાલ એ છઠી રે;
સમયસુંદર કહે[3] શ્રાવિકો રે, સાંભલતાં અતિમીઠી રે; ૧૭ રા.

દુહા.

હિવતે બ્રાહ્મણ આવીયો, સુણ[5]રાજાને રાજ;
ગામ એક માંગ્યા[6] ભલો, જેહથી[7] સીજે કાજ; ૧
કરકંડૂરાજા કહે[8], વાચ કાછ નીકલંક;
મન માન્યો[9] દ્વિજમાંગતું, ગામ એક નિઃસંક[10]; ૨
ચંપા નગરી હું વસૂં, દધિવાહન જિહાં રાય;
તિહાં થઈ ગામ સુખીરહું, કુણ[11]કરે આવોજાવ;

## ઢાલ ૭ મી.

રાગ-સિંધુઉ.

ચીતોડી રાજારો—એ ઢાલ.

કાગલ[12] લિખ દીધોરે, વિપ્રચાલીયો[13] સીધોરે,
વલી લીધો[14] સત્તુનો સાથે સંબલોરે;

(૧) તણુઇ પરભાવઇરે (૨) ભલઉ, – ઈ. (૩) કહઇ. (૪) ઉ. (૫) સુણિ રાજન નઇ. (૬) માગઇ ભલઉ (૭) જિણથી સીજઇ વંછિત કાજ. (૮) કહઇ. (૯) માન્યઇ વિપ્ર માગિતુ. (૧૦) નિસ્સંક. (૧૧) કરઇ, (૧૨) લિખિદિધઉ. (૧૩) ચાલ્યઉસીધઉ. (૧૪) લીધઉ સાથિ સાતુનઉ સંબલઉ

ચંપાપુરિ પહુતોરે,[૧] જિહાં પોતો રહિતોરે,[૨]
મનમાંહિ ગહિગહતો[૩] વંછિતમુજ ફલ્યોરે;[૪]    ૧

ચંચાપુરિરાજારે, દધીવાહન તાજારે,
એકગ્રામ બ્રાહ્મણને[૫] દેજો તું અતિભલોરે;[૬]
ઇણિ ગામનીઠામેરે,[૭] રાય બીજો પામેરે,[૮]
એહુકામ[૯] વિનકિયે થાસેસહી કલહિરે; આંકણી;    ૨

કાગલ દેખાડયોરે,[૧૦] નૃપત્રિવલી ચાડયોરે,[૧૧]
વલી બ્રાહ્મણને તાડ્યો[૧૨] રાજા કોપીયોરે;
ચંડાલનો[૧૩] બેટોરે, ઇહિરાજથી[૧૪] મેટોરે,
મતિકંચનપુરિભેટો[૧૫] કિણુ એહ ભેટીયોરે;    ૩

વલિતો[૧૬] દૂત મુકયોરે,[૧૭] દધિવાહન ચુકયોરે,[૧૮]
ઘણું કુપ્યો[૧૯] બલિ બોલકહાયા આકરારે;

(૧) પહુતઉ. (૨) પોતઇ રહતોરે. (૩) ગહગહતઉ. (૪) ફલ્યઉ, (૫) ઇંટ ગામ બ્રાહ્મણ નઇ દેજ્યો. (૬) ભલઉ. (૭) ઠામઇ. (૮) દુજઉપામઇ. (૯) ઇણકામવિણ કીધઇ. થાસ્યઇ સહી કલઉ. (૧૦) દેખાડયઉરે. (૧૧) ત્રિસૂલઉ. ચાડયઉરે. (૧૨) તાડયઉ બ્રાહ્મણનઇ રાજાકોપિઉ (૧૩) નઉ બેટઉરે. (૧૪) એ રાજથી મેટઉરે. (૧૫) મત ભેટઉ કં ચણપુર કિણ ચાપીયઉરે. (૧૬) વલતઉ. (૧૭) મૂક્યઉ. (૧૮) ચુકયઉ. (૧૯) કુપ્યઉવલિ.

કરકંડૂરાજા રે, સુણિકરત દિવાજા રે;

તતકાલ વજાયા વાજાચઠતરા રે; ૪

કટકીકરી [1]ધાયો રે, ચંપાપુરિ [2]આયોર,

તપતે[3]જસવાયો પુરવીંટી [4]રહ્યો રે;

ગઢ[5]રોહો મંડયો રે, અભિમાન ન [6]છંડયો રે,

નિજબોલ ન [8]ખંડયો રે નૃપ [7]સાહ્યો અડયો રે; ૫

રણભૂમિકા [9]ઝૂઝે રે, નાલગોલા [10]ઉડેરે,

ગડ[11]ગંતાગય ગૂંજે સેષ જુ સલસલે રે;

સરણાઇ [12]બાજેરે, સિં[13]ધૂડો સાજે રે,

સૂરવીર [14]વીરાજે ગડઉ ચાઉ છલે રે; ૬

પહિર્યા જીનશાલારે, ઉમટ્યા મેહ કાલા રે,

સિરટોપ તે [15]ઝાલ ઝમઝમ ઝમકતા રે;

ભાલા અણીયાલા રે, [16]ઉછાલે પાલા રે,

એક સુભટ સૂછાલા [17]ચાલે ચમકતા રે; ૭

---

(૧) ધાયઉરે. (૨) આયઉરે. (૩) સવાયઉ. (૪) રહ્યઉરે. (૫) રોહઉ માંડયઉ. (૬) છાંડયઉરે. (૭) ખંડયઉ. (૮) સાહ્યઉ અડયઉરે. (૯) સુઝઇરે. –લિ (૧૦) ઉડઇ. (૧૧) ગડડંતગયગૂડઇસેષસલસલઇ. (૧૨) વાજઇ. (૧૩) સિંધુજસાજઇ. (૧૪) વિરાજઇ ઉચા ઉછલઇ (૧૫) જબ જબ જમક્તા. (૧૬) ઉછાલઇ. (૧૭) ચાલઇ.

બાજે[1] રણતુરા રે, બેહૂ[2] દલપૂરા રે,
એક એકથી સૂરા સુભટ સોહે સાથમે[3] રે;
ઝમકીજીભલબકઇ રે, જાણે[4] વીજલી ચમકે રે,
તરવાર ઉઘાડી ઝબકે[5] સોહે હાથમે રે; ૮
વહિ[6] તીર વિચાલે રે, પિણ[7] આવતા ટાલે[8] રે;
વયર[9] વાલે તે પાછો પિણ સાંસે નહીં રે;
વિજનેજાફરકે[10] રે વિઢવાને[11] લરકે રે,
પગ[12] એક ન સરકે પાછા તે સહીં રે; ૯
મૂંછે વલઘાલે રે, આગળથી[13] ચાલે રે,
ફૌજ[14] આવતી પાલે એકો વારકી રે;
ઈક[15] પગ ન છોડે[16] રે, નૃપ હોડાહોડે[17] રે,
અણીયે અણીયે જોડે[18] ફૌજનુ મારકી રે; ૧૦

---

(૧) વાજઇ (૨) બેઉં (૩) સાથમઇ. (૪) જિમ વીજલી ચમટઇ. – રિ (૫) જબકઇ હાથમઈ. (૬) વહઇ. – લઈ. (૭) પણિ. (૮) ટાલઇ (૯) વયર વાલઇરે તે પણિ પછઇ સાંસઇ નહીંરે. (૧૦) ફરકઇ. (૧૧) વિઢવાનઈ બરકઈ. (૧૨) એકએક નઇસરકઇ પાછા તે સહી રે. – લઈ. (૨૩ આગલિથી ચાલઇ. (૧૪) ફઉજ આવતી પાલઇ એક. (૧૫) એક. (૧૬) છોડઇ. (૧૭) હોડઈ. (૧૮) જોડઈ ફઉજ.

છોડે[1] અસ્તિખાજી રે, બેહૂ રાજા ગાજીરે,
નરદ્રે[2] ગજ બાજી[3] ઝાલ્યા કીમ કીયા રે;
ઠાકુર વે[4] પુકારે રે, વાપ[5] વિરૂદ સંભારે રે,
આજ જય તનુ મ્હારેઇ ભુજે પામીયે[6] રે; ૧૧
ભાજન[7] સોંસ લીધા રે, ગંગોદક પીધા રે,
ભલા ભોજન કીધા તાજા[8] ચૂરમા રે;
રાણીરા જાયારે, આમ્હો સામ્હાધાયા રે,
ઘણા અમલ ખવાયા ચાડી[9] સૂરમા રે; ૧૨
ઇક[10] કાયર કંપેરે[11], ચિંહુદિસ દલ ચંપેરે,
મુખ[12] હાહા જંપે કિણ દિસ ભાગસ્યાં રે;
સૂરવીર તિઢૂકે[13] રે, હોંસે[14] રણઢૂકે રે
મુખઢૂકે[15] આવો આજ લટાપટ લાગિસ્યાં રે; ૧૩

---

(૧) છોડઈ આતસ. (૨) રહઇ. (૩) વાજી. (૪) બાપુ કારઇ. (૫) રઈ. (૬) પઇ. (૭) ભાજણ ગુસ કીધા. (૮) કુતખી ચુરિ. (૯) ખવરાવ્યા ચડિ સૂરિ. (૧૦) એક. (૧૧) કંપઇ. (૧૨) મુખજંપઇ. હાહા હિવકિણિ દિસિ ભાજિસ્યાં. (૧૩) ઢુકઇ. (૧૪) હઉસેરણઢુકઇ. (૧૫) મુખિ ઢૂકઇ આવઉ આજ.

સંગ્રામ[1] મંડાણો રે નહિં કો તિહાં સ્યાણો[2] રે,
રાયરાણો[3] સમજાવે બેહું રાયને રે;
હુંતી વાત થોડીરે થઈ કલેશની કોડી રે,
ન સકે કોઈ છોડી બે સમજાયને[4] રે; ૧૪
સિંધુડે[5] રાગેરે સુણિ સૂરિમા જાગેઇ રે,
અતીમીઠી પણ લાગે ઢાલ એ સાતમી રે,
સમયસુંદર ભાખેરે[6] હિવ વિડતારાખે[7] રે;
પદમાવતી પાછે[8] કુણમતિ સમીરે. ૧૫

---

ઢાલ ૮

રાગ સિંધુઆસાઉરી.

**ચેતન ચેન કરીરે, એહની જાતિ.**

જુદ્ધ સુણ્યો[10] પદમાવતી રે ગુરૂણીને પૂછ[11] વિચાર
આવીતિહાં ઉતાવલીરે હા મતિહોઇ સંહારો રે ૧ ધ.

---

(૧) હુયઉ, (૨) તિસ્યઉં સ્યાણઉ. (૩) રાણઉ સમજાવઇ એઉં રાય નઈ. (૪) નઇ. (૫) સિધુડઇ રાગઇ. (૬] ભાખઇ. (૭) વિઢતા રાખઇ. (૮) પાખઇ (૯) સિધુડઉ (૧૦) યુદ્ધ સુણ્યઉ. (૧૧) ટહઇ – 'ત.'

ધન પદમાવતી ભાંજ્યો[1] વૈરવિરોધોરે
લાભ થયો[2] ઘણો દધિવાહન પ્રતિબોધ્યો રે આંકણી. ૨ ધ.
પ્રથમ ગઇ પદમાવતીરે કરકંડુને પાસ[3];
કહિ કિમ ઝૂઝે[4] બાપસું રે રાજા રહિયો[5] વિમાસોરે. ૩ ધ
તે કિમ રાજા પૂછીયોરે સાધવી કહ્યો સરૂપ;
તઉ[6] પાછા પગ ન ઘઇરે અતિ અભિમાની ભૂપોરે. ૪ ધ.
ચાલીને[7] ચંપા ગઇ રે પહુતી નિજ[8] આવાસ
દાસી દીઠી સામિની આવી મિલી સવપાસો[9] રે ૫ ધ.
પ્રણમીને રોઇ ઘણું રે એહ અવસ્થા દેખિ
દધિવાહીન પણ આવીયો રે દીઠો સાધવી વેષો રે ૬ ધ.
રાજા પાય પ્રણમી કરી રે પૂછે ગર્ભની વાત
એહ તુઝ અંગજ જેહસું રે જુદ્ધ કરે દિનરાતો રે ૭ ધ.
રાજા અતિહર્ષિત[10] હુવોરે મિલવા સામ્હો જાઇ
કરકંડૂ પણ બાપના રે પ્રણમે ભકિતસુ પાયો રે ૮ ધ.

---

(૧) ભાંજ્યઉવયર. (૨) થયઉ ઘણા. (૩) નઇપાસિ (૪) ઝઇ. – સ્યું. (૫) રહ્યઉ. – સો. – યઉ. – હ્યઉ. – સ્વ. (૬) તઉપિણ પાછઉ – દીઇ. (૭) નઇ. (૮) નૃપ. – સિ. – ઇ. (૯) સવિ. – નઇ. – ણિ – યઉ. – ઠઉ – છીગરભ – કરઉ. (૧૦) હરષિતથયઉ. – હ્મઉ – ય – ણિ – નઇ. – મઇભગતિ.

પઇસારો[1]કરિ આણીયો[2] રે પ્રગટયો[3] આનંદપૂર;
ઘરઘર રંગ વધામણો રે ચંપાનગર સનૂરો રે: ૯ ધ૦

કંચણપુર ચંપાતણા રે દેસ તણો[4] એ રાજ
દધિવાહન દીક્ષા[5] ગ્રહી રે સાર્યા[6] આતમકાજો રે ૧૦ ધ૦

---

કરકંડૂ પરણી ઘણી રે પ્રમદા તિણપ્રસ્તાવે
રાજલીલા સુખ ભોગવે રે પુણ્યતણે પ્રભાવે[7] રે ૧૧ ધ૦

સિંધુ[8]ને આસ્યા મિલીરે પુણ્યતણા ફલ એહ
આઠમી ઢાલ રસાલ છે રે સમયસુંદર કહે એહો રે ૧૨ ધ૦

---

## દૂહા.

હિવ કરકંડૂરાયને ગોકલસું બહુ પ્રેમ
એકદિન ચાલ્યો દેખવા કહિવા[9] લાગ્યો એમ ૧

સુન[10] ગોકલ એક વાછડો વરણસુપે[11] હસુ સુદ્ધ
એહની માના એહને પિવરાવે[12] તું દુધ ૨

---

(૧) રઉ (૨) યઉ (૩) ટયઉ–રિ–ગ્યા–ગી. (૪) સૂતનઇ એડ઼ે. (૫) ખ્યા. (૬) સાધ્યા–વિ–વઇ–નણું. (૭) પરસાદોરે (૮) સિંધુડઇ–છઇ–હઇ–નઇ–સ્યુ–લ્યઉ–ખિ (૯) લાગઉ. (૧૦) સુણી–ડઉ. (૧૧) સપેદસ–નઉ–નઇ (૧૨) ધવરાવઉ દુધ.

વલિ જબ એહ મોટા[1] હુવે તવ ગીરઉ પણ ગાય
હાડાને દૂધ પાવજો જિમ એહ મોટો થાઈ ૩

ઇમ કહી નૃપ પાછોવલ્યો ગોકલ[2] કીધો તેમ
વૃષભ[3] જુવાન થયો સબલ રાખ્યો ન રહે કેમ ૪

તીખા સીંગ સુકુંડલા ઊંચો કુંભી થુંલ
ગલકંબલ જાડો[4] સબલ જાને[5] દેખઈ એ ઊભ ૫

મારે[6] ધુસે મલપતો નિબલ વૃષભને નિત્ત
ઊંચો[7] કુંભ ઉલાલતો ત્રાડુકે મયમત્ત ૬

ઇકદિન વલી નૃપ આવીયો[8] સુંદર માતો સાંઢ
રાજાને અચરજ થયો એ એ બલ પરચંડ ૭

---

## ઢાલ ૯

રાગ તોડી ધન્યાશ્રી.

મુનીસર ભલઉ એકોઈ.

વલિ કરકંડૂ આવીયોજી ગોકલ દેખણ હેત
પૂછ્યો[9] રાજા ગોકલીજી વલી[10] બલદતે કેતરે. ૧

---

(૧) મોટાઉહુવઇ-ણિ-હ-નઈ-જો - ટઉ-છઉ-વલ્યઉ. (૩) ગોકુલિકીધઉ (૪) થયઉ-ખ્યઉ-હઈ-યઉ-સ. (૫) જાડુ (૬) નાણુંઇ ઓયણકુંભ. (૭) સાંઢઉ - સઇ - તઉ - નઇ-યઉપુ'છ તઉ - કઇ (૮) દેખાયઉ. - તઉ. - નઇ. - રિ. - થયઉ. - યઉ - તિ. (૯) છીઉ. (૧૦) બલવતબલ. - થિ. - વઇ. - યઉ - ધ્રમ - ણ - ૧૨.

જીવડા એ સંસાર અસાર કરકંડૂ ઇમ ચિંતવેજી
સાચો જીનધર્મ સારરે　　　આંકણી ૨ જી.
તિન અવસર બુઢો[1] થયોજી મહિયકે નામ કહાય .
જરા કરી થયો જાજરોજી ઉઠનકો નહિ આયરે　૩ જી.
ગલ્યો પલ્યો જાઇ હલ્યોજી મૂકી બેઠો[2] ઘાટ
સંડ[3] પડું ઘડી જતોજી પડ્યા[4] કરે અરરાટરે　૪ જી.
કર જોડી કહે ગોકલીજી એહિજ બલદતિ કોઇ
નૃપ ચિંતે બુઢાપણુંજી એહ અવસ્થા હોઇરે　૫ જી.
આગ ચોર ભય જલ ઘણાજી ગરથ તે અનરથ મૂલ
વાર ન લાગે વિનસતાજી ધર્મ ખરો અનુકૂલરે　૬ જી.
તરૂ પંખી મેલો જીસોજી કુટુંબ તિસો કહિવાય
જાએ[5] તે ગતિ જૂજૂઇજી સાચો ધર્મ સખાઇરે　૭ જી.
માતપિતા બાંધવ સુતાજી અંતેઉર નિજ કર્મ
સ્વારથ વિન વિહડે સહૂજી વિહડે નહિ જીનધર્મરે ૮ જી.

---

(૧) બુઢ્ઢઉથયઉ. – યઉ. – રઉ. – હય (૨) બઇઠઉથાટ. (૩) સડયઉપડયઉ ઘડીજતઉ (૪) પડયઉ કઉ અરડાટ. – હઇ – તઇ – ણઇ. – ચોરના – ગઇ – ણ – રઇ. – લઇ – સઉ. – સઉ. (૫) જાયઇ. – ચઉધરમ

ડાભઅણી જલબીંદુએજી જીમ પાકો તરૂ પાન
અથિર એહ તિમ આઉખોજી થિર નિશ્ચલ ધર્મધ્યાનરે ૯ જી.

જરા કરી અતિ જાજરીજી કાચો માટી ભંડ
કાયા રોગ સમાકુલીજી જીનધર્મ એક અખંડરે ૧૦ જી.

જોવન[1] જાએ જોરમેજી જાણિ નદિનો વેગ
રાખ્યો[2] ન રહે કેહનોજી ધર્મ[3] રહે દઢ એકરે. ૧૧ જી.

ઇમ સહુકો જગ કારમોજી[4] કો નહિ રાખનહાર
સાચો[5] એક સંસારમેજી જીનધર્મ એક આધારરે. ૧૨ જી.

તોડને ધન્યાસિરીજી નવમી ઢાલ એ રાગ[6]
સમયસુંદર કહે સાંભલોજી જીમ ઉપજે વઇરાગરે. ૧૩ જી.

## ઢાલ ૧૦

રાગ ધન્યાસરી.
ચંદનનગરી દીપતીજી—એહની.

ઇમ વૃષભથી પ્રતિબૂજ્યો[7] વલિ કીધો[8] મસ્તક લોચ
રાજરિદ્ધિ તૃણજિમ પરહરી અતિ ભલો[9] આ લોચ ૧

ડઇ. — ડઇ. — કઉ. — ખઉ. — ચઉ. (૧) જાવઇજોરમઇ. — નઉ. (૨) રાખ્યઉનરહઇ કહનઉ (૩) ઉપજઇ ન હોયવિવેગરે (૪) રિમઉ (૫) સાચઉ એક સંસારમઇ. — નઇ (૬) રસાલ. — હઇ. — રઉ — જઇ (૭) બૂઝિયઉ (૮) કીયઉ — કિ. રિ. (૯) ભલઉએ

અતિ ભલઉએ આ લોચ,[1] મુનિવર વંદીયેરે

કરકંડુ સાધુ સુસુદ્ધ પહિલો પ્રત્યેક બુદ્ધ મુ૦ આંકણી

તતકાલ ઓઘો મુહુપતી દેવતા દીધો વેસ

વયરાગે સંયમ આદર્યો[2] થઇ ભવકજન[3] નઇ ઉપદેશ થ. ૨ મુ૦

કરકંડુના કેતા કહું એક જીભ ગુણ વખાણુ

એકઠા ચ્યારે થાઇસ્યઇ એહુખંડ[4] ચઉથે જાન એ ખં. ૩ મુ૦

ગચ્છવડા ખરતર ગુરૂવડા જીનચંદ જુગ[5] પરિધાન

જીનસિંહ સૂર સુજસ ઘણું[6] જસદીયો[7] અકબરમાન જ. ૪ મુ૦

આગરે શ્રાવક દીપતા શ્રીમાલી નઇ ઓસવાલ

શ્રીવિમલનાથ પરસાદથી અતિસુખી ચતુર ચઉસાલ. અ. ૫ મુ૦

સંવત સોલેચોસઠે વલિ માસ ફાગુન સાર

એ પ્રથમખંડ[8] પુરો થયો સિદ્ધિયોગ ને બુદ્ધવાર સિ. ૬ મુ.

---

(૧) યઇ. – લઉ. – થાઉ. – મુહ. – થઉ. (૨) આદર્યઉ. (૩) ધરમનઉ. – ઇ. (૪) એ ખંડ ચઉ થઇ જાણિ (૫) જુગહપ્રધાન – દિ (૬) ગુણે. (૭) જસુદીઇ. – રઇ. પ્ર (૮) લઇચઉસઠઇ. – બુ (૯) પુરઉથયઉ – જો – નઇ. – સિં

એ પ્રથમ શિષ્ય શ્રીપૂજ્યના ગણિ સકલચંદ મુણિંદ

તે[1] સતગુરૂ સુપસાઉલે મુ૦ સમ સુખ આનંદ મુ૦ ૭ મુ૦

એ[2] ઢાલ મૈં દસમી ભણી ધન્યાસિરી એ રાગ

ગણી સમયસુંદર ઇમ ભણે શ્રીસંઘ સુજસ સુભાગ શ્રી. ૮ મું૦

॥ સર્વગાથા ૧૮૭ શ્લોક ૨૨૫ ॥

ઇતી શ્રી પ્રથમખંડ કરકંડુરાજાનો સંપૂર્ણ ૧

---

દૂહા.

બ્રાહ્મીલિપિ પ્રણમો વલી અક્ષર રૂપ વિચાર[3]

ભગવતિ સૂત્રઇ ધુરભણી[4] શ્રીસોહમ ગણધાર

દુમુહ નામ રાજા ભલો બીજો પ્રત્યેકબુદ્ધ

તસુ બીજો ખંડ બોલસ્યુ મીઠો મિશ્રી દુધ ૨

સાવધાન થઇ સાંભલો મૂકો કથપચ વાત

રાય તણી કિરતીત સહુ કોપિવે નિવાત ૩

---

(૧) સુગુરૂનઇસુપસાઉલઇ. (૨) એ ભણી ઢાલ દસમીભલી. – ગુહ્ય. – સો. – મું. (૩) વિસાલ. – મું (૪) ધુરઠ – ગુ. – ભલઉ. – . – જઉ. – સિસું – લઉ. કઉ. – મઇ. – હી.

ઢાલ ૧

રાગ વેલાઉલ.

મનકઉ પ્યારઉ મનકઉ પ્યારઉ, એહુની ઢાલ.

જંબૂદ્વીપ મેરૂ દક્ષિણ દિસિ ભરતખેતર[1] અતિસારરી માઇ
રાજા રાજ કરે જય નામેં હરિકુલ પંકજ ભાણરી માઇ
ગુણ મણિમાલા નયણ વિસાલા ગુણમાલા પટરાણીરી માઇ ૨ રા૦
હારમેં જિમ પદક વિરાજે તિમ તીહાં દેશ પચાલરી માઇ
નગર કંપલા જાણ નગીનો રિદ્ધ સમૃદ્ધ રસાલરી માઇ ૩ રા૦
કેહરા વિન કિહાં દંડ ન દીસે લોકને[2] મબલ અસાનરી માઇ
દીવાવિણ નહિં સ્નેહ તણો ક્ષય હાટ વિના માનરી માઇ ૪ રા૦
સર્પ વિના નહિં કો દો જીભો અસિવિણ નહિ દઢ મૂઠિરી માઇ
માંહોમાંહે ન થાઇ કો કેહુને ધનુષવિના નિજ પુઠિરા માઇ ૫ રા૦
અંધ નહી નારી વેણી વિણ સારી વિણુ નહિ મારરી માઇ
તર્ક વિના નહિ વાદ નગરમાં પુત્ર વિના નહિં નારીરી માઇ.૬ રા૦
દાન વિના કો વ્યસન ન દીસે ધર્મ વિના નહિં લોભરી માઇ
ન્યાયનિપુણ રાજા ધરમીજન સુંદર નગર સ સોભરી માઇ ૭ રા૦

---

(૧) ક્ષેત્ર. – રઇ. – મઇ. – સઇ. (૨) સકલ લોકનઇ –
ણું – અઉ. – હિ – નહિ – મહિ – કોઇ – સઇ.

ભણતાં પાંચમે દીહ દીઠો[1] મુકટ ભલોરી
સર્વ રતનમય સાર તેજ પ્રતાપ નિરોરી ૪
દઉડ[2] વધાઇ દીધ રાજા જય હરખ્યોરી[3]
નૃપ આયો તિણ ઠામ નિજ નયનહી[4] નિરખ્યોરી ૫
વાજ્યા વાજંત્ર તુર બાહિર મુકટ લીયોરી
દીધો અતિ ભલાદાન જીન[5] તે પ્રકટ કીયોરી ૬
થોડે દિન તતકાલ ચિત્રસભા નીપનીરી
અનુપમ અચરિજ ભૂત ઇંદ્રસભા દીપતીરી ૭
શુભ મહૂરત શુભ યોગ તાસુ પ્રતીઠ કરીરી
ઉચ્છવ કીધ અનેક કીરતિ જગ પસરીરી ૮
તે ચિત્રસભા મઝાર સિંહાસન ઉપરેરી
બેઠો[6] શ્રીજયરાજ મસ્તક[7] મુકટ ધરેરી ૯
જયરાજા મુખિચંદ[8] પ્રતિબિંબો[9] મુકટે રી
લોક મિલ્યા લખકોડા નામ દુમુહ પ્રકટેરી[10] ૧૦

(૧) દીઠ ઉ મુગટ ભલ ઉરી — ભઉ (૨) દ્રઉડી. (૩) અતિ હરખ્યઉ — યઉ — મિ. (૪) નયણુઇ નિરખ્યઉ. — યા. — જિં. — ગ — યઉ. — ધઉ. (૫) બહુ. — ણુ — ગ — યઉ. — ઉ — રઇ. (૬) બઇઠઉ. — ય (૭) માથઇ — ગ. — રઇ. (૮) બ્યઉ. (૯) મુગટમ્હરી (૧૦) પ્રગટયઉ. — હઇ. — રઇ. — મિ.

ગઉડી રાગ રસાલ આઠ ઢાલ કહીંએ

સમયસુંદર કહિ એમ સુણતાં અચરજ નહીંએ ૧૨

---

## ઢાલ ૩ જી.

કામણગારારે લોક એહની ઢાલ.

કુમુદ નામ રાજાઘરેરે ગુણમાલા પટરાણી

અનુક્રમે સાત બેટા જણ્યારે સાતે મકરજ સુજાણરે. આંકણી. ૧

કામિની તૃપ્તિન પામે કેમ, રઢ લીધી મૂકે નહીંરે

પગપગ નવ નવા પ્રેમરે કામની તૃપતિ ન પામેરે ૨

જનમથી માયા મેલવેરે[1] સીખઇ ઘરનો સૂત્ર

ઢુલડીએ રમતી કહે રે એ મુજ પતિ એ પુત્ર રે ૩ કાં૦

દેહ સમારે[2] દીન પ્રતેરે સીખે જ્ઞાન વિજ્ઞાન

અણુખ અદેખાઇ કરેરે ગાએ[3] ગીત ને ગાનરે ૪ કાં૦

આરાધે કુલદેવતારે વિનતિ કરે વારોવાર

ગોરી ગણુ ગૌરી[4] રમેરે ભલઉ[5] હોઇ ભરતારે ૫ કાં૦

---

— બાઇ — કઇ. — ગિ. (૧) કેલવી. — નુ. — કહઇ. (૨) સમારઇ. — તઇ. — ખઇ. — સ્યાં. (૩) ગાય ઇ. — નઇ. — ધ્યાઇ. — કરઇવારવાર. (૪) ગઉરીરમઇ. (૫) હોઇજ્યઉ

પરણી[1] પિણુ રહે પૂછતીરે વસીકરણ એકંત[2]
કિમ[3] હું પ્રિયડો વસિકરૂં[4] રે પુરૂં મનની ખાંત[5] રે ૬ કાં.
સુખ[6] પામ્યો[7] ભરતારનોરે[8] તઉ પિણ વાંછે નારિ
પુત્રપખે[9] કહે કામણીરે કાંઇ સિરજી કરતાર રે ૭ કાં.
પુત્ર પરણાવું[10] પ્રેમસું રે વહુ દેખું ઇકવાર
ગોદ ખેલાવું પોતરોરે સફલ કરૂં અવતારરે ૮ કાં.
બાલક પીડા ઉપજૈરે આઉગંતે[11] સૂર
ખેત્રપાલ ભમતી રહેરે ઢોલે[12] તેલ સિંધુરરે ૯ કાં.
પુત્ર પ્રમુખ સુખ સંપનારે તઉ પણિ જીવ ઉદેગ
ગુણમાલા રહે ઝુરતીરે પુત્રી ન પાઇ[13] એકરે ૧૦ કાં
ચોરી ન બાંધી આંગણેરે તોરણ આવી ન જાન
પાઇસ તુ જમાઇ ન પોંખીયારે[14] તઉ જીવો[15] કીણ ગાનરે ૧૧ કાં

---

(૧) પણિરહઇ. (૨) એકાંત (૩) કિમહી — પ્રિયડઉ. (૪) સારં. (૫) ખંતિ. (૬) ભ્યઉ (૭) નઉ. (૮) પુત્રનઇ વાંછઇ. (૯) પાખહિ કહિ કામિની — કાંસ. (૧૦) પરણાવઉં — એ વઉ — રા જઇ. (૧૧) પ્રાયઇઊગત — ક્ષે. — હઇ. (૧૨) ઢોલઇ. — પિણ — ક — રહઇ (૧૩) પામી. — ચઉરી. — ણઇ. (૧૪) પુંખીઉરે. (૧૫) વઇ — ગી. — કઇ — નઇ — ઘણી.

હાથ મુકાવણ હાથીયો[1] રે કે ઘોડા[2] કે ગામ
જમાઇને ન દીધો દાયજોરે તઉ ધન કેહે કામરે ૧૨ કાં૦

ઘણુતણુ સગલી નારિનોરે[3] સહુજ ઉદાર જુએરુ
પુત્રથકી પણ વાલહોરે[4] નવલ જમાઇ નેહુરે ૧૩ કાં૦

દીસે રાણી દુબલીરે પ્રીતમ પૂછ્યો[5] ભેદ
ગુણમાલા કહે ગલગલીરે પુત્રી એક ઉમેદરે ૧૪ કાં૦

માંડયા ઇછણા માનણારે ઢંઉઢ દેવાલે જાઈ
બહુ[6] ઉદ્યમ કરતાં થકાંરે કિનમેલે[7] પુત્રી થાઇરે ૧૫ કાં૦

કલ્પવેલ માંજર ભલીરે દીઠી સ્વપન[8] મઝીર
બહુ જતને બેટી થઇરે રાણી હરખ અપારરે ૧૬ કાં૦

રૂપે કુમારી રૂયડીરે મદનમંજરી નામ.
જોવન આવી જોરમેરે[9] સકલકલા અભીરામરે ૧૭ કાં૦

સમયસુંદર કહે ઇમભણીરે ઇણીપરિ ત્રીજી ઢાલ
ગુજરાતી લોક પૂછજેરે[10] તે કહસે[11] તતકાલરે ૧૮ કાં૦

---

(૧) દાઇજઉ. (૨) કેહઉ. – ઘ – નઉ. (૩) સદારઉસુ (૪) વાલહઉ – સઇ (૫) પૂછ્યઉ – હુઈ. લઇ. (૬) દ્રઉડીધાવ. (૭) કિણિમેલિ – ય. – લિ. – રિ. (૮) સુપન – રિ. – પઇ – ૧ – મઇ (૯) કહઇમઇ. (૧૦) પૂછિજ્યો. (૧૧) કહિસ્યારે. – ણિ – રિ.

## ઢાલ ચઉથી.

### રાગ ભુપાલની.

તિણ અવસર ઉજ્જયનીરાય[1] ચંડપ્રદ્યોતન નામ કહાય
જોરવહે વારઉ જેહનો તેજ પ્રતાપ સબલ તેહનો ૧
ચંડપ્રદ્યોતન આગલિ દૂત વાત કહે[2] ઇક અચિરજ ભૂત
નગરી કંપલાનો[3] જે ધની તેહ તણી મહિમા[4] અતિ ઘણી ૨
પ્રગટયો મુકટરતન અભિરામ દુમુહ થયો જયનૃપનો નામ
કિણહી રાજાને[5] આજ નહી એહવો મુકટ જાણજ્યો સહી ૩
ચંડપ્રદ્યોતન અતિ લોભીયો મુકટ લેણ ઉપરિ મન કીયો
મૂકયો[6] દૂત તે કારજસિદ્ધ વિનાશકાલે વિપરિત બુદ્ધ ૪
દૂત જઇ કહે દુમહનેરસ મુકટ દેહમતિ કરે કલેસ
ચંડપ્રદ્યોતન તણ[7] એહ જોગ રતન કહીજે સબલા ભોગ ૫

(૧) ઉજેણી – હઇ – નઉ. – નઉ. – ઇ (૨) કહઇ એક અચરિજ (૩) કંપિલ્લા નઉ ધણી. (૪) આજ મહિમા ઘણી. (૫) – ટયઉ – યઉ – નઉ (૬) રાજાનઇએ. – વઉ. – ણે – યઉ. (૭) મૂકયઉકારિજ દૂતતિણિસિદ્ધ – લઇ – દ્ધિ – હઇ. – કરઇકિલેસ. (૮) નઇએયોગ્ય – જઇ – પણિ.

ક્રુમહરાય પિણ નહીં પાધરો વલતો વચન કહે આકરો

ભુજપણ વલ્લભ એહ બોલ તુજ સામીના રતન અમોલ ૧

હાથી એક અનલગિરિ નામ અગનિભીરૂ રથ અતિ અભિરામ

શિવા નામ રાણી અતિભામ લોહજંઘ રાજાનો દૂત. ૭

એ ચ્યારે દ્યઉ મુજ ઇકવાર પીછે કરસ્યું મુકટ વિચાર

દૂત જઈ કહે સગલા બોલ ચંડપ્રદ્યોતન કૂપ્યો નિટોલ ૮

રાગે ચઢી ભણી ભૂપાલ ચડભડતાની ચઉથી ઢાલ

સમયસુંદર કહે હિવ સંગ્રામ કરસ્યઇ પિણ રહિસે નહિ સામ ૯

---

## ઢાલ ૫ કડકાની,

### રાગ રામગીરી.

ભણઇ મંદોદરી દૈત્ય દસકંધ સુણિ, એહની ઢાળ.

ચઢયો રણ ઝુઝવા ચંડપ્રદ્યોત નૃપ, ચઢતરા તુરત વાજા વજાયા

સુભટ ભટ કટક ઝટ મટકિ ભેલા થયા વડવડા વેગીયા વેગધાયા. ૧ચ.

---

(૧) રઉ. – તઉ. (૨) કહઉ – આકરઉ. (૩) પણિ વલ્લભ છઈએ બોલ. (૪) અદ્દભૂત. – નડે. (૫) પાછલિકરસ્યાં. (૬) કહ્યા. (૭) કૂપ્યઉ. (૮) રાગ એ ભણિયઇ. – કહઇ. – રિ (૯) પણિરહસ્યઇ. – ઢયઉ. – વા – ગિ. – જાઇ – રહઇ – હ – સઇ.

અથ ગજ વર્ણનં.

સીસ સિંધુરાયા પ્રબલ મદ પૂરીયા, ભમર ગુંજાર ભીષણ કપોલા;
સુંડિ ઉલાલતા શત્રુ રલ પાલતા, હાથીયા કરત હાલક હુલોલા ૨ચ.

ઘંટ વાજે ગલે રહે એકઠા મિલે, મેઘ કાલી ઘટા જાણિ દીસે;
[1]
ઢલકતા ઢાલને સીસ ચામર ઢલે મત્તમાતંગ રહે ભર્યા રીસે ૩ચ.
હાલતા ચાલતા જાણિકરિ પર્વતા ગુહિર ગંભીર ગરજાર કરતા

ચંડપ્રદ્યોતનાજા તણે કટકમેં લાખ દો હસ્તિ મદવારિ ઝરતા ૪ચ.

અથ અશ્વ વર્ણનં.

દેશ કાશ્મીર કંબોજ કાંબિલ તણા એત્ર ખુરસાન સેંધા[2] સુચંગા
અચલ ઉત્તરપથા પવન પાણી યથા ભલભલા કચ્છિ તેજી તુરંગા પચ

નીલડા પીલડા સબજ કંબોજના[3] રાતડા રંગિ કવિલાકિહાડા

કિરડીયા કાલુયા ઘુંસરા ફૂસરા હાસલા વાંસિલા ભાગજાડા ૬ચ.

પવનવેગ પાખર્યા ક્રોજ આગેધર્યા ચાલતા જાણિ ચિત્રામલિખ્યા
[4]
એહુવા અશ્વ ઉજ્જેણિરાજા તણે કટક શતસહસ પાચ સંખ્યા ૭ચ

અથ પાયક વર્ણનં.

[5]
સિર ધરે આંકુડા બાહિ પહરે કડા ભાજણી પરતરા બોલ ચાલ્યા
[6]
એકથી એકડા કટક આગલિ ખડા સૂરવીર વાંકડા સુભટપાલા ૮ચ

(૧) ઢાલિનઇ – લઇ – રહઇ – સઇ. – ણઇ – મઇ – ણ
(૨) સૂધાખનીમા (૩) ડા – સ – ડિ – ગઇ – તણઇ. (૪)
મઇ પ્રગટ પંચલાખ – રઇ – ક (૫) પહિરઇ (૬) પાએ – ઇ –
ડ. – ણઇ – રઈ – રઇ – ઘો – તિ.

મુઝ પુત્રી મતિ માર વિદ્યાધર જનક સંઘાતેં જાઇ,
મૈં વિયોગ અનસહિતેં કીધી એ કન્યા મૃત પ્રાય. વા. ૧૩
મૈ વિપ્ર તાર્યો તું હિવ ખમજે મુનિવર મુઝ અપરાધ,
તું મુઝશ[૧] ઉપગાર કીયો સુર ઇમ કહિ વિચર્યો સાધુ. વા. ૧૪
વિંતરદેવ વચન સમરંતી કનકમાલા શુભ ધ્યાન,
ઇહાપોહ કરંતી પામ્યું જાતી સ્મરણ જ્ઞાન. વા. ૧૫
કનકમાલા કહે કુણ મુઝ હોસ્યઈ તાત કહો ભરતાર,
દેવ કહે પૂરવ ભવ ભરતા હોસે[૨] સિંહરથ સાર. વા. ૧૬
કિમ સબંધ હોસ્યૈ મુઝ તિણસ્યું સુણ પુત્રી સ સનેહ,
વક્રસિક્ષત વાજી અપહરસે રાજા આવશે તેંહ. વા. ૧૭
ચિંતા આરત મ કરે પુત્રી સુખસું રહિ ઇણઠામ,
હુ તુઝ પાસ રહીસ રખવાલો તાં લગ જાં તુઝ કામ. વા. ૧૮
સુખ ક્રીડા વ્યંતરસું કરતી કનકમાલા હું એહ,
વ્યંતર કાલહ ગયો મેરૂપરવત ચૈત્યવંદન ભણી તેહ. વા. ૧૯
મુઝ પુન્યે પ્રેર્યો તું આયો કીધો તુરત વિવાહ,
એહ સંબંધ કહ્યો મૈ સગલો તે પૂછયો મુઝ[૩] નાહ. વા. ૨૦
એહ સંબંધ રાય સુણતા પામ્યો જાતિ સમરણ સાર,
પૂરવભવ દીઠા તિણ સગલા આનંદ હર્ષ[૪] અપાર, વા. ૨૧
તિણ અવસર વ્યતર પિણ[૫] આવ્યો કીધો નૃપ પરણામ,
કનકમાલા સુરને કહ્યો સઘલો ઇમ થયો વીવાહ. વા. ૨૨

---

(૧) વ્રતનો હેતુ. (૨) હોશે. (૩) નિજ. (૪) અંગનમાય.

વ્યંતર સુર સિંહરથરાજાને સંતોષ્યો અત્યંત,
નવદિવ્ય[1] આહાર જીમાડ્યા માસ સીમ એકંત. વા૦ ૨૩
હિવ રાજા કહે સુણ તું સુંદરિ દ્યો મુઝને આદેસ,
મુઝ વિણ સગલા વૈરી રાજા મિલી ઉજાડે દેસ. વા૦ ૨૪
કનકમાલા કહે સુન પ્રીતમ તું તુઝ નગરી છે દૂર,
પાલો જાતા દુઃખ પામસિ તું લ્યઈ વિદ્યા ભરપૂર. વા૦ ૨૫
પ્રજ્ઞપતી વિદ્યા તિણ દીધી નૃપેં સાધી તિણવાર,
સુખ સમાધિ સિંહરથરાજા પિણ પહુતો નગર મઝાર. વા૦ ૨૬
નગરલોક થયા અતિ હરષિત વરત્યો જયજયકાર,
સમયસુંદર કહે પૂરવ ભવની પાંચમી ઢાલ ઉદાર. વા૦ ૨૭

દૂહા.

ઈમ તે રાજાસિંહરથ દિવસ પાંચમે જાય,
દિન કેતા ઇક તિહાં રહે નવલ વધુ લપટાય. ૧
નગરપ્રતિ જાય ઈહિ નૃપ રમવા સિંહરથ રાય,
તિણેં કારણ તે લોકમેં નિગ્ગઈ નામ કહાઈ. ૨
અન્ય દિવસે તે નિગ્ગઈ તિહાં પહુતો પરભાત,
કહિવા લાગો દેવતા સુણ રાજા ઇક વાત. ૩
સ્વામિ બોલાવા આવીયો હું જાઉછે તેય,
કાલ[2] ઘણો લગસ્યે તિહાં એહ દુઃખ કરસ્યે એય. ૪
તિણ કારણ તું તિમ કરે જીમ એહ સુખણી થાય,
ઇમ કહીને વ્યંતર ગયો હિવ નૃપ કરે ઉપાય. ૫

(૧) ભવ્ય – પૂ – જન. (૨) વિલંબ હોસ્યે ઘણો.

રાજા નગર વસાવીયો અતિ ઉંચા આવાસ,
ધનવંત લોક વસૈ સુખી આનંદ લીલ વિલાસ. ૬
ઉતંગ તોરણ દેહરા જીનવર બિંબ અનેક,
સ્નાત્ર મહોચ્છવ[1] નવનવા એહવો નગર વિવેક. ૭

---

## ઢાલ ૬ ઠી.

### અવતુમ આવઉંહો એહની.

### રાગ મારૂ—સીમંધર સાંભળો એ દેશી.

અન્ય દિવસ નૃપ નીસર્યો હય ગય રથ પરિવાર,
મારગ માંહે દેખીયો અતિસુંદર સહિકાર. ૧
અથિર છે આ સંપદારે અથિર કુટુંબ પરિવાર,
નિગ્ગઈ નૃપ ઇમ ચિંતવેરે અથિર સકલસંસાર. અ ૨
લાગી માજર મહકતી લાગી આંબા લુંબ,
કોયલ કરે ટહુકડા રહ્યા મધુકર રસ ચુંપ. અ. ૩
રાજા એક માજર ગ્રહી નીસરતે નિજ હાથ,
ઇક ઇક ફુલ ફુલ મંજરી તિમ ગ્રહી સગલે સાથ. અ. ૪
કાષ્ટ ભૂત આબો કીયો ફૂલફુલ માંજર ત્રોડ,
સોભા સગલી કારસી એહીજ મોટી ખોડ. અ. ૫
વલતે રાજા પૂછીયો કહ્યો કિહાં તે સહિકાર,
દેખાડયો અંગોલગૂ સુકો અંબઅસાર

---

(૧) વાર - હ - ૫.

આંબો કિમ થયો એહવો વલિ પૂછ્યો તિન ભૂપ,
તે માંજર ગ્રહી તેહુની સૈન્ય કીયો એહ રૂપ. અ. ૭
એહુ સરૂપ આંબાતણો દેખી ચિંતે રાય,
હા હા અથિર શોભા ઇસી ખિણમૈ ઔરૂ થાય. અ. ૮
અથિર જીવનો[1] આઉખો ડાભ અણી જીમ ઓસ,
અથિર રાજરિદ્ધ સંપદા ઉત્તમ ન કરે સોસ. અ. ૯
અથિર જોબન નર નારિનો જાણિ નદીનો વેગ,
અથિર કુટુંબ સહુકો મિલ્યો પગ પગ અધિક ઉદ્વેગ અ. ૧૦
અથિર રૂપ કાયા તણો ઇંદ્ર ધનુપ જિમ રંગ,
અથિર માન રાજા તણો જાણે ગંગ તરંગ. અ ૧૧
અથિર અનિત્ય અસાસતો એ સંસાર અસાર,
ઇમ ચીંતવતા પામીયો જાતી સમરણ સાર. અ. ૧૨
રાજ રિદ્ધ છાંડી કરી લીધો સંજમ ભાર,
દીધો સાસન દેવતા સાધુવેસ વિચાર. અ ૧૩
વડ વૈરાગી નિગ્ગઇ ચઉથો પ્રત્યેક બુદ્ધ,
ગામ નગર પુર વિહરતો સંજમ પાલે સુદ્ધ. અ. ૧૪
છઠી ઢાલ પૂરી થઈ નિગ્ગઈનૃપની એહ,
હિવ ચ્યારે એકદા હુસ્યઈ સમયસુંદર કહે તેહ. અ ૧૫

દુહા.

ખિત પ્રતિષ્ટ નામે નગર ચઉમુખ દેઉલ સુદ્ધ,
તે સમકાલ સમોસર્યા ચ્યારે પ્રત્યેક બુદ્ધ ૧.

(૧) માણસનુ.

દૈવયોગેં ચ્યારે ચતુર ચ્યારે દિસ ચહુબાર,
પૈઠા દેઉલ માહિ તે બેઠા આસણ સાર.      ૨
પૂરવદિસ કરકંડુ મુનિ દક્ષણ દુમહ મહંત,
પશ્ચિમદિસ નમિરાજ રિષ ઉત્તર નિગ્ગાઇ સંત.      ૩
મુઝ લાગે અસાતના આવે પૂઠ પ્રતક્ષ,
સાધુ ભગતિ કરિવા ભણી થયો ચતુરમુખ જક્ષ.      ૪

---

## ઢાળ ૭ મી.

માતાજી ધન તે નરનારી એહની દેશી.

કરકંડુને બાલપણાથી ખાજ હુંતી અતિગાઢી,
તિન કારણેં ખાજેં ખિણવા તેહ સિલાકા કાઢીરે.      ૧
ચ્યારે સાધુ મિલ્યા ચૌમુખમઇ ચતુર કરે ધર્મચરચા,
જક્ષ કરે કરજોડી સેવા સાધુની પૂજા અરચારે      ચ્યા૦ ૨
ખાજ ખનીને તેહ સિલાકા વલિ રૂડીપરે રાખી;
દુમહસાધુ દેખીને બોલ્યા રહિ ન સકઉ સત ભાખીરે. ચ્યા. ૩
રાજરિદ્ધ સગલી તે છોડી છોડી સગલી માયા,
એક વાત અયુગતી કીધી લોભ સિલિસું લાયારે.   ચ્યા. ૪
આંખમાહે રજ કેમ સમાવે અમૃતમેં વિષ કેમ;
તુઝ ઉતક્રિષ્ટા ચારિત માંહે એહ સિલાક તેમરે.   ચ્યા. ૫
દુમુહ સિષ સુણી નમિરાજા દુમુહ પ્રતે ઈમ ભાખે,
રાજકાજ ચિંતા તું કરતા પિણ હિવણા કા દાખેરે. ચ્યા. ૬

તવ ગંધાર મુનિસર બોલ્યો સુણ નમિરાય મુનિંદ,
સર્વ થોક છોડયા તેં તો પિણ એક ન છોડી નિંદારે. ચ્યા. ૭
મોક્ષભણી ઉઠયો તું મુનિવર નિંદા તુઝ નહીં જુગતી,
આપણી કરણી પાર ઉતરણી જે કરતા તે ભુગતારે. ચ્યા. ૮
કહે કરકંડૂ સુણજ્યો મુનિવર અહિત થકી જેવારે,
હિતની વાત કહે[1] તિણવારી દોષ નહીં નિરધારો રે. ચ્યા. ૯
સાચી વાત કહી કરકંડૂ સઘલે મુનિવર માની,
ચારે સાધુ ભલા ચારિત્રીયા કોઇ નહીં અભિમાનીરે. ચ્યા. ૧૦
પ્રત્યેક બુદ્ધ તણી ધર્મ ચરચા સાતમી ઢાલ રસાલ,
સમયસુંદર કહે સાધુતણા ગુણ હિવ હું કહીસ વિસાલરે. ચ્યા. ૧૧

---

## ઢાલ ૮ મી.

રાગ ગોડી.

વાડી ફુલી અતિભલી મનભમરારે એ દેશી.

ચ્યારે છત્રપતિ રાજવી ગુણગિરૂવારે ચ્યારે ચતુરસુજાન
સાધુગુન ગરૂવારે.
ચ્યારે સકલ કેલા નિલા ગુ૦ ચ્યારે અમૃતવાણિ. સા૦ ૧
ચ્યારે સખ્યસુલક્ખણા ગુ૦ ચ્યારે રૂપ નિધાન. સા૦
ચ્યારે લીલા લાડલા ગુ૦ ચ્યારે પુરૂષ પ્રધાન. સા૦ ૨

(૧) કહે તિણ વેલા.

ચ્યારે ન્યાય નિપુણ ભલા ગુ૦ ચ્યારે મોટા ભૂપ. સા૦
ચારે ચિર પાલી પ્રજા ગુ૦ ચારે ઇંદ્ર સરૂપ સા૦ ૩
ચારે ચાર[1] કારણ થકી ગુ૦ ચ્યારે પ્રત્યેકબુદ્ધિ, સા૦
ચ્યારે રાજ રમણી તજી ગુ૦ ચ્યારઇ લઇ વૃત સુદ્ધ. સા૦ ૪
ચ્યારે જાતી સમરણા ગુ૦ ચ્યારે સાધુને વેસ. સા૦
ચ્યારે એકાકી રહે ગુ૦ વિચરે દેસ પ્રદેશ. સા૦ ૫
ચ્યારે પંચ મહાવ્રતી ગુ૦ ચ્યારે પરમ દયાલ. સા૦
ચ્યારે સુમતિ ગુપતિ દારા ગુ૦ બ્રહ્મચર્ય વૃતપાલ. સા૦ ૬
ચ્યારે સીલંગરથ ધરા ગુ૦ ચ્યારે નિર્મલ ગાત્ર. સા૦
ચ્યારે ઉતકૃષ્ટી ક્રીયા કરે ગુ૦ ચ્યારે ચારિત્ર પાત્ર. સા૦ ૭
ચ્યારે સર્વ માયા તજી ગુ૦ ચ્યારે હૂવા નિર્ગ્રંથ. સા૦
ચ્યારે મદ મચ્છર તજ્યા ગુ૦ ચ્યારે સાધુને પંથ. સા૦ ૮
ચ્યારે ઇંદ્રી વસ કીયા ગુ૦ ચ્યારે જીત્યો લોભ. સા૦
ચ્યારે ચંચલ મન દમ્યો ગુ૦ ચ્યારે છાંડી સોભ. સા૦ ૯
ચ્યારે ગુરૂ કરે ગોચરી ગુ૦ સુઝતો લ્યે આહાર. સા૦
ચ્યારે રસના રસ તજ્યા ગુ૦ દેહ દીયે આધાર સા૦ ૧૦
ચ્યારે કરે આતાપના ગુ૦ ચ્યારે કરે કાઉસગ્ગ. સા૦
ચ્યારે સીત તાવડ સહે ગુ૦ ચ્યારે સહે ઉવસગ્ગ. સા૦ ૧૧
ચ્યારે ચારિત ખપ કરે ગુ૦ ચ્યારે નિર્મલ જ્ઞાન. સા૦
ચ્યારે તપ જપ આગલા ગુ૦ ચ્યારે ચિત્તધરે ધ્યાન. સા૦ ૧૨

---

(૧) ઘર.

ચ્યારે સાધુ ક્ષમા ધરા ગુ૦ ચ્યારે સમુદ્ર ગંભીર. સા૦
ચ્યારે ગુણ મણિ રોહણા ગુ૦ ચ્યારે સુર ગીરધીર. સા૦ ૧૩
ચ્યારે તેજ સુરજ સમા ગુ૦ ચ્યારે શીતલ ચંદ. સા૦
ચ્યારે વૃષભ ધુરંધરા ગુ૦ ચ્યારે મોટા મુણિંદ. સા૦ ૧૪
ચ્યારે સંખ નિરંજણા ગુ૦ ચ્યારે ગજ સોંડીર. સા૦
ચ્યારે ગગન નિરાશ્રિયા ગુ૦ ચ્યારે ચરમ શરીર. સા૦ ૧૫
ચ્યારે વાયુ તણી પરે ગુ૦ અપ્રતિબંધ વિહાર. સા૦
ચ્યારે સાયર જલ જિસા ગુ૦ સુદ્ધ હૃદય સુવિચાર. સા૦ ૧૬
ચ્યારે પંકજ દલ જિસા ગુ૦ નિરૂપ લે પનિસનેહુ. સા૦
ચ્યારે કૂરમતીણી પરે ગુ૦ ગુતિંદ્રીય ગુણ ગેહુ. સા૦ ૧૭
ચ્યારે ખડગ વષાણજ્યું ગુ૦ એક જાતિસુ વિરત્ત. સા૦
ચ્યારે ભારંડ પંખિજ્યું ગુ૦ અપ્રમત્ત ઇક ચિત્ત. સા૦ ૧૮
ચ્યારે સીંહતણી પરે ગુ૦ દીસંતા દુરધ્રસ્ય. સા૦
ચ્યારે વિહગ તણી પરે ગુ૦ વિપ્ર મુકત વર યક્ષ. સા૦ ૧૯
ઇમ અનંત ગુણ સાધના ગુ૦ મઇ કેતા કહિવાય. સા૦
સહસ જીભ સુર ગુરૂ સ્તવે ગુ૦ તઉ પિણ પૂર્ણ ન થાય. સા૦ ૨૦
મૈ કેતા એક એહ કહિયા ગુ૦ સાધુતણા ગુણ સાર. સા૦
વચન વિલાસ સફલ કીયો ગુ૦ સફલ કીયો અવિતાર. સા૦ ૨૧
ધન્ય માતા જિણે જનમીયા ગુ૦ ધન્ય પિતા કુલ વંશ સા૦
ધન્ય ધન્ય કરણી સાધુની ગુ૦ ઇંદ્ર કરે પરસંસ. સા૦ ૨૨
ચ્યારે કેવલ પામીયા ગુ૦ ચ્યારે પહુતા સિદ્ધ. સા૦
ચ્યારે અજરામર થયા ગુ૦ લાગી અવિચલ રિદ્ધ. સા૦ ૨૩

ચ્યારે એક સમયે ચવ્યા ગુ૦ જનમ થયો તિમ જાણ.[1] સા૦
એક સમય દીક્ષા ગ્રહી ગુ૦ તિમ કેવલિ નિરધાર. સા૦ ૨૪
ઢાલ સુણતા આઠમી ગુ૦ તુટે કર્મની કોડિ. સા૦
ચરણ નમે ચિહુ સાધના ગુ૦ સમયસુંદર કરજોડિ સા૦ ૨૫

---

## ઢાલ ૯ મી.

### રાગ ધન્યાસિરી.

### રૂષભ પ્રભુ પૂજીયેં એ દેશી.

કરકંડુ દુમહ નમીએ નિગ્ગઈ નામ પ્રસિદ્ધ સાધુ મુનિ ગાઇએંએ,
ચિહુ ખંડે કર વર્ણવ્યાએ ચ્યારે પ્રત્યેક બુધ્ધ મહામુનિ ગાઇએંએ.
ગતા પરમાનંદ મુકતિ સુખ પામીએંએ. ૧
ચ્યારે ચઉગતિ દુઃખ હરઇએ તારણ તરણ સમત્થ. મ૦
નામ જપંતા જેહનોએ જનમ હોવે સુકયત્થ. મ૦ ૨
સોલસઇ પૈસઠમે[2] એ જેઠ પુનમ દિન સાર. મ૦
ચોથઉ ખંડ પૂરો થયો એ આગરા નગર મઝાર. મ૦ ૩
વિમલનાથ સુપરાઉલેએ સાનિધ કુસલસૂરીંદ. મ૦
ચ્યારે ખંડ પૂરા થયા એ પામ્યો પરમાણંદ. મ૦ ૪
દેસ પરદેસી દીપતાએ નાગડ ગોત્ર શ્રૃંગાર. મ૦
શ્રીસંઘભાર ધુરંધરાએ ઉદયવંત પરિવાર. મ૦ ૫

---

(૧) નાણ. (૨) બાસઠ.

સૂરૂ સાહ ગુણેં ભલાએ સંઘનાયક સુવિચાર. સ૦
તેહતણે આગ્રહ કરીએ કીધો ગ્રંથ અપાર. સ૦ ૬
શ્રી ખરતરગચ્છ રાજીયોએ યુગપ્રધાન જિનચંદ. સ૦
શ્રીજિનસિંહસૂરિ[૧]સરૂએ ચિર પ્રતપયો રવિચંદ. સ૦ ૭
પ્રથમ શિષ્ય શ્રીપૂજના એ સકલચંદ મુણિંદ. સ૦
તાસુ સીસ વાચક ભણે એ સમયસુંદર આનંદ. સ૦ ૮
ચ્યારે પ્રત્યેક બુદ્ધના એ એહ ચ્યારેહી ખંડ. સ૦
ચ્યારે ખંડે વિસ્તર્યો એ જ્યાં[૨] રવિતેજ અખંડ. સ૦ ૯
સાંભલતાં સુખ સંપદાએ ભણતા અધિક ઉલ્લાસ, સ૦
દિન દિન સંઘ ઉદય ઘણોએ આનંદ લીલ વિલાસ. સ૦ ૧૦

ઇતિ નિગ્ગઇ પ્રત્યેકબુદ્ધિ ચતુર્થ ખંડ સંપૂર્ણં.

ઇતિ શ્રીપ્રત્યેક બુદ્ધિચાકી ચોપઇ સંપૂર્ણ.

સંવત્ ૧૮૯૯ ફાગુણ શુદિ ૧૦ શનિવાસરે.



૨૪૯

(૧) સંઘ. (૨) જિહાં.